# આખર ફેંસલો



…ર ગ્રંથરત્ન કાર્યાલય : માદલપુર અમદાવાદ : કિં. ૦-૧૨-૦

# આખરી ફેંસલો

( મહાભિનિષ્ક્રમણ )

[ પૂ. ગાંધીજીએ સ્વાતંત્ર્ય કૂચ આરંભી ત્યારથી શરુ કરી યરવડા મન્દિરમાં ગયા ત્યાં સુધીની ચાલતી આઝાદીની લડત અંગેનાં ભાષણો, લેખો વગેરેનો સંગ્રહ. ]

દેસાઇ વાલજી ગોવિંદજીની પ્રસ્તાવના સાથે

સંપાદક
નટવરલાલ માણેકલાલ દવે
આણંદ

પ્રકાશક
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
માદલપુર : અમદાવાદ

# પ્રસ્તાવના

Freedom's battle once begun,
Bequeathed from bleeding Sire to Son,
Though vanquished oft, is ever won.
Byron

યાત્રા શબ્દના બે અર્થ છે. એક તો તીર્થયાત્રા અને બીજો શત્રુ ઉપર ચડાઈ એવો અર્થ છે. ગાંધીજીનું જીવન આ બેય અર્થમાં યાત્રામય છે એમ કહી શકાય. ચાર ધામ ને સાત પુરીમાં આંટો મારી આવવો, આળસુ ને કદાચિત્ અનીતિમાન્ 'તીર્થ'વાસી બ્રાહ્મણને થોડુંક, થોડુંક દેવદ્રવ્યને પણ નહિ છોડનાર લોભિયા રાજાને મુંડકારૂપે, અને બીજું બધું ધન આગગાડીના દુષ્ટ તથા પ્રજાપીડક ધણીને આપવું એમાં પુણ્ય નહિ પણ પાપ જ થાય છે. મનનો મેલ ઊખડી જાય એ સાચું સ્નાન છે; સત્યની ઉપાસના, ભૂતદયા, પરોપકાર એ સાચી તીર્થયાત્રા છે. આ અર્થમાં ગાંધીજી જેવો યાત્રિક, પ્રેમપંથનો પથિક ધરણીતલ ઉપર આજ બીજો એકે નથી, એવી સર્વસંમતિ છે.

પણ ગાંધીજીની સાધના આપણા દેશના ઘણાખરા સાધુઓની સાધનાથી નોખી તરી આવે છે. ગાંધીજીની યાત્રા યાત્રા તો છે જ, પણ સાથે સાથે અન્યાય, અનીતિ, અધર્મના દળવાદળ ઉપર ચડાઈ પણ છે. સાધુ સંસારથી વિરક્ત રહે, નિવૃત્તિમય જીવન ગાળે, પ્રપંચની લપ ને જંજાળમાં ન પડે એવી રીત આપણે ત્યાં ચાલી આવે છે. દિલ્હીના બાદશાહ સાથે જૂઝનારા ને એનો પરાભવ કરનારા શીખ ગુરુઓએ

એ ચાલતો ચીલો છોડચો ને નવો માર્ગ લીધો. દિલ્હીના બાદશાહો કરતાં અતિ ઘણા બળિયા વિલાયતના કૈસરે હિન્દની સામે ધર્મયુદ્ધની ઘોષણા કરનારા ગાંધીજી શીખ ગુરુની પરંપરામાં છે એમ કહીએ તો ખોટું નથી. ગુરુ ખડ્ગધારી હતા, ગાંધીજી ક્ષમાશસ્ત્રધારી છે, એટલો મોટો ફેર છે; પણ રાજદ્વારી વ્યવહારમાં દયાધર્મ ઊતારવાનો ગાંધીજીનો પ્રયત્ન તો જગતના ઇતિહાસમાં અપૂર્વ છે.

ગાંધીજીના જીવનની પહેલી ત્રેવીશી એના ચરિત્રના મંગળદીવાને સારુ સ્નેહસંભાર કરવામાં વીતી. બીજી ત્રેવીશીમાં દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહની શોધ અને પ્રથમ પ્રયોગ થયાં. ત્રીજી ત્રેવીશીના આરંભમાં સંવત્ ૧૯૭૧ ના પોષ (૧૯૧૫ ના જાન્યુઆરી)માં ગાંધીજી ઍપોલો બંદર ઉપર ઊતર્યા, એ સમયે એનું દર્શન કરીને એકોતેર કુળ તારનારાં થોડાંક માણસ હતાં તેમાં આ લખનાર પણ હતો. તે દિવસથી માંડીને આજ લગી ગાંધીજીએ કંઈક યાત્રા કરી છે. પણ સં. ૧૯૮૬ ના ફાગણ શુદિ ૧૧ાા [ ૧૨–૩–'૩૦ ] ને બુધવારે પ્રભાતના પ્રહરમાં ગાંધીજી જે યાત્રાએ સધાવ્યા તે તો એના અપૂર્વ જીવનમાં પણ અપૂર્વ છે.

એ અદ્ભુત યાત્રાનો ઇતિહાસ પુસ્તકાકારે સંગ્રહવાનો આ પ્રયત્ન અપૂર્ણ છતાં આદરણીય છે; કેમ કે એવા પ્રયત્ન સદાય અપૂર્ણ જ રહેશે. સિન્ધુ જેવી લીલા શબ્દોની ગાગરડીમાં કેટલીક માય?

સાબરમતી,
સં. ૧૯૮૬ ના ભાદ્રપદ વદિ ૮ મંગળ.

દેસાઈ વાલજી ગોવિંદજી

# અનુક્રમણિકા

## મહાભિનિષ્ક્રમણ

## પરિશિષ્ટ



## ચિત્રપરિચય

## ગાંધીજીને પકડવાનું આજ્ઞાપત્ર (વૉરંટ)

'Whereas the Governor-in-Council, for good and sufficient reasons, has, under the powers vested in him by Regulation XXV of 1827, resolved that Mr. Mohandas Karamchand Gandhi shall be placed under restraint in the Yeravda Central Prison during the pleasure of Government, you are hereby directed to secure the said Mr. Mohandas Karamchand Gandhi, and arrange to forward him as soon as possible to the Superintendent of the Yeravda Central Prison.'

'કેમ કે સારાં અને પૂરાં કારણોને લીધે મંત્રી, સહ વર્તમાન સુબાએ ૧૮૨૭ના પચવીશમા નિયમથી તેને મળેલી સત્તા નીચે નિશ્ચય કર્યો છે, કે મિ. મોહનદાસ કરમચંદ ગાંધીને સરકારની ઇચ્છા હોય ત્યાં સુધી યરવડા મધ્યસ્થ કારાગૃહમાં કેદ રાખવા, એટલે આથી તમને આજ્ઞા છે, કે તમે ઉક્ત મિ. મોહનદાસ કરમચંદ ગાંધીને હાથ કરો, અને તેને જેમ બને એમ તરત યરવડા મધ્યસ્થ કારાગૃહના ઉપરિ પાસે મોકલવાની વ્યવસ્થા કરો.'



**સપૂત**

"આવવું ન આશ્રમે — મળે નહિ સ્વતંત્રતા !
જંપવું નથી લગીર — ને નહિ સ્વતંત્રતા !
સ્નેહ સૌખ્ય સૌ હરામ ના મળે સ્વતંત્રતા !
પુત્ર દાર !
જન્મ મૃત્યુના જુહાર !
જંપવું ન — જાલિમો ય જંપશે ન — સૌ ખુવાર !"

(કૃષ્ણલાલ શ્રીધરાણી)



**વિશુદ્ધ બલિદાન**

મહાત્માજીની સાથે ૧૨મી માર્ચે કૂચમાં જે પહેલા ૭૯ આશ્રમવાસીઓએ સાથ દીધો તે

(ફોટો : માહુલીકર)

૧૨ મી માર્ચને શુભ દિવસે ગાંધીજી અને તેમના સાથીઓએ આશ્રમમાંથી પ્રયાણ કર્યું તે વેળાનાં દશ્યો ઘણાંએ વર્તમાનપત્રોમાં જોયાં હશે, ઘણાંએ પ્રત્યક્ષ જોયાં હશે, અને છતાં કાંઇક ને કાંઇક જાણે કહેવાનું બાકી જ રહી જાય છે. ગીતાજી ઉપર સેંકડો માણસોએ ટીકા લખી, હજી લખાતી થોડી જ બંધ પડી છે ?

આશ્રમની પ્રાર્થનાભૂમિ ઉપર ગયા અઠવાડિયામાં મેળા ભરાતા. ૧૦મી ની રાત્રે બે બે ત્રણ હજારની મેદનીને ગાંધીજીએ જાગૃત કરી, ૧૧મીની રાત્રે દશહજારનો સમૂહ એકઠો થયો. કોઈના મનમાં હતું કે ગાંધીજી પકડાશે તો તેમનાં છેલ્લાં દર્શન કરી લઈએ, કોઇના મનમાં હતું કે તેમનાં છેલ્લાં વચન સાંભળી લઈએ, કોઈને મહાન સલ્તનતની સામે લડવા જનાર ખોબા જેટલા માણસની ટુકડીનું દર્શન જ ચમત્કારિક હતું; સૌને આ રાજ્યની સામે મોરચા મંડાવાના છે એની ખબર હતી. ત્યાં જઈએ છીએ તેમાં એ યુદ્ધની સાથે આપણી સહાનુભૂતિ છે એમ મનાશે, રાજદ્રોહની ભાવનાથી આવ્યા છીએ એમ મનાશે એવી તેમને ધાસ્તી નહોતી. પણ એ બધા રાજદ્રોહીઓ હતા અને દેશપ્રેમીઓ હતા એમ કહેવામાં મને જરાય અતિશયતા નથી લાગતી. પણ એમાં તો સરકારી નોકરો હતા, મિલમાલિકો હતા, મજૂરો હતા–ત્રણ મિલમાલિકોનાં કુટુંબોએ તો આખી રાત આશ્રમમાં જાગરણ કર્યાં હતાં, ચાર મિલ માલિકોના કુટુંબો ગાંધીજીને આશીર્વાદ દેવા આવ્યાં હતાં અને મિલમજૂરોએ આખી રાત ભજનો કરી ગાંધીજીની જય પોકારી રાત વિતાડી–સામાન્ય પ્રેક્ષકો હતા, અને સર પ્રભાશંકર પટણી જેવા અસામાન્ય પ્રેક્ષક પણ હતા. એ સૌને 'રાજદ્રોહી' તરીકે વર્ણવાય? મને લાગે છે કે એમનું અપમાન કરવાનો કે એમને દુઃખ લગાડવાના જરાય ઈરાદા વિના હું કહું કે વર્ણવી શકાય. પટણીજીને મેં કહ્યું: 'કેમ કૂચમાં જોડાવા આવ્યા છો ?' હસીને બોલ્યાઃ 'મારા જોડાયાથી શું ?' મેં કહ્યું: 'તમે જોડાઓ તો બાપુ ન પકડાય.' પટણીજી કહેઃ

'મને શંકા છે.' પણ વૃદ્ધ પટણીજી આખી રાત ગાંધીજીને પડખે સૂતા, અને સવારે પ્રયાણ થયું ત્યારે સ્વજનોના સમૂહમાં ભેળા થઈ અમુક અંતર સુધી ચાલી મીઠી વિદાય દીધી. આ બધા આ રાજ્યને ટકાવવાને માટે ભેગા થયા હતા એમ તો કોઇ ન જ કહે, રાજ્યની હસ્તી મટાડવાના ગાંધીજીના શુભ કાર્યમાં અને અસાધારણ સાધનથી થતા પ્રયત્નમાં સહાનુભૂતિ દાખવવા, આશીર્વાદ આપવા ભેગા થયા હતા એ વિષે કોણ શંકા કરશે ?

હા; એક વાત એટલી જ સિદ્ધ છે. ગાંધીજીએ કહ્યું છે તેમ 'કોઇની આંખમાં ઝેર નહોતું.' કારણ ગાંધીજીની આંખમાં ઝેર નહોતું; ગાંધીજીના આ મહાપ્રયાણમાં ક્યાંયે કડવાશ નહોતી, અને ઝેરવેરના ભાવ વિના ગુલામીમાંથી મુક્ત થઈ શકાય એવી નવી ઉત્પન્ન થયેલી ભાવનાનું દર્શન કરવા જાણે સૌ ભેગા થયા હતા.

આ બધાંને બોલાવવા કોઇએ ઢંઢેરો નહોતો પીટયો સભામાં જવાને માટે વિનંતિપત્રો કાઢવામાં આવે છે તેવાં વિનંતિપત્રો નહોતાં નીકળ્યાં. છતાં સૌ આવ્યાં—આબાલવૃદ્ધ, સૌ કોમોનાં અને સૌ જાતિના લોકો માઇલો ને માઇલો સુધી એ ઐતિહાસિક પ્રયાણના દર્શનના ઉત્સુક થઇને બેસી રહ્યા, દર્શન થતાં ધન, અક્ષત, કુંકુમ અને પુષ્પની વૃષ્ટિ કરી, એનો કોણ બીજો અર્થ કરી શકે ?

કુતૂહલખોરો પણ હતા; મોટરમાં વિરાજીને સિનેમાનાં પટચિત્રો ઉત્પન્ન કરનારા અખબારનવીસો અને તસવીરનવીસો પણ હતા;—એઓ તો કોઈ આગ લાગી હોય કે જલપ્રલય થાય ત્યાં પણ એટલા જ કુતૂહલથી જાય, સરકાર ગોળી ચલાવતી હોય તો તેનાં પણ એટલા જ કુતૂહલથી ચિત્રો કાઢે. આ અજબ જાગૃતિ સાંખી ન શકવાથી એને કોઇ પણ રીતે ઉતારી પાડવાનો પ્રયત્ન કરનારા અખબારવાળા પણ હતા, અને કેવળ કુતૂહલભાવે 'ગાંધી આ તે શાં ધતિંગ લઇ બેઠો છે' એમ વિચારતા છૂટાછવાયા ગોરાઓ પણ હતા; અને પરદેશથી આ

અપૂર્વ યુદ્ધનો અભ્યાસ કરવા આવેલા તટસ્થ વર્તમાનપત્રકારો પણ હતા કોઇ ને એ ગોરાઓનો દ્વેષ નહોતો, કટાક્ષખોર અખબારનવીસોનો પણ દ્વેષ નહોતો; સરકારે પોતાનાં લશ્કર કે સિપાઇઓનો દેખાવ જ નહોતો કર્યો એટલે તેનો દ્વેષ કરવાનો હોય જ નહિ,

પણ વિરાટ દશ્યમાં એક પ્રકારનું ગાંભીર્ય હતું તે દેખાયા વિના રહેતું નહોતું. મોટામોટા શ્રીમંત કુટુંબની બહેનોની આંખો ગાંધીજીને વિદાય દેતાં ભીની થતી હતી; 'વૈષ્ણવજન તો તેને કહીએ, જે પીડ પરાઇ જાણે રે,' ગવાયું અને 'ભણે નરસૈંયો તેનું દર્શન કરતાં કુળ એકોતર તાર્યા રે' એ પૂરું થતાં પ્રયાણ શરૂ થયું ત્યારે એવા આદર્શ વૈષ્ણવજનનાં દર્શન કરીને એકોતેર કુળ તારવાનો ભાવ આણનારા ભાવિકો ત્યાં હતા; ગાંધીજીની તે વેળાની ગંભીર મુખાકૃતિ ઉપર આશક થનાર મુસલમાન મિત્ર પણ ત્યાં હતા; અયોધ્યાનો ત્યાગ કરી પંચવટી તરફ પ્રયાણ કરતા રામચંદ્રજીને યાદ કરી આંખો ભીની કરનારી અનેક બહેનો હતી; અને સર ચીનુભાઇએ આપેલા ઉમદા ઘોડાની બાદશાહી ચાલ જોઇને શિવાજીના ઘોડાની યાદ કરનારી મહારાષ્ટ્રી બહેનો પણ હતી.

છતાં એ દશ્યનાં અનેક ચિત્રો મન ઉપર આવે છે અને ખસી જાય છે; આ આદર્શ 'વૈષ્ણવ', લંકા જીતવા જનારા રામચંદ્રજી, અને વિજયી શિવાજીના કરતાં મારી આંખ આગળ બુદ્ધભગવાનનું મહાભિનિષ્ક્રમણ જાણે તર્યા કરે છે. 'દુ:ખડૂબ્યા ઓ જગજન ! આ હું આવ્યો રે.' એ ભાવથી 'શ્યામ રજની'ના અંધકારને ભેદતા, જગતની વિદાય લેતા બુદ્ધભગવાનના મનમાં જે ભાવ હશે તે ભાવ ગાંધીજીના મનમાં હોય તો આશ્ચર્ય નથી. બુદ્ધભગવાને મૌન સેવ્યું હતું, પોતાના મનમાં ચાલી રહેતા અનેક સંકલ્પોની કોઇને વાત કરી નહોતી, ગાંધીજીએ પોતાની મનોવેદનાથી આખી જગતને સાક્ષી કરી એટલો આ દશ્ય અને પેલા દશ્યમાં ભેદ હતો. પણ ગાંધીજી જે

પ્રતિજ્ઞા કરીને નીકળ્યા, જે પ્રતિજ્ઞા તેમણે પોતાના સાથીઓ પાસેથી લેવરાવી, છેલ્લા દિવસ અથવા છેલ્લી ઘડી સુધી જે પ્રકારની ચેતવણી તેઓ એ સૈનિકોને આપતા રહ્યા તેમાં રહેલું ગાંભીર્ય સમજનાર આ પ્રયાણને મહાભિનિષ્ક્રમણ ન કહેશે તો શું કહેશે ?

હજીયે એ ચેતવણીના ભણકારા જાણે કાન ઉપર વાગી રહ્યા છે: 'આપણે નીકળવાના છીએ કે કશી જ પૂંજી લઈને નીકળવાના નથી; આપણી પાસે એક જ પૂંજી છે–આપણા યમનિયમોનું પાલન, અથવા પાલનનો આપણો ભગીરથ પ્રયત્ન. જે વ્રતોની પ્રતિષ્ઠા કરીને આશ્રમ સ્થાપ્યું તે જ વ્રતો આપણું અમોલું ધન છે. એ વ્રતો વિષે આજે પણ કશી શંકા હોય તો તે છેવટની ઘડીએ પણ નીકળી જઈ શકે છે.' 'આ આખરી ફેંસલો છે; આ નાટક નથી. સ્વરાજ લઈને અથવા તો સ્વરાજને માટે મરીને જ તમે આશ્રમનાં પાછાં દર્શન કરી શકો છો. આ લડત એક માસ ચાલે કે એક વર્ષ ચાલે કે અનેક વર્ષ ચાલે એ લડત છોડીને પાછું આવવાપણું નથી, સગાં-વહાલાં ઘેર હોય તે પીડાય, મરી ફીટે, ઘરબાર જેનાં હોય તે સળગી જાય તોપણ તેને લડત છોડીને પાછું આવવાપણું નથી.' 'યાદ રાખજો, આ જિંદગીભરની ફકીરી છે, અને જીવનભરની બ્રહ્મચર્ય અને અપરિગ્રહની પ્રતિજ્ઞા છે.' 'આ મહાધર્મયુદ્ધ છે, એક મહાવ્યાપક યજ્ઞ કરીએ છીએ, અને એમાં સૌએ હોમાઈ જવાનું છે. તમારી અશક્તિ હોય તો ખસી જજો, તમારી અશક્તિ તે તમારી શરમ નથી પણ મારી શરમ છે. કારણ મને પ્રભુએ જે શક્તિ આપી છે તે તમારા સૌમાં છે. માત્ર તે એટલી જાગૃત થયેલી ન હોય.' 'વલ્લભભાઈના જેલ જવાની ખબર આવી ત્યારે પંડિતજીએ ગાયું 'શિર સાટે નટવરને વરીએ'. એ શિરસાટાની આ લડત છે. સંભવ છે કે એમાં હુલ્લડો થાય, ખુનામરકી થાય તોયે ભાગી છૂટવાનું નથી, તો સ્વરાજ ન મળશે. પણ આપણને એ હુલ્લડમાં ખપી

જઈને આપણી અહિંસાને સાર્થક કરવાનું તો મળવાનું છે જ. આપણા લોકોને હાથે, હિંદુઓને હાથે, મુસલમાનોને હાથે મરી જઇને પણ આપણે આપણો સત્યાગ્રહ સાર્થક કરી શકવાના છીએ. આપણે સૌ હિંદુમુસલમાન–ઐકયના રક્ષક છીએ, ગરીબમાં ગરીબ, કંગાળમાં કંગાળ, દુર્બળમાં દુર્બળ માણસોના પ્રતિનિધિ થવા માગીએ છીએ. આશ્રમ, સગાંવહાલાં, ઘરબાર, કુટુંબકબીલાના તરફ નજર રાખીને એ શક્તિ આપણે નથી કેળવી શકવાના. સર્વસ્વને હોમીને જ આ યજ્ઞમાં હોમાવાનું છે.'

આ આ યુગનું મહાભિનિષ્ક્રમણ નહિ તો બીજું શું? એવા હું જાણું છું જેઓ એને મહાભિનિષ્ક્રમણ માનવાને તૈયાર થાય, અહિંસાના એક અનુપમ, અપૂર્વ પ્રયાસ તરીકે માનવાને તૈયાર થાય, છતાં શંકા કરે છે કે આ 'અંધારામાં કૂદકો તો ન હોય?' પણ બુદ્ધભગવાનને પણ કવિએ 'ચાલ્યો, શ્યામ રજનીમાં ચાલ્યો' કહીને વર્ણવ્યા છે. આપણે માટે એ શ્યામ રજની છે; પેલા હજારો પ્રેમિક પ્રેક્ષકોને માટે પણ એ શ્યામ રજની હોય એવો સંભવ છે. ગાંધીજીને તો એ રજની ઉજાળનાર જ્યોતિ, સત્ય અને અહિંસાના અહર્નિશ દર્શન છે એટલે એ રજની નથી. આપણી સાની રજની ફીટતાં જેટલીવાર લાગે તેટલી એ લડત લંબાશે. ગાંધીજી તો એ લડત લાંબી હોય કે ટૂંકી હોય તે વિષે બેપરવા છે, એ આખરી છે એ વિષે એમને શંકા નથી, એ મહાભિનિષ્ક્રમણ થયું છે એ વિષે પણ શંકા નહિ હશે.

# પ્રયાણ

[ પૂ. ગાંધીજીએ તા. ૧૬–૩–૩૦ ના નવજીવનમાં યાદગાર કૂચ દિન ઉપર નીચે પ્રમાણે અગ્રલેખ લખેલો ]

અમદાવાદનાં હજારો શહેરી ભાઇબહેનો ૧૧મીની રાતે જાગ્યાં. હજારોએ આશ્રમને ઘેર્યું. રાતના અફવા ઉડયા જ કરીઃ 'એ આવ્યા' મારા કાનમાં બેવાર કોઇ ગંભીર મોઢે કહી ગયુંઃ 'પાયાદાર ખબર છે કે ખાસ ટ્રેન આજે સાંજે આવશે, ને તમને માંડલે મોકલવા સારું લઈ જશે.' જેલ અને ન–જેલ મારે સારું એક જ વસ્તુ હોવાથી મારી ઉપર આ ખબરની અસર ન થઇ. હું તો નિરાંતે સૂતો. પણ મારી આસપાસ રહેલા મજૂરો અને માલિકોને મને વીંટળી રહેલા જોઇ આનંદ થયા વિના ન રહ્યો. 'એ' તો ન આવ્યા. અને ધારેલે ચોઘડિયે, ધારેલી પળે ઇશ્વરે અમને રવાના કર્યા. ચંડોળા તળાવ લગી વળાવવા આવેલા લોકોની હાર વચ્ચેથી અમે પસાર થયા. આ દશ્ય હું કદી ભૂલી શકું તેમ નથી. મારે સારું આ ઇશ્વરના આશીર્વાદ હતા. આવા દશ્ય છતાં હું કેમ માનું કે આ યુદ્ધને વિષે જીત નથી? ધનિક અને નિર્ધન બન્ને પોતાના પ્રમાણમાં જ હાજર હતાં. જો આ દશ્યનો

કંઇ અર્થ હોય તો તે એ છે કે, તે આટલો તો છે જ કે બધા લોકોને સ્વાધીનતા જોઈએ છે, ને સ્વાધીનતા તેઓ શાંતિને માર્ગે ઇચ્છે છે. આશ્રમથી એલિસબ્રિજ લગી હારબંધ ઊભાં રહેલાં સ્ત્રીપુરુષોની આંખમાં મેં ઝેર નહિ, પણ અમૃત જોયું. તેમની આંખમાં અંગ્રેજી રાજ્યની ઉપર કે અંગ્રેજી રાજ્યકર્તાની ઉપર મેં ગુસ્સો ન જોયો, પણ પૂર્ણ સ્વરાજ્ય હવે તો આવે જ છે એ વિશ્વાસથી ઉત્પન્ન થતો આનંદ જોયો.

સત્તાવાળાઓએ પણ ડહાપણ વાપર્યું. એક પણ સિપાઈ મારા જોવામાં ન આવ્યો. જ્યાં લોકો ઉત્સવ ઊજવવા આવ્યા હતા ત્યાં સિપાઈનું શું કામ હોય, સિપાઇ શું કરે ?

જેવો વિશ્વાસ અમદાવાદના શહેરીઓએ આ દિવસોમાં બતાવ્યો છે તે કાયમ રહો, એ વિશ્વાસ આખા દેશમાં પ્રસરો, એટલે અલ્પ પ્રયત્ને પૂર્ણ સ્વરાજ્ય છે જ. જો પૂર્ણસ્વરાજ્ય એ આપણો જન્મસિદ્ધ હક હોય તો તે હક મેળવતાં આપણને કેટલો વખત જવો જોઈ એ ? શ્વાસ લેવાનો મારો જન્મસિદ્ધ હક છે તેથી તે સહેજે ચાલે છે. ઘણા કાળથી ચાલતી આવતી પરતંત્રતાએ આપણા મનમાં ભ્રમ પેદા કર્યો છે કે પરતંત્રતા જ આપણી સ્વાભાવિક સ્થિતિ છે. સાચી વાત એ છે કે પરતંત્રતા કોઈ પણ મનુષ્યની સ્વાભાવિક સ્થિતિ છે જ નહિ. ત્રીસ કોટિ મનુષ્ય જ્યારે સ્વતંત્રતા મેળવવાનો સંકલ્પ કરે ત્યારે તે તેની પાસે આવી જ છે. ૧૨મીનું દશ્ય એ સંકલ્પનું ચિહ્ન હતું.

પણ હું ઝટ ભોળવાઇ નથી જતો. જનસમાજનો પ્રવાહ ગાડરિયાં જેવો આખા જગતમાં જોવામાં આવે છે. તેમ ૧૨ મીએ પણ હતું. દેખાદેખીએ ઘણા નીકળી પડયા હતા; અથવા આમ ઉત્સવમાં નીકળી પડવું એ ઘણાના ત્યાગનો આરંભ અને અંત હતો. એમ જ

હોય તો એ સ્વતંત્રતાની નિશાની નહોતી. એક લાખ માણસ જ્યારે ત્રીસ કરોડને દબાવે ત્યારે તે દબાણમાંથી નીકળી જવાને સારુ ત્રીસ કરોડ એકઠા થઇને મહેનત કરે તો બહુ ઓછી મહેનતે, બહુ ઓછા ત્યાગે તેઓ ગુલામીમાંથી મુક્તિ મેળવે. પણ કાંઈક ત્યાગ તો જોઇએ જ. એ છેક બચ્ચાંનો ખેલ નથી, એ વિચાર કરી શકનારાનો પરિશ્રમ છે. એટલે ત્રીસ કોટિ ખાદીધારી ન થાય તો ત્રીસ લાખ સવિનય કાનૂનભંગ કરનારા તો થાય? આ સ્વરાજ્યયજ્ઞમાં ઘણા હોય તો પરિશ્રમ તેમનામાં વહેંચાઈ જાય. જો ઓછા હોય તો તેમણે વધારે બોજો ઉઠાવવો રહ્યો. કેમકે સ્વરાજ્ય મેળવવા સારુ પરિશ્રમનું માપ તો એક જ હોય. તેથી તે પરિશ્રમ કોણ ઉપાડે ને કેવી રીતે એ જ પ્રશ્ન રહે છે. ગુજરાતીઓની ઉપર આ કૂચને સફળ કરવાનો તાત્કાલિક બોજો છે. કૂચને સફળ કરવી એટલે સંઘને નિયમસર ભોજન આપવું ને તેની બીજી સરભરા કરવી એ જ નહિ. એ તો ગામનાં મહાજન પ્રેમપૂર્વક કરી રહ્યાં છે. સફળ કરવાનો અર્થ એ છે કે તેમાં ભરતી થવા સ્ત્રીપુરુષો નીકળી પડે. ટુકડી જલાલપુર પહોંચે કે તુરત મીઠાના કાયદાનો સવિનય ભંગ કરનારા તૈયાર હોવા જોઇએ. પ્રત્યેક ગામે આવા 'ભંગી'ઓને તૈયાર કરી રાખવા જોઇએ, જેથી સમય આવ્યે તેઓ હોમાઈ જાય.

# બહિષ્કારની મર્યાદા

[ પૂ. બાપુજીએ કૂચ દરમિયાન બહિષ્કારનો મંત્ર ફૂંક્યો તેનો સંપૂર્ણ સાર તેમણે તા. ૩૦–૩–૩૦ના નવજીવનના અગ્રલેખમાં લખેલો તે નીચે પ્રમાણે:]

ચાલતી યાત્રા દરમ્યાન બહિષ્કારને વિષે હું મારાં ભાષણોમાં ઠીકઠીક બોલ્યો છું. એ ભાગ છાપાંવાળાઓએ કેવી રીતે છાપાંમાં મોકલ્યો છે તે હું નથી જાણતો, વિષય અગત્યનો હોવાથી તે અહીં વિચારી જવો ને બહિષ્કારની મર્યાદા આંકવી આવશ્યક છે. આ લડત પવિત્ર સત્યની, અહિંસાની એટલે ધર્મની હોઈ તેમાં જાણેઅજાણે પણ કંઇ ભૂલ ન થાઓ એ બહુ જરૂરનું છે, આમાં થયેલી જરા પણ ભૂલ લડતને નુકસાન પહોંચાડયા વિના નહિ રહે.

બહિષ્કાર બે પ્રકારે કામ કરી રહેલ છે: એક સરકારી અમલદારોનો, અને બીજો જેઓ લોકમતને તાબે નથી થતા તેમનો–જેમકે મુખી ઇત્યાદિનો.

અમલદારો જ્યારે આપણાં ગામડાંમાં આવે ત્યારે તેમની સલામી ન કરવી, તેમની સલામીએ ન જવું એ આવશ્યક છે, ધર્મ છે. તેમની સરભરા ન કરાય; તેમને કશા પ્રકારની સગવડ ન અપાય. આ અસહકાર છે. ગાડાવાળો ગાડું ન આપે, કુંભાર પાણી ન ભરે, મોદી સીધું ન આપે, મુખી ગામનું કે પોતાનું ગોદડું ન આપે. કારણ અમલદાર આ બધી સગવડો અમલ પરત્વે લે છે. સગવડો ન આપવામાં અમલદારને દુ:ખ દેવાનો હેતુ નથી, પણ તેના અમલને બંધ કરવાનો હેતુ છે, ને તેમાં સવિનય ભંગ પણ હોય.

ત્યારે અમલદાર ભૂખે મરતો હોય અથવા દુ:ખે પીડાતો હોય ને તેની મદદે કોઈ ન હોય તો ? એવે સમયે આપણે દુ:ખ સહન કરીને અમલદારની સેવા કરવી. માનો કે અમલદારની મોટર ભાંગી પડી, તેને ખોરાકની જરૂર પડી, તો આપણે તેને ખોરાક પૂરો પાડીએ ને તેની પાસે પૈસા ન હોય તો પૈસાની આશા ન રાખીએ; ધારો કે અમલદાર ઓચિંતો માંદો પડયો ને તેની સેવામાં કોઈ નથી,

તો તેની સેવા આપણે એટલા જ પ્રેમથી કરીએ જેટલા પ્રેમથી આપણાં પ્રિયજનની કરીએ. મનુષ્ય તરીકે આપણને તેની સાથે વેર નથી. તેના અમલની સાથે આપણને વેર છે. હજુ સરકાર ગાંડી નથી બની, અમલ ચલાવવામાં તેને બહુ અગવડ નથી ભોગવવી પડી. પણ જ્યારે તેને ખરી અગવડ પડે ત્યારે તે રિવાજ મુજબ ગાંડી થાય ને મર્યાદા છોડે એવો સાવ સંભવ છે. એવું થાય ત્યારે તેના અમલદારોને જે જોઇએ તે લોકોની પાસેથી જબરદસ્તીથી લેવાનો હુકમ થવાનો સંભવ છે. આવે વખતે મજકૂર બહિષ્કારનો ઉપયોગ પૂરો થઇ શકે. તે વખતે આપણને ખબર પડે છે કે બહિષ્કાર એ ખરેખરો ધર્મ છે. અમલદાર માને છે કે લોકો તેની સગવડો તેના અમલની રૂએ પૂરી પાડવા બંધાયેલા છે. લોકો જ્યારે આ માન્યતાને ખોટી પાડે ને તેમ કરતાં જે દુ:ખો પડે તે સહન કરે ત્યારે તેઓ મુક્ત થયા મનાય. આવી જબરદસ્તીને વશ ન થવાય ત્યારે લોકો જીત્યા ગણાય. અત્યારે તો બહિષ્કાર રમતવાત ગણાય. પણ જ્યારે લૂંટ કરવાની છૂટ સરકારી નોકરોને મળે ત્યારે પણ લોકો પાયમાલ થાય છતાં દાતણ સરખું યે સ્વેચ્છાએ ન આપે એટલે બહિષ્કારનો ધર્મ પાળ્યો ગણાય. પણ યાદ રાખવું કે આવો સમય આવે ત્યારે પણ જો અમલદાર ઉપર પ્રમાણે ભીડમાં આવે ને તેનો અમલ તેનો બેલી ન થાય તો આપણે તેની સેવા કરીએ. મિત્ર અને દુશ્મનને સરખો ગણવાનો ધર્મ પાળવાનો આ અવસર ગણાય. સત્યાગ્રહીને આ જગતમાં કોઇ દુશ્મન નથી, ન હોય; તે કોઇને દુશ્મન ન ગણે. પોતાનો દીકરો કે બાપ અમલદાર હોય તો યે તે બહિષ્કાર કરે સત્યાગ્રહીની આગળ સ્વજન-પરજનનો ભેદ ન હોય. જે સ્વજનને વિષે કરવા તૈયાર ન થાય તે પરજનને વિષે કદી ન કરે.

હવે મુખીનું દૃષ્ટાંત વિચારીએ. ગામ આખું ઇચ્છે છે કે મુખીએ રાજીનામું આપવું, પણ તેની હિંમત રાજીનામું આપવાની

નથી, અથવા સ્વાર્થવશ થઇને તે રાજીનામું આપવા નથી ઇચ્છતો. આ કારણસર મુખીનો બહિષ્કાર ન કરાય. એમ કરેલો બહિષ્કાર બળાત્કાર છે. એમ મુખીને ફરજ પાડવી એટલે તેની પાસે પરાણે પુણ્ય કરાવ્યા બરાબર થયું. પણ ધર્મમાં બળાત્કાર હોય નહિ. કોઈની પાસે કંઈ કામ બળાત્કારે કરાવીને પ્રજાસત્તાક તંત્ર કદી સ્થાપી શકાય નહિ. આ મૃતપ્રાય થએલી પ્રજામાં આવો બળાત્કાર વાપરવો મહાપાપ છે, અને કેવળ ડહાપણની દૃષ્ટિએ વિચારતાં યે આપણને જણાશે કે એમ બળાત્કાર કરતાં આપણો હેતુ કોઈ કાળે સફળ થાય નહિ. સફળ થાઓ કે ન થાઓ, એવો બળાત્કાર ચોખ્ખી હિંસા છે. મુખી રાજીનામું આપે કે ન આપે એ તેની મરજીની વાત છે. લોકમતને માન આપીને પણ તે રાજીનામું આપે તો સારું, ન આપે તો તેની ઉપર જોર ન કરાય.

પણ મુખી તેનો અમલ ન ચલાવી શકે; અમલની રૂએ એક પણ કામ લોકોની પાસેથી ન કરાવી શકે. મુખીની પાસે બે સ્થિતિ છે: તે અમલદાર છે ને તે ગ્રામવાસી છે. અમલદાર તરીકે વેઠ ઇત્યાદિ માગે તે ન મળે; ગ્રામવાસી તરીકે મોદીખાનું વગેરે માગે તે મેળવવાનો તેને અધિકાર છે. તેનું મોદીખાનું બંધ કરવું એટલે તેને રાજીનામું આપવાની ફરજ પાડ્યા બરોબર થયું. આ સત્યાગ્રહીથી ન કરાય.

લોકમતથી વિરુદ્ધ ચાલનાર લોકોનો મર્યાદિત અને સામાજિક બહિષ્કાર કરવાનો અધિકાર છે, અને કેટલીકવાર ફરજ થઈ પડે છે. જે મુખી સ્વાર્થની ખાતર પોતાના મુખીપણાને વળગી રહે છે તેને સમાજ પ્રતિષ્ઠા ન આપે, એટલે કે તેની માનુષી હાજતો પૂરી પાડવા ઉપરાંત બીજો સંબંધ બંધ કરે; તેને ત્યાં વિવાહને પ્રસંગે સમાજ ન જાય, તેના તરફથી મળતાં જમણ ઇત્યાદિનાં આમંત્રણ ન સ્વીકારે, તેના દુ:ખમાં ભાગ લે, તેના ભોગમાં મુદ્દલ નહિ. આવા બહિષ્કારમાં ક્યાંયે ઝેરવેર, હિંસા, ન હોવાં જોઇએ. મુખી આપણો સગો ભાઇ હોય તો શું કરીએ? આપણી અમૂર્છિત સ્થિતિમાં આપણા પ્રત્યે

સમાજનું વર્તન જેવું ઈચ્છીએ એવું વર્તન આપણે મુખી ઇત્યાદિના પ્રત્યે આપીએ.

હવે આપણે ત્રણ પ્રકારના બહિષ્કાર વિચારી ગયાઃ

૧ અમલદારનો તેના અમલ પરત્વે;

૨ મુખી જેવા પ્રત્યે બળાત્કારરૂપી બહિષ્કાર; અને

૩ મુખી જેવા જે લોકમતને માન નથી આપતા તેમના પ્રત્યે મર્યાદિત બહિષ્કાર.

પહેલો બહિષ્કાર કરવા જેવો છે, ને તે કરવાનો ધર્મ છે. જેનામાં હિંમત હોય તે જ એ બહિષ્કાર કરે. એ બહિષ્કારમાં અત્યંત દુઃખ સહન કરવાનો પ્રસંગ આવવાનો સંભવ છે એ યાદ રાખવું ઘટે છે. અત્યારે એ બહિષ્કારની માગણી મહાસભા નથી કરતી. એ બહિષ્કાર ગુજરાતમાં કેટલાક ભાગમાં શરૂ થયો છે, કેમકે તેનો ગુજરાતીને મહાવરો થયો છે ને તેની ઠીક આવડત છે. સરદાર વલ્લભભાઇને કેદ આપવાથી તે બહિષ્કાર ગુજરાતનો વિશેષ ધર્મ છે. પણ જેનાથી તે અણીને વખતે ન નિભાવી શકાય તે ન કરે તો હાનિ નથી, કર્યાં પછી મૂકશે તો હાનિ છે.

બીજો બળાત્કાર કરવાનો બહિષ્કાર હમેશાં ત્યાજ્ય છે, એમાં હિંસા છે, ને એથી પ્રજાને બહુ નુકસાન પહોંચવાનો પૂરો સંભવ છે.

ત્રીજો મર્યાદિત બહિષ્કાર કરવા જેવો છે.

સત્યાગ્રહીના પ્રત્યેક કાર્યમાં પોતે દુઃખ સહન કરવાનું છે, વિરોધીને દુઃખ દેવાનું કદી નહિ. પોતે દુઃખ ખમતાં કે ધર્મ પાળતાં વિરોધીને દુઃખ થાય કે અગવડ પહોંચે તેને સારૂ સત્યાગ્રહી લાચાર થાય છે.

હાલ જે પ્રજાની પાસેથી હું માગી રહ્યો છું એ મીઠાના કાયદાનો સવિનય ભંગ. તે ઉપરાંત કંઇ ન થઈ શકે તો ભલે સહુ બેસી રહે, પણ આગળ પગલું લેતાં પાછા પડશે તો ભય ને નુકસાન છે.

# મુખીમતાદારો વિષે

[ આ લડતમાં ગામડાં અસહકારની ચિનગારીથી સળગી ઉઠવાનાં છે એવી પૂ. ગાંધીજીની આગાહી હતી અને તે પ્રમાણે અત્યારે બની પણ ચૂક્યું છે. ગામડામાં સરકારના હાથારૂપ મૂખી મતાદારો હોય છે. તેમને સરકારી નોકરીમાંથી અળગા થવાની પૂ. બાપુજીની હાકલ હતી. તેમને સંબોધીને નીચેનો લેખ તેમણે તા. ૩૦–૩–૩૦ ના નવજીવનમાં લખેલો હતો. ]

મુખીમતાદારોનાં રાજીનામાં એટલાં બધાં આવ્યાં છે કે તેમને વિષે થોડું લખવું આવશ્યક થઇ પડયું છે. આ રાજીનામાંને વિષે એટલી બધી અફવાઓ સાંભળી છે કે હું પોતે તેની સચ્ચાઇને વિષે શંકાશીલ છું. જો એ રાજીનામાં દબાણ વિના ખુશીથી અપાયાં હોય તો તેની બહુ કિંમત છે. છતાં જે સરદારની કેદને નિમિત્તે તે અપાયાં છે, તેમની સેવાની કિંમતની સાથે સરખાવતાં આ રાજીનામાંની કિંમત કંઇ જ નથી. જે ગુજરાતને સારૂ વલ્લભભાઇએ પોતાનું સર્વાર્પણ કર્યું છે તે ગુજરાત જેટલો ત્યાગ કરે તેટલો ઓછો છે. સરદારનું સર્વાર્પણ ગુજરાતને સારું ખરું પણ તેનો અંતિમ હેતુ સ્વરાજ છે. તેથી ગુજરાતે તો સ્વરાજને સારું જે યત્ન કરવા યોગ્ય છે તે બધા કરવા જોઇએ.

આ દૃષ્ટિએ મુખીપણાને તપાસીએ. જેટલી સ્પષ્ટ રીતે હવે હું મુખીપણું સમજ્યો છું તે પહેલાં નહોતો સમજતો. મુખી એટલે પોલિસપટેલ. મુખીની મારફત સરકાર વિઘોટી ઉઘરાવે છે ને તેના હુકમોનો અમલ કરાવે છે. મામલતદાર ઈત્યાદિ અમલદારો મુખી વિના ઠૂંઠા થઇ પડે. ગમે તે માણસને મુખી નીમવામાં નથી આવતા, પણ ગામમાં જેને વગવસીલો હોય તેવા માણસને નીમવામાં આવે છે. આવા માણસોની સરકારના દફતરમાં નોંધ રહે છે ને તે મતાદારો કહેવાય છે. આ બધામાંથી વારાફરતી મુખી નિમાય છે ને દર પાંચ વરસે બદલાય છે. આ મતાદારોને સરકાર પ્રતિવર્ષે કંઇક નજરાણું

આપે છે, એટલે કે ચારપાંચ રૂપિયા. મુખીને પ્રતિવર્ષ ત્રીસથી પચાસ રૂપિયાનું નજરાણું મળે છે. 'નજરાણું' શબ્દ મેં વાપર્યો છે. એને પગારરૂપે કોઇ ઓળખતું નથી. મુખીને મળતા રૂપિયાની તેની પાસે કશી કિંમત હોતી નથી, કેમકે મુખી સામાન્ય રીતે પૈસેટકે સુખી માણસ હોય છે. આ મળતા પૈસાને શું નામ આપવું એ વિચારમાં મેં તેને 'નજરાણું' કહ્યું. અફઘાનિસ્તાનના અમીરને આવું નજરાણું આપી તેને બાંધી લેતા હતા. અમીરના નજરાણામાં અને મુખીના નજરાણામાં ફેર ઘણો છે એ જાણું છું. અમીરનું નજરાણું મોટું હતું. આ નાનકડું. બીજા ફેર પણ છે. છતાં બંનેમાં મતલબ સામાને બાંધી લેવાની છે.

મુખી ને મતાદાર આમ શું કામ બંધાઈ જાય છે? લૂખો અમલ ભોગવવાને ખાતર તો નહિ જ. પણ અમલમાંથી પોતાની પ્રતિષ્ઠા વધે, ને એ પ્રતિષ્ઠાને વટાવો તેમાંથી પૈસા પેદા કરે. આ કામ પ્રામાણિકપણે થાય નહિ. તેમાં અપ્રામાણિકતા રહેલી જ છે. એટલે મુખીપણું લઇને ગામના મહાજન અને રક્ષક મટી ગામના ભક્ષક બનવાનો ધંધો કરવો તેનું નામ મુખીપણું. બધા મુખી આવા જ હશે એમ કહેવાનો આશય નથી. પણ ઘણા મુખીઓની સાથે કરેલી વાતનો આ સાર છે.

સરદારને ખાતર નહિ, સ્વરાજને ખાતર નહિ, પણ ધર્મ ને નીતિને ખાતર આવા મુખીપણાને અને મતાદારપણાને તિલાંજલિ દેવી ઘટે છે. આ વખતે દેશમાં જે આત્મશુદ્ધિ થઇ રહી છે તેમાં મુખીમતાદારો મોટો ફાળો આપી શકે છે. બીજાઓને તો પેટ પાછળ પડયું હોય એમ બહાનું કાઢે, મુખીમતાદારોને તેવું કશું નથી. તેમને તો ખિતાબ છોડ્યા જેવું છે. તેથી જ આ સ્થિતિને મેં એઠવાડ તરીકે વર્ણવી છે, અને એ વર્ણન બરોબર છે. એ એઠવાડમાંથી મુખીમતાદારો બચો.

# બલિદાન પણ કેવાં ?

[ આ સત્યાગ્રહના યુદ્ધમાં બલિદાન પણ વિશુદ્ધ અને આત્મપ્રેરિત હતાં. તે દર્શાવનારો 'ચાર પત્રો' વાળો શ્રી. મહાદેવભાઈનો લેખ નીચે પ્રમાણે: ]

ધર્મયુદ્ધનો આરંભ થાય છે ત્યારે દરેક વિચારવંત સ્ત્રીપુરુષના મનમાં મંથન શરૂ થાય છે; તેમાં આ તો ૧૦ વર્ષના ભરતીઓટના અનુભવ પછી શરૂ થયેલું ધર્મયુદ્ધ. ધ્યેયની પ્રાપ્તિ વિના એ યુદ્ધને સમાપ્ત થવાપણું નથી, એ યુદ્ધમાં નડતાં વિઘ્નોનું નિવારણ યુદ્ધની શરતમાં જ રહેલું છે, એટલે જે કોઇ એમાં પડે તે ખૂબ મંથન કે વિચાર વિના પડતા નથી. પેલે દિવસે અમદાવાદના સ્વયંસેવકોનો પરિચય મેળવવાને માટે અમે સભા કરી હતી તેમાં ગુજરાત કૉલેજના વિદ્યાર્થીઓની સંખ્યા સારી હતી. કેટલાક બી. એ. અને એમ. એ. ના અભ્યાસ કરનારા હતા. આને હું ઉત્સાહના આવેશમાં આખી કૉલેજ ખાલી થઇ જાય તેના કરતાં વધારે સારી વસ્તુ ગણું, કારણ કૉલેજ જ્યારે છચોક ચાલી રહી છે, મોટો ભાગ હજી પરીક્ષામાં મશગૂલ છે ત્યારે આ વિદ્યાર્થીઓએ પોતાનો નિર્ણય કરી લીધો છે એ નિર્ણય તેમને યુદ્ધના અંત સુધી ટકાવી રાખશે પણ આ નિર્ણય કરતાં અનેક કજિયામાંથી આ યુવકોને પસાર થવું પડયું હશે. પિતાપુત્ર વચ્ચે કેવા મીઠા કજિયા ચાલી રહ્યા છે તેના નમૂના તરીકે દિલ્હીની જામિયા મિલિયા ઇસ્લામિયા—મુસ્લિમ રાષ્ટ્રીય વિદ્યાપીઠ—ના ફકત અસગર કાદરી નામના એક વિદ્યાર્થીએ પોતાના પિતા ઉપર લખેલો ઉર્દૂ કાગળ અહીં ગુજરાતીમાં ઉતારું છું.

"જનાબ મુરબ્બી વાલિદ સાહેબની ખિદમતમાં. આપનો કોઇ પત્ર નહિ આવ્યો. હું આપને જણાવવા ઇચ્છું છું કે તા. ૧૨મી માર્ચના સત્યાગ્રહમાં દાખલ થવાનો છું. આ બાબતમાં આપની સલાહની જરૂર રહેતી નથી, કારણ આપને પૂછીશ તો આપ એમજ લખશો કે 'તારે એમાં સામેલ ન થવું.' પણ મારો તો પાકો ઇરાદો

થઇ ચૂકયો છે. જો કે આપ મારા આ ઇરાદાને માત્ર બે ઘડીનો ઊભરો સમજશો, તોપણ આપને જણાવું કે મારો ઇરાદો તો એવો છે કે જો દેશને મારી લાશની જરૂર પડશે તો એને હું એક નાનકડી કુરબાની સમજીને મારી જાન દેશને ભેટ ધરવા તૈયાર છું. વધારે શું લખું ? ઘેર કાગળ લખવાનું મન જ નથી થતું, કારણ હવે દિલ ઘરની તરફથી તદ્દન ઊઠી ગયું છે—જો કે મનમાં એમ થઈ જાય છે કે વડીલોને અને ભાઈબહેનોને એકવાર મળી જાઉં."

આ કાગળમાં નિશ્ચય છે, અને એ નિશ્ચય ન ફેરવવાનો આગ્રહ છે. હવે એક બીજો કાગળ આપું. એ કાગળ સરકારી નોકરનો છે. એમને ૧૫૦ રૂપિયા પગાર મળે છે, નોકરી છોડીને લડતમાં જોડાવાની તીવ્ર ઇચ્છા છે, પણ વડીલોની સલાહ મળે છે કે લડતમાં પૈસાની મદદ કરો, બીજું કામ કરો, પણ નોકરી ન છોડો. એ વડીલનો કાગળ મોકલે છે, અને વડીલને શો જવાબ આપવો એમ પૂછે છે. વડીલના કાગળનો થોડો ભાગ આપવા જેવો છે.

"નોકરી છોડી ગાંધીની આંધીમાં સામેલ થવાનો તમે વિચાર કર્યો છે તે જાણ્યો. આંધીનું શું ઠેકાણું ? જોરથી આવે છે અને પાંચપચાસનું સત્યાનાશ વાળીને જાય છે . . . આજ સુધી દેશને માટે તમે જે કર્યું છે તેમાં અમે કોઈ વચ્ચે પડ્યા નથી, કારણ કુટુંબનું પાલન થતું હતું અને સાથે સાથે દેશસેવા પણ થતી હતી. હવે તમે એક પગલું આગળ લેવા તૈયાર થયા છો . . . ગાંધીજીએ પોતે તો કહ્યું છે કે જે સવિનય ભંગ ન કરી શકે તે ખાદી પહેરે અને બનાવે. દેશમાં બેકારી વધી પડેલી છે. આપણે સવિનય ભંગનું કામ એ બેકારો ઉપર છોડી દઇએ તો જે લોકો કામ કરી રહ્યા છે તે લડત ચલાવવાને માટે પૈસા, સીધુંસામાન, સરંજામ વગેરે આપે. તમે તો બેકાર નથી. ભલે બેકાર ભલે સવિનય ભંગની લડત કરે, તમારે પૈસાથી જેટલી મદદ કરાય તેટલી કરવી. કેટલાકનો ઉદ્દેશ સ્વયંસેવક થવામાં એ હોય છે કે દેશમાં નામ થઇ જશે. જો પૈસા આપવામાં

તમારો એ ઉદ્દેશ ન હોય અને શાંતિથી કામ કરવું હોય તો ગાંધીજીએ જે બીજો માર્ગ કહ્યો છે–ખાદી પહેરવાનો અને ઉત્પન્ન કરવાનો–તે માર્ગ લેવો જોઇએ. આના ઉપર વિચાર કરશો અને કેવી રીતે આરંભ કરવો છે તે જણાવશો એટલે એના ઉપર વિચાર કરશું."

'કામવાળા' અને બેકારોના વિભાગ પાડી આ ભાઇએ બન્નેને ઠીક કામની વહેંચણી કરી આપી છે! કરોડો સાધુઓ બેકાર પડયા છે તે સવિનય ભંગ કરશે એમ માનીને 'કામવાળા'ઓ પોતાના કામમાં મચ્યા રહે તો સવિનય ભંગ કે બીજા કોઇ પણ પ્રકારની લડતનો વિચાર જ કરવાનો ન રહે. આ આખી લડત ત્યાગ ઉપર રચાયેલી છે જેને ત્યાગ કરવાનો નથી તેનું શુદ્ધ બલિદાન શી રીતે કહેવાશે? જેને ઘેર બેસીને સુખસગવડ ભોગવવી છે તેનાથી આ લડત ન લડાય. લડતનો ધર્મ એ સગવડિયો ધર્મ નથી. ગાંધીજીના બીજા માર્ગ–ખાદીનો ઉલ્લેખ કરીને આ પત્ર લખનાર વડીલે તેનો દુરુપયોગ કર્યો છે. ખાદીના ઓઠા તળે રહીને નોકરી કરવી, સુખસગવડ ભોગવવી અને દેશસેવક કહેવાવું એ વસ્તુથી કોઇ છેતરાય એમ નથી. પૈસાની મદદ કરવાથી પણ રખેને પોતાના ભાઇની સુખસગવડમાં ઊણપ આવી જાય એ ડરથી ગૂપચૂપ કામ કરવાને બહાને પૈસાની પણ મદદ ન કરવાની એ વડીલે સલાહ આપી છે!

પણ વાત એ છે કે જેને સલાહ લેવાપણું રહ્યું છે તેને અનેક સલાહ આપનારાઓ પડ્યા છે જ. જે પોતાનો ધર્મ વિચારશે તેને પોતે શું કરવું છે એ સહેજે ઊગી જવાનું છે. આવા નોકરી કરનાર એક સજ્જન, જેમણે પોતાનો ધર્મ વિચારી લીધો છે અને નિર્ણય કરી લીધો છે તેમનો સરદાર વલ્લભભાઇ ઉપર લખેલો એક કાગળ અહીં ઉતારું છું:

"આપને મળવાની ઇચ્છા હતી, પણ આપ બારડોલી ગયા છો એવી ખબર મળેલી. વડીલોની સલાહ મળી કે બહોળા કુટુંબના

બોજાનો વિચાર કરી મારે નોકરી ચાલુ રાખવી . . . હું અનેક અંગ્રેજોના સંબંધમાં આવું છું, અને તેમની સાથે લડતની ચર્ચા કરું છું, અને ચર્ચા દ્વારા જેટલી સેવા થાય તેટલી કરું છું. મારાં ખાદીનાં કપડાં જોઇને સૌ લડતની વાત ઉપાડે છે. સર મહમદ શફીની ટોળી કરતાં આ યુરોપિયનો હવે 'ડુમિનિયન સ્ટેટસ'ની તરફેણમાં વધારે આગળ જવા તૈયાર લાગે છે. એમને કોઈ પણ રીતે સુલેહ કરવી છે, કારણ કે ધંધાને માટે વિલાયતની બૅંકોમાંથી, હિંદુસ્તાનની આજની સ્થિતિમાં, એમને પૈસા મળી શકતા નથી. આ સાથે ફેબ્રુઆરીનો ૧૦૦ રૂપિયાનો ચેક મોકલું છું. લડત ચાલે ત્યાં લગી સો રૂપિયા અને તેથી વધારે બને તો વધારે મોકલતો રહીશ."

આરંભમાં એક યુવકનો કાગળ આપ્યો, અંતે એક વૃદ્ધનો કાગળ આપું છું. એઓ શ્રી. જમનાલાલજીના એક મિત્ર છે. એમણે તો લડતમાં સ્વયંસેવક તરીકે નામ આપ્યું છે એટલે એમનું નામ જણાવવામાં વાંધો ન હોય. શ્રી કાશીનાથ રામચંદ્ર પદે શ્રી. જમનાલાલજીને લખે છે.

" ગાંધીજીની લડતમાં મને સૈનિક તરીકે નોંધશો. એનની હિલચાલ વિષે ખૂબ વાંચું છું, અને એથી બહુ આનંદ થાય છે. મને હાલ ૭૨મું વરસ ચાલે છે, પણ મારું શરીર સુંદર છ અને ૧૦ થી ૧૨ માઇલ સુખે ચાલી શકું એમ છું. ઑનરરી મૅજિસ્ટ્રેટનો પાંડ-ઉપકાર વિનાનો ધંધો મેં છોડયો છે, અને ત્રણચાર વર્ષ થયાં આ પવિત્ર તીર્થમાં વસ્યો છું. મને તુરત જવાબ આપશો."

આ વૃદ્ધ પાસે સૌ નિશ્ચયબળ મેળવે. આ લડત એવી છે કે સલાહ લેવાપણું એમાં નથી. ૧૦ વર્ષ થયાં લડતના ભણકારા વાગ્યાં જ કરે છે, અને જ્યારે આખરી ફેંસલો આવી લાગ્યો છે ત્યારે સૌએ પોતપોતાના મનની સાથે પણ આખરી ફેંસલો કરી લેવો ઘટે.

# સત્યાગ્રહ પ્રતિજ્ઞા

[ સત્યાગ્રહનાં મંડાણ બાપુજીએ કૂચ કરીને ક્યારનાંય કરી દીધાં હતાં સૈનિકોની ભરતી થવા લાગી હતી. તેને સારૂ એક જ પ્રતિજ્ઞાપત્ર રહે એવા વિચારથી પ્રેરાઇ મહાસભાની કાર્યવાહક સમિતિએ પ્રતિજ્ઞાપત્ર ઘડી કાઢ્યું. જે તા. ૩૦–૩–૩૦ ના નવજીવનમાંથી મહાત્માજીની ટીકા સાથે નીચે આપ્યું છે.]

સવિનય ભંગ માટે તૈયાર થનારા સ્વયંસેવકોને માટે દેશમાં અનેક પ્રકારની સત્યાગ્રહ પ્રતિજ્ઞાઓ ચાલે છે, અને એવી હજારો ઉપર સહી થઇ ચૂકી છે. પણ મહાસભાની કાર્યવાહક સમિતિને લાગ્યું કે આખા દેશને માટે એક જ પ્રકારની પ્રતિજ્ઞા ઘડવામાં આવે એ ઈષ્ટ છે. કાર્યવાહક સમિતિના સભ્યોએ પ્રતિજ્ઞાના ઘણા નમૂનાઓ તપાસ્યા અને કેટલાકે એ વિષે ગાંધીજીની સાથે મસલત પણ કરી. તેમની સંમતિ મેળવીને નીચેની પ્રતિજ્ઞા તૈયાર કરવામાં આવી છે.

૧. મહાસભાએ પૂર્ણ સ્વરાજ્યને અર્થે આરંભેલા સત્યાગ્રહમાં હું જોડાવા ઇચ્છું છું.

૨. સત્ય અને અહિંસાને માર્ગે હિંદને માટે પૂર્ણ સ્વરાજ્ય મેળવવાના મહાસભાના ધ્યેયને હું સ્વીકારું છું.

૩. જેલમાં જવાને હું તૈયાર છું, અને લડત દરમ્યાન મારા ઉપર બીજાં જે જે સંકટો આવી પડે કે મને જે જે સજા થાય તે સહન કરવાને હું તૈયાર છું.

૪. હું જેલમાં જઇશ તો મહાસભાના ફંડમાંથી મારા કુટુંબના ભરણપોષણને માટે હું કશી મદદની આશા રાખીશ નહિ.

૫. લડતની લગામ જેમના હાથમાં હશે તેમના હુકમનું હું અક્ષરશઃ પાલન કરીશ.

આ પ્રતિજ્ઞા આજે ચાલતી અનેક પ્રતિજ્ઞાઓના કરતાં વધારે સાદી અને ટૂંકી છે. આવી પ્રતિજ્ઞાઓમાં સામાન્ય રીતે ખાદી અથવા હિંદુમુસલમાન ઐક્ય અને એવી જ બીજી શરતો રાખવામાં આવે છે, પણ તે આમાં નથી રાખી. આનો અર્થ એવો નથી કે મહાસભા પોતાના કાર્યક્રમનાં એ અંગો ઉપર હવેથી ઓછો ભાર મૂકવાની છે. મહાસભા તો એના ઉપર અતિશય ભાર મૂકતી આવી છે અને મૂકશે જ એ વાત સ્વયંસેવકો ખૂબ ધ્યાનમાં રાખે, આમ છતાં સૌને લાગ્યું કે જે લડતમાં લાખો માણસો ભાગ લેશે એવી આશા રખાય છે તેને માટે પ્રતિજ્ઞા સાદી હોવી જોઇએ, અને તેમાં ભાર માત્ર કાનૂનભંગને વિષે રહેલી અહિંસા ઉપર જ હોવો જોઇએ.

વળી આ પ્રતિજ્ઞા ઉપર સહી કરી એટલે સહી કરનાર આપોઆપ સત્યાગ્રહી તરીકે સ્વીકારાઇ જતો નથી. પ્રતિજ્ઞાપત્ર એટલે એક અરજીનું પત્ર છે અને તેને મંજૂર કરવું કે ન કરવું એ જે જે સમિતિ પાસે તે પત્ર આવે તેના અધિકારની વાત છે.

ઉપર આપી છે તે પ્રતિજ્ઞા કરતાં વધારે સખત પ્રતિજ્ઞા ઉપર જેમણે અત્યારપહેલાં સહી કરી દીધી છે તેમણે પાછી આ પ્રતિજ્ઞા પત્ર ઉપર સહી કરવાની જરૂર નથી.

જવાહરલાલ નેહરુ

૨

મહાસમિતિએ એક નાનકડી સત્યાગ્રહપ્રતિજ્ઞા ઘડી છે. ઇરાદાપૂર્વક એ સાદામાં સાદી બનાવવામાં આવી છે. અનેક વીગતોથી ભરેલી પ્રતિજ્ઞાઓ ઉપર લાખો સહી કરશે એવી આશા આપણે નથી રાખી શકતા, એટલે સત્ય અને અહિંસાને જ સાધન માનનાર ધ્યેયના ઉપર સહી કરવા ઉપરાંત અને નેતાના હુકમ પાળવાની પ્રતિજ્ઞા ઉપરાંત આ પ્રતિજ્ઞાપત્રમાં બીજું કશું નથી. આગળ ઉપર જ્યારે

મોટા સમૂહના સમૂહો આ લડતમાં જોડાશે ત્યારે પ્રતિજ્ઞાપત્રની પણ જરૂર નહિ રહે. તે વેળા અનેક મૂંગા નનામા વીરો આગળ આવશે, જેમ કેટલાક નઠારા ને નબળા માણસો પણ આગળ આવવાનો સંભવ છે. વળી આ પ્રતિજ્ઞાપત્ર એ માત્ર અરજી છે, એથી અરજી કરનારને સ્વયંસેવક તરીકે સ્વીકારાવાનો અધિકાર નથી મળી જતો. એ પણ યાદ રાખવામાં આવે કે જૂનાં અને વધારે આકરાં પ્રતિજ્ઞાપત્રો આ પ્રતિજ્ઞાપત્રથી રદ નથી થતાં. આ પ્રતિજ્ઞાપત્ર તો અણીના સમયને માટે યોજવામાં આવ્યું છે.

સ્વયંસેવકોની ભરતી કરનાર અમલદારોના ઉપર ઘણી મોટી જવાબદારી રહેલી છે. આ સાદા પ્રતિજ્ઞાપત્રનો કોઇ એવો અર્થ ન કરે કે કોમી ઐક્ય, ખાદી, અસ્પૃશ્યતાનિવારણ અથવા દારૂનિષેધને હવે આપણે છોડી દેવાના છીએ. એ બધાં તો મહાસભાના કાર્યક્રમનાં આવશ્યક અંગો રહેશે જ. માત્ર મહાસભામાં હજારો પુરુષો અને સ્ત્રીઓને સ્વરાજની લડતને માટે દાખલ કરવા માટે આપણે એક સાદી પ્રતિજ્ઞા રાખી છે. અને તેમ કરતાં એટલી વસ્તુ તો સ્વીકારી લેવામાં આવી જ છે કે મહાસભાના સંચાલકો કોઇ પણ રીતે મહાસભાના કાર્યક્રમને ધોઇ નહિ નાંખે. મહાસભાની સંસ્થા સંપૂર્ણ પ્રામાણિકપણે ચાલશે એવા અખંડ વિશ્વાસને આધારે જ આ પ્રતિજ્ઞા ઘડાયેલી છે. છેવટે એક વાત. આ પ્રતિજ્ઞા ઉપર સહી કરવાથી સ્વકંસેવકો મહાસભાના સભ્યો બનતા નથી.

# રાજદ્રોહનો ધર્મ

[ પૂ. ગાંધીજીએ તા. ૩૦–૩–૩૦ ના નવજીવનમાં ' ત્રણસેં અમલદારોની એક સોનેરી ટોળી ' મારફતે ચલાવવામાં આવતા 'નાદીરશાહીથી' ભરેલા રાજને બેવફા રહેવું એજ ધર્મ છે એ સમજાવનારો લેખ નીચે પ્રમાણે આપેલો છે ! ]

સક્રિય રાજનિષ્ઠા અને સક્રિય રાજદ્રોહ એ બે વચ્ચે કોઇ વચલો માર્ગ નથી. ન્યાયાધીશ સ્ટીવનું એક વચન છે કે રાજદ્રોહના ગુનામાંથી મુક્ત કરવાને માટે માણસે પોતાને સક્રિય રાજનિષ્ઠ સિદ્ધ કરવો જોઇએ. લોકશાસનના દિવસોમાં વ્યક્તિ વિષે સક્રિય નિષ્ઠા જેવી કોઇ વસ્તુ હોઇ શકે નહિ, એટલે નિષ્ઠા કે દ્રોહ એ કેવળ સંસ્થા પરત્વે જ હોય. એટલે આપણે રાજદ્રોહી છીએ એનો અર્થ કોઇ વ્યક્તિનો નાશ કરવા ઇચ્છતા નથી પણ સંસ્થાનો નાશ કરવા ઇચ્છીએ છીએ. આજનું રાજતંત્ર એક એવી સંસ્થા છે કે જો તેનું સાચું સ્વરૂપ સમજવામાં આવે તો કોઇ પણ જણ રાજનિષ્ઠ રહી શકે જ નહિ. એ તંત્ર સડેલું છે. વ્યક્તિઓના વર્તન વિષેના એના ઘણા કાયદા તદ્દન ઘાતકી છે, અને એનો અમલ તેથી યે વધારે ખરાબ છે. ઘણીવાર આ રાજતંત્રમાં એક માણસની મરજી એ જ કાયદો થઇ પડે છે, બલ્કે એમ કહેવામાં વાંધો નથી કે આ દેશમાં જેટલા જિલ્લા છે તેટલા જ રાજકર્તા છે. કલેકટરો કહેવાતા આ અમલદારોને ન્યાય કરવાની અને વહીવટ કરવાની બન્ને સત્તા છે. કહેવાય છે તો એવું કે આ અમલદારો અતિશય ખામીવાળા છતાં કાયદાને નામે ચાલતા કાયદા પ્રમાણે વર્તે છે, તો પણ આ અમલદારો ઘણીવાર મનસ્વી હોય છે અને પોતાના તરંગો સિવાય બીજા કશાનો તેમને અંકુશ હોતો નથી. લોકોના કલ્યાણની દૃષ્ટિએ અમલ કરવાને બદલે તેમને પોતાના પરદેશી શેઠો અથવા સિદ્ધાંતોને અનુસરવું પડે છે. આવા લગભગ ત્રણસો અમલદારોની એક સોનેરી ટોળી છે જેના જેવી સત્તા ધરાવનારી ટોળી જગતમાં બીજી એકે નથી. તેમને અમુક

મહેસૂલ ઉઘરાવવાનું જ હોય છે, એટલે લોકોની પાસે તેટલી રકમ ઉઘરાવવામાં તેમને કશો વિધિનિષેધ નડતો નથી. આ આખું તંત્ર હિંદુસ્તાનના કરોડો ગરીબોને ઘાતકી રીતે ચૂસીને ચલાવવામાં આવે છે. અને એ વસ્તુ તેઓ પોતે કબૂલ કરે છે. પટેલથી માંડીને તે પોતાના ચિટનીસ સુધી આ રાજાઓએ નીચલા અમલદારોનો એક એવો વર્ગ પેદા કર્યો છે કે જે પોતાના પરદેશી શેઠોની એક બાજુએ ખુશામત કરે છે અને બીજી બાજુએ લોકોની સાથેના પોતાના નિત્યવ્યવહારમાં એવી તો બેજવાબ અને ઘાતકી રીતે વર્તે છે કે લોકોમાં શહૂર રહેતું નથી, અને નાદીરશાહીને લીધે લાંચરૂશવતની સામે થવાની શક્તિ રહેતી નથી. હિંદુસ્તાનના રાજતંત્રનું આ ભયંકર અનિષ્ટ જેઓ સમજે છે તેમનો તે તંત્ર પરત્વે રાજદ્રોહનો ધર્મ થઇ પડે છે. અને ખુલ્લી રીતે રાજદ્રોહનો પ્રચાર કરવાનો ધર્મ થઇ પડે છે. સાચી વાત તો એ છે કે આવા સડેલા રાજતંત્રને વિષે વફાદારી રાખવી એ પાપ છે, બેવફા થવું એ પુણ્ય છે.

ત્રણુસેં માણુસોના ભયથી ત્રાસેલા ત્રીસ કરોડ લોકોનું આ દર્શન એ જુલમગારો માટે તેમ જ તેમના જુલમના ભોગ થઇ પડેલા ગુલામોને માટે ભૂંડું છે. આ તંત્રની કેટલીક વસ્તુઓ સ્વતંત્ર રીતે ભલે આકર્ષક લાગે, પણુ એકંદર રીતે એ તંત્ર તો અનિષ્ટ જ છે. આવું જેને જ્ઞાન થાય તેણે એ તંત્રનો વિનાવિલંબે નાશ કરવો જ રહ્યો, અને એ નાશ કરવાને અર્થે જે જોખમ લેવું ઘટે તે લેવાનો તેમનો ચોખ્ખો ધર્મ થઇ પડે છે.

બીજા પક્ષે આ ત્રીસ કરોડ લોકો જો આ તંત્રના ઘડનારા અથવા ચલાવનારા ત્રણુસેં માણુસોનો નાશ કરવા તૈયાર થાય તો તે નામર્દાઇ જ કહેવાશે એમાં કશી શંકા નથી. આ વહીવટદારો અથવા ભાડુતિયાઓનો નાશ કરવાના ઉપાય યોજવા એ હડહડતા અજ્ઞાનની નિશાની છે. એ તો બિચારા પોતાના સંજોગોને વશ છે. આવા તંત્રમાં દાખલ થનાર પવિત્રમાં પવિત્ર માણુસને પણુ તેના પાપના છાંટા લાગ્યા વિના રહેશે નહિ, અને એ પાપનો પ્રચાર કરવામાં તેને સાધન

થવું પડશે. એટલે આવા તંત્રને નાબૂદ કરવાનો ઉપાય આ વહીવટદારોની સામે ક્રોધ કરી તેમનું નુકસાન કરવામાં નથી, પણ તંત્રની પાસેથી જેટલી ઇચ્છાપૂર્વક મદદ લેતા હોઈએ તે મદદ ન લેવામાં અને તેના કહેવાતા લાભો ન લેવામાં જ છે, એટલે કે અસહકાર જ એક ઉપાય છે. જરાક વિચાર કરીશું તો જણાશે કે સવિનય કાનૂનભંગ એ અસહકારનું આવશ્યક અંગ છે. કોઇ પણ તંત્રના કાયદા અને હુકમોને વશ વર્તવાથી તે તંત્રને આપણે વધારેમાં વધારે મદદ કરીએ છીએ. પાપી તંત્રને એવી નિષ્ઠા ઘટતી નથી. એવી નિષ્ઠા રાખવી કે સેવા કરવી એ તેના પાપમાં ભાગ લેવા બરાબર છે. એટલે સારો માણસ હમેશાં પાપી તંત્રની સામે તન, મન અને ધનથી વિરોધ કરશે. પાપી તંત્રના કાયદાનો ભંગ એ ધર્મ થઇ પડે છે. આ ભંગ જો અવિનય અથવા હિંસક ભંગ હશે તો એ તંત્ર ચલાવનારા માણસોને નુકસાન કરશે પણ તંત્રને કાયમ રાખશે, બલ્કે તેમનું પાપ વધારશે. એટલે અહિંસક અથવા તો સવિનય કાનૂનભંગ એ જ માત્ર એક અમોઘ ઉપાય છે. અને તેનો પ્રયોગ કરવો એ પાપની સાથે અસહકાર કરનારનો ધર્મ થઇ પડે છે.

સવિનય કાનૂનભંગમાં જોખમ રહેલું છે; કારણ કે એ શસ્ત્રનો પ્રયોગ હજી સંપૂર્ણપણે થયો નથી, અને હમેશાં હિંસાથી ભરેલા વાતાવરણમાં એ પ્રયોગ કરવો પડે છે. કારણ જુલમનો દોર વર્તતો હોય ત્યારે જુલમના ભોગ થઇ પડેલા લોકોને વિષે પુષ્કળ ક્રોધ પેદા થાય છે. તેમની નબળાઇને લીધે તેમનો ક્રોધ તેમનામાં સમાઇ રહે છે, પણ જરાક સરખું બહાનું મળતાં તે ભભૂકી ઊઠે છે. આ નિરંકુશ પ્રાણઘાતક ગુપ્ત ક્રોધશક્તિને પ્રાણપોષક અને નિયમવશ શક્તિ બનાવનાર પારસમણિ એ સવિનય ભંગ છે. આ પલટો થાય છે ત્યારે સંપૂર્ણ વિજય થયા વિના રહેતો જ નથી. આ શુભ પરિણામનો વિચાર કરીએ ત્યારે એ શાસ્ત્રના પ્રયોગમાં રહેલું જોખમ એ કશી વિસાતમાં નથી. જ્યારે જગત એના પ્રયોગથી પરિચિત થઇ જશે અને તેમાં અનેક સફળ પ્રદર્શન જોશે ત્યારે આજે હવાઇ વહાણ ચલાવવામાં એ શાસ્ત્રની થયેલી પુષ્કળ પ્રગતિ છતાં જેટલું જોખમ રહે છે તેના કરતાં ઓછું જોખમ સવિનય ભંગના પ્રયોગમાં રહેશે.

# મંગલાચરણ

## ( ૬ ઠ્ઠી એપ્રિલ )

[ દાંડી મુકામે ૬ ઠ્ઠી એપ્રિલના શુભ દિને મહાત્માજી મીઠાના કાયદાનો ભંગ કરનાર હતા તેમજ દેશમાં પણ તે પ્રમાણે થાય તેટલા માટે નીચેની સૂચના તા. ૯-૪-૩૦ ના નવજીવન દ્વારા તેમણે પ્રગટ કરી હતી. ]

૬ઠ્ઠી એપ્રિલને રવિવારે વાચકોના હાથમાં આ અંક પડશે. જો હું મનાઇ ન કરું તો સૌએ માની લેવું કે જેઓ મીઠાના કાયદાનો ભંગ કરવાને તૈયાર હોય તેઓ તા. ૬ ઠ્ઠી એપ્રિલથી આ ભંગ કરવાને મુક્ત છે અને તેમની પાસેથી તેની આશા રાખવામાં આવશે.

અનેક વખતે આ જ પત્રમાં કહેવામાં આવ્યું છે તેનો પાછો સારાંશ આપી જાઉં.

સવિનય ભંગની એક માત્ર શરત શુદ્ધ અહિંસાનું સંપૂર્ણ પાલન છે.

સામુદાયિક સવિનય ભંગ આપોઆપ જ થાય. કાર્યકર્તાઓ આરંભમાં લોકોને માત્ર દોરશે. પણ પછીથી તો લોકો પોતે જ લડતનું નિયમન કરશે.

મહાસભાના સ્વયંસેવકો લડતનો રંગ જોતા રહેશે અને જ્યાં મદદની જરૂર હશે ત્યાં મદદ કરશે. તેમણે તો બધે મોખરે જ રહેવું પડશે.

જ્યાં ખુનામરકી ફાટી નીકળે ત્યાં ખુનામરકી અટકાવવાના પ્રયત્નમાં ખપી જવાની તૈયારી રાખવી.

સંપૂર્ણ નિયમપાલન અને એકબીજા વચ્ચે સંપૂર્ણ સહકાર હશે તો જ ફતેહ મળવાની છે.

જો સાચી લોકજાગૃતિ થઇ હશે તો જેઓ સવિનય ભંગમાં રોકાયલા ન હશે તેઓ ખાદીનું કામ, દારૂ અને અફીણની દુકાનની ચોકીનું કામ, પરદેશી કાપડના બહિષ્કારનું કામ, ગ્રામસુધારણા અને જેલમાં ગયેલા સત્યાગ્રહીઓનાં કુટુંબોને અનેક રીતે મદદ કરવાનું કામ કરતા રહેશે એવી આશા રાખવામાં આવે છે.

સ્વયંસેવકોએ ક્યાંય કોમી ઝગડામાં એક પક્ષમાં જોડાવું નહિ.

જો મીઠાના કાયદા વિષેના સવિનય ભંગમાં લોકો ખરા દિલથી ભળશે તો આપણે યોગ્ય વ્યવસ્થા કરીને ખાદી મારફત પરદેશી કાપડનો બહિષ્કાર કરી શકશું અને સંપૂર્ણ દારૂનિષેધ કરી શકશું. આથી આપણે ૯૧ કરોડ રૂપિયા બચાવી શકીએ અને લાખો લોકોને ફાજલ વખતમાં કરવાનું કામ મળી રહેશે. જો આટલું મળે તો આપણે સ્વતંત્રતાની પાસેપાસે પહોંચી જઇએ, અને એમાંથી એકે વસ્તુ આપણી શક્તિની બહાર નથી.



# બહેનો પ્રત્યે

[ મહાત્માજીએ છેવટે બહેનોને સૂચના આપી તેમની ફરજ દર્શાવતો નીચેનો લેખ નવજીવન તા. ૬–૪–૩૦ ના અંકમાં પ્રગટ કર્યો. ]

(૧)

કેટલીક બહેનો સવિનય ભંગમાં ભાગ લેવાને અત્યંત અધીરી થઇ રહી છે, એમની અધીરાઇ મને ગમે છે. જ્યારથી હું વિચાર કરતો થયો છું ત્યારથી સમજતો આવ્યો છું કે સ્ત્રીઓની ઉન્નતિ વિના હિન્દુસ્તાન કદી શુદ્ધ સ્વરાજ નહિ ભોગવી શકે. તેથી મારી દરેક પ્રવૃત્તિમાં એવી ગોઠવણ રહેલી જ હોય છે કે જેથી સ્ત્રીઓ ઇચ્છે તો પુરુષના જેટલો જ ભાગ લઇ શકે.

હિંદુસ્તાનની અસંખ્ય સ્ત્રીઓ અભણ છે એનું મને પૂરતું ભાન હોવાથી ભણતરનો અભાવ હોવા છતાં તેઓ પોતાનું સ્થાન કઇ રીતે પામી શકે એ વિચારમાંથી જ કેળવણી વિષેના મેં માનેલા સિદ્ધાંતો ઉદ્‌ભવ્યા છે; અને તેમાંથી જ સ્વરાજ મેળવવાનાં સાધનો ઘડાયાં છે. હવે તો હું એમ દાવો કરીને કહી શકું છું કે હિંદુસ્તાનની બહેનો ધારે તો પુરુષોના કરતાં વધારે ફાળો ભરી શકે એવી આ લડત ગોઠવાયેલી છે. ખાદીની આખી પ્રવૃત્તિ બહેનોને આધીન છે. તેઓ પોતાનો સહકાર ન આપે તો એ પ્રવૃત્તિ આજે બેસી જાય. પુરુષો જેટલા ખાદીપ્રવૃત્તિને નભાવી રહ્યા છે તેના કરતાં ઓછામાં ઓછી પાંચગણી સંખ્યા બહેનોની છે. ખરું જોતાં તો દસગણી માનવી જોઈએ, કેમકે આઠ કલાક ચાલતી એક સાળને સારુ દસ બહેનો કામ કરતી હોવી જોઇએ. સાળોને સૂતર પૂરું પાડવામાં પુરુષોનો હિસ્સો ઘણો જ થોડો છે એ સૌ કોઇ જાણે છે, પણ ખાદીપ્રવૃત્તિનાં બીજાં અંગમાં ઠીક સંખ્યામાં સ્ત્રીઓ પણ ભાગ આપી રહી છે. સાળ તો ઘણી સ્ત્રીઓ ચલાવે જ છે. એટલે ખાદીને વિષે તો સિદ્ધ થઇ ચૂક્યું

છે કે એ પ્રવૃત્તિ કેવળ બહેનોને જ આધીન છે, અને એ પ્રવૃત્તિને લીધે જ હિંદુસ્તાનના ઇતિહાસમાં કદી નહિ થયેલી એવી અને કોઇની કલ્પનામાં કદી નહિ આવેલી એવી પ્રગતિ બહેનોએ કરેલી છે, મારી આખા હિંદુસ્તાનની ત્રણ વખતની પ્રદક્ષિણામાં હું એ જ જોઇ શક્યો, અને આજે ગુજરાતમાં કૂચ કરતાં પણ એ જ જોઉં છું; તે એટલે સુધી કે આપણે ત્રિરાશિની જેમ હિસાબ કરી શકીએ. એટલે કે જેટલે અંશે જ્યાં રેંટિયો ચાલ્યો છે તેટલે અંશે ત્યાં સ્ત્રીઓમાં જાગૃતિ થયેલી છે.

આમ વિચાર કરતાં અને બહેનોની સવિનય ભંગમાં ભાગ લેવાની અધીરાઇનો વિચાર કરતાં મને તો એમ લાગ્યું છે કે જો બહેનો ખરેખર જોખમમાં ઊતરવા ઇચ્છતી હોય, હિંદુસ્તાનના જ નહિ પણ જગતના ઇતિહાસ ઉપર પોતાની છાપ પાડવા ઇચ્છતી હોય, હિંદુસ્તાનની સભ્યતાનો પુનરુદ્ધાર કરવા ઇચ્છતી હોય તો તેમણે પોતાનું કંઇક વિશેષ ક્ષેત્ર શોધી લેવું જોઇએ. આ દૃષ્ટિએ હવે વિચાર કરીએ. સવિનય ભંગમાં બહેનો આવવાને ઇચ્છે ત્યારે થોડા જ દિવસમાં આવી શકશે. પણ નવું ક્ષેત્ર શોધ્યા પછી બહેનોને મીઠાના કાયદાના સવિનય ભંગમાં નોતરવામાં મને મુદ્દલ રસ નથી આવતો. બહેનો તેમાં આવશે તો પણ પુરુષોમાં ખોવાઇ જશે. કેમકે મારી ઉમેદ તો એવી છે કે ઠેકઠેકાણે પુરુષોનાં દળ ઉભરાઈ ઊઠશે. એટલી સંખ્યામાં બહેનો નીકળી પડે એમ હું માનતો નથી. અને નીકળી પડે તો બહેનોને કે ભાઇઓને કંઇ કરવાપણું નહિ રહે, અને મીઠાનો કર નાબુદ થશે. જેમ જેમ વિચાર કરતો જાઉં છું તેમતેમ મીઠાનો કર દૂર કરાવવામાં આપણને બહુ તકલીફ ન પડવી જોઇએ એમ ભાસે છે. પણ મીઠાના કરતાં ઘણું અઘરું કામ મદ્યપાનનિષેધનું છે. એ વિષયમાં પુરુષની હાર હું કબૂલ કરવાને ઇચ્છું છું ૧૯૨૧ની સાલમાં પુરુષો પીઠાંની ચોકી કરતા હતા, પણ મારે તે બંધ કરવી પડી. કેમકે ઠેકઠેકાણે પુરુષોએ ભૂલ કરી હતી. પીઠાં બળાત્કારે

બંધ નથી કરાવવાં. એમ કરાવવામાં પ્રજાશક્તિ વધતી નથી. આપણો ખરો જય પથ્થર જેવી છાતીવાળા પીઠાંના માલેકોનાં હૃદય પિગળાવવામાં અને મદ્યપાન કરનારાં આપણાં ગાંડાં ભાઈબહેનોનાં હૃદયની ઉપર અસર પહોંચાડવામાં રહેલ છે. આ લોકોનાં હૃદયનું પરિવર્તન કરવું એ મને લાગે છે કે સ્ત્રીઓનું ખાસ ક્ષેત્ર છે અથવા તેને ખાસ ક્ષેત્ર કરી શકે છે. હૃદયનું સામ્રાજ્ય જેટલા વેગથી સ્ત્રી મેળવી શકે છે તેટલા વેગથી પુરુષ નથી મેળવી શકતો એમ ઇતિહાસ પુરવાર કરે છે. આ મદ્યપાનનિષેધનું કામ ઇચ્છે તો સ્ત્રીઓ આજે ઉપાડી લે, તેને વિષે કલ્પના આ છેઃ

૧. સારી એટલે ઘડાયેલી સ્ત્રીઓ ઠેકઠેકાણે સત્યાગ્રહ દળ બનાવે અને તેઓ એકલી પીઠાંવાળાઓની પાસે ડેપ્યુટેશન લઇ જાય અને તેમને આ ધંધો છોડી દેવા વીનવે.

૨. શરાબ પીનારાઓને ઘેર પહોંચે અને પીઠાંની પાસે પણ ઊભી રહે, ભજનકીર્તન કરે અને શરાબની દુકાને જનારાઓને જાળમાં ફસાતા રોકે.

આ કામ ઘણી સ્ત્રીઓ ઉલટથી લઇ લે તો ઘણા થોડા સમયની અંદર પાર પડી શકે તેવું છે, અને એકવાર આરંભ થઇ જાય તો શરાબનાં પીઠાં કાયદેસર બંધ થવામાં ઢીલ ન જ થાય. અને શરાબનાં પીઠાં બંધ થયાં, અફીણની દુકાનો બંધ થઇ, એટલે પ્રજાના ૨૫ કરોડ રૂપિયા બચ્યા. પચીસ કરોડનું મહેસૂલ બીજી રીતે હિન્દુસ્તાનમાંથી નીકળી શકે એમ છે. તેથી પરિણામ એક જ આવે. તે એ કે લશ્કરી ખરચ અને દીવાની ખરચમાં પણ ઘણો ઘટાડો થાય, અને તે ઘટાડો એટલે સુધી થવો જોઇએ કે જેથી રાજનીતિનું રૂપ જ બદલાઈ જાય. આજની નીતિ પ્રજાના અવિશ્વાસ ઉપર રચાયેલી છે. કાલની નીતિ પ્રજાના વિશ્વાસ ઉપર રચાશે. પ્રજાના વિશ્વાસ ઉપર રચાયેલી નીતિમાં ન હોય મોટું છૂપી પોલીસનું ખાતું, ન હોય મોટું લશ્કરી ખાતું.

પણ આ પ્રપંચમાં હું બહેનોને શું ઉતારું ? અત્યારે તો એક બીજા ક્ષેત્રની વાત ચર્ચ્યા વિના હું બહેનોની પાસે મદ્યપાનનિષેધનું જ ક્ષેત્ર રજૂ કરું છું. આ કામ કરવાને ગુજરાત સૌથી વધારે સારુ ક્ષેત્ર છે એમ હું માનું છું. એ ક્ષેત્ર તૈયાર કરનારી શરીરે ક્ષીણ એવી પારસણ છે મીઠુબહેન પિટીટ. અને આ ક્ષેત્રની શોધ પણ તેનું અલૌકિક કામ જોઇને જ મને સૂઝી છે. એટલે કરવાનું માત્ર આટલું જ રહે છે. મીઠુબહેનની પ્રવૃત્તિને સોએ ગુણી નાંખવી. એટલે સો બહેનોએ તૈયાર થવું એમ નહિ, પણ બહેનો અસંખ્ય તૈયાર થાય અને પ્રવૃત્તિ સોગણી એટલે અસંખ્યગણી વધારે ચાલે. જે ઢબથી હાલ કામ ચાલી રહ્યું છે તેમાં થોડો ફેરફાર થાય. પુરુષમાત્ર તેમાંથી ખસી જાય. બહેનોનું ચીંધેલું જ કામ તેઓ કરે. પણ મુખ્ય કામ ચોકીનું, લોકોને વીનવવાનું, આજીજી કરવાનું, પીઠાવાળાની પાસે ડેપ્યુટેશન લઇ જવાનું તો કેવળ બહેનોનું જ છે.

મેં આ કલ્પનાનું માત્ર દિગ્દર્શન જ કરાવેલું છે. એમાં હકીકતો ભરી શકાય એમ છે. હું ઇચ્છું છું કે બહેનો આમાં પહેલ કરે, અને ચાલતી પ્રવૃત્તિમાં આ ધોધ પણ એટલા વેગથી છોડે કે જેથી પ્રજા હાલી જાય અને સરકાર પણ હાલી જાય.

(૨)

ગયે અઠવાડિયે મેં મદ્યપાનનિષેધ વિષે લખતાં જણાવ્યું કે બીજી પ્રવૃત્તિ પણ છે કે જે બહેનો અપનાવી શકે, અને જે અપનાવવાનો બહેનોનો ધર્મ છે. એ પ્રવૃત્તિ છે ખાદીવાટે વિદેશી વસ્ત્રનો બહિષ્કાર. આ બહેનોનું ખાસ ક્ષેત્ર છે અથવા હોવું જોઇએ. કેમકે વિદેશી વસ્ત્રે કરોડો ઘર બરબાદ કર્યાં છે, ને કરોડો બહેનોને પોતાના મદદનીશ ધંધા વિનાની કરી મૂકી છે. વિદેશી વસ્ત્રે હિંદુસ્તાનનાં સાત લાખ ગામ બરબાદ કર્યાં છે. એક તરફથી બહેનો ધંધા વિનાની થઇ બીજી તરફથી જે વસ્ત્રો તે પોતાના ગામડામાં

પેદા કરાવતી હતી તે વસ્ત્રોના તેમને પૈસા આપવા પડે. લોકોને વિદેશી વસ્ત્રનો ભારે શોખ થયો એટલે તેઓ બહુ પ્રયત્ન વિના, ભારે તપશ્ચર્યા વિના છોડે નહિ. એ તપશ્ચર્યાની મૂર્તિ તો બહેનો છે. તે જે અસર લોકો ઉપર પાડી શકે તે પુરુષો કદી ન પાડી શકે.

વળી વિદેશી વસ્ત્ર પહેરનારમાં બહેનોની સંખ્યા પુરુષો કરતાં વધારે છે. ને બહેનોની ઉપર છેવટે અસર તો બહેનોની જ પડવાની.

એટલે બહેનોએ વિદેશી વસ્ત્રની દુકાનોની ચોકી કરવાની રહી છે. પુરુષો તો આ ચોકીમાં નિષ્ફળ ગયા. બહેનોને નિષ્ફળ થવાનું કારણ નથી. વળી અત્યારે જે વાતાવરણ આપણી સમક્ષ છે તે ૧૯૨૦–૨૧ માં નહોતું. એ વાતાવરણનો લાભ બહેનો જ લઇ શકે.

પણ હજુ આ કાર્યનો બીજો હિસ્સો છે, ધારો કે આજે સહુ પોતાનાં વિદેશી વસ્ત્રની હોળી કરે. પછી પહેરે શું ? દેશી મિલો બધું કાપડ ઝટ પેદા કરી ન જ શકે અને કદાચ કરે તોયે તેથી જે અર્થ આપણે સારવો છે તે તો ન જ સરે.

એ અર્થ તો ખાદીથી જ સરે. ખાદી એટલે તકલી અથવા રેંટિયો. રેંટિયો જ ગામડાની બરકત છે, એ જ અન્નપૂર્ણા છે. જો ઘેરઘેર રેંટિયો ચાલે તો જોઈએ તેટલી ખાદી આપણે આજે તૈયાર કરી શકીએ. ખાદી તૈયાર કરવી એટલે સૂતર કાંતવું, સૂતર ભલે પુરુષો કાંતે પણ સૂતર કાંતવાનો ધંધો પરંપરાથી સ્ત્રીએ કર્યો છે ને તેના હાથમાં જે શક્તિ આ વિષયમાં છે તે પુરુષના હાથમાં નથી. સ્ત્રીઓમાં આ સંગઠન સ્ત્રીઓ જ બરોબર કરી શકે. તેથી બહેનોને મારી સલાહ છે કે તેઓ આ ક્ષેત્રને ખાસ પોતાનું બનાવી લે.

પચીસ દિવસની યાત્રા દરમ્યાન મેં તકલીની ભારે શક્તિ જોઈ લીધી. એકંદરે તકલી રેંટિયા કરતાં ઘણું વધારે કામ આપી શકે છે એમ મને લાગે છે કેમકે તેનો ઉપયોગ જ્યાં કરવો હોય ત્યાં થઇ શકે છે.

આ અહિંસાના યુદ્ધમાં આપણાં હથિયારો બહુ નાનાં હોય છે પણ તેમની શક્તિ ઘણી હોય છે, કેમકે તેમાં ઇશ્વરનું બળ છે.

એટલે તકલી રેંટિયાને વિષે જે બહેનોને વિશ્વાસ છે અને જે બ્હેનો પ્રતિવર્ષ સાઠ કરોડ રૂપિયા બચાવવામાં સ્વાર્પણ કરવા ઇચ્છે તેઓ આ બહિષ્કારના કામને અને કાંતણપ્રચારના કામને હાથ ધરે.

યાદ રાખવું ઘટે છે કે આ કામમાં પડનારી બ્હેને ગામડાંઓમાં પ્રવેશ કરવા તૈયાર રહેવું જોઈએ.

જે બહેનને આ બન્ને કામમાં વિશ્વાસ ન હોય પણ એકમાં જ હોય તો તે એક જ કામને હાથ ધરે. મેં તો મજકૂર બે પ્રવૃત્તિઓ સૂચવી છે કે જેની મારફત લાખો બહેનો પોતાનો વિકાસ સાધી શકે છે ને સ્વરાજયજ્ઞમાં પૂરો ભાગ લઇ શકે છે.

# ‘ ગુજરાતે રંગ રાખ્યો ’

[ સવિનય ભંગ કરનાર સત્યાગ્રહીઓની વિરુદ્ધ સરકારે સિતમનુ શસ્ત્ર સારાય હિંદમાં ઉગામેલું હતું, જે હાલ અધિક પ્રમાણમાં કામ કરતું આપણે અનુભવી રહ્યા છીએ. તે સિતમગાર શસ્ત્રનો ભોગ ગુજરાત કયારનું થઇ પડયું હતું. તે વિષે પૂ. ગાંધીજીએ ગુજરાતને શાબાશી આપી ભવિષ્યમાં તેની પાસેથી વધુ ને વધુ બલિદાનોની આશા રાખતો નીચેનો લેખ પ્રસિદ્ધ કરેલો. ]

ગુજરાતે રંગ રાખ્યો કહેવાય. ગુજરાતમાં ગામડાંઓ સવિનય ભંગમાં નીકળી પડયાં છે. સ્ત્રીઓ, પુરુષો ને બાળકો ભાગ લઈ રહ્યાં છે. મીઠાનાં ક્ષેત્રો ઘણી જગ્યાએ જોવામાં આવે છે. લોકોના ઘરમાં ગેરકાનૂની મીઠું પેસી ગયું છે. ગુજરાતને સરકારી મીઠું વાપરવાની જરૂર નથી રહી. જેને જોઇએ તે સહેજ તસ્દીથી પોતાને સારું જોઇએ તેટલું તૈયાર થયેલું મીઠું ઉપાડી શકે છે.

પણ આ દેખાવ કંઇ સરકાર સહન કરે? તેથી સરકારે પકડાપકડી માંડી. ધોળેરાથી માંડીને જલાલપુર તાલુકા લગીમાં જાગૃતિ થઇ ગઈ છે ને નાયકો પકડાયા છે. અમૃતલાલ શેઠ, મણિલાલ કોઠારી, ફૂલચંદ કસ્તુરચંદ શાહ, દાક્તર હરિપ્રસાદ, રોહિત મહેતા, દરબાર ગોપાળદાસ, ગોકળદાસ તલાટી, રવિશંકર વ્યાસ, રાવજીભાઇ મણિભાઇ પટેલ, આશાભાઇ, દાક્તર ચંદુલાલ, કેશુભાઇ ગણેશજી, રામદાસ ગાંધી, ચીમનલાલ પ્રાણશંકર, ભિક્ષુક અથવા દરબારી સાધુ, ફીકુભાઇ, મનુભાઈ વગેરે જેલમાં બિરાજમાન છે. કેટલાંયે નામો તો હું ભૂલ્યો છું. બધાનાં નામ દેવાય તોયે શું, ન દેવાય તોયે શું?

દરબારને અને તેમના સાથીઓને બેડી, જેલમાં મુંડન. આ બધું સારું છે, જો ગુજરાત આ વસ્તુઓની કિંમત આંકે તો.

આંટમાં, અમદાવાદમાં, ધોળકામાં મીઠારૂપી સ્વમાનને બચાવનારની ઉપર માર પડયા એ વિશેષ અને અણુધાર્યું. મેં ધાર્યું કે કદાચ સરકાર જોરજુલમ નહિ કરે. રીતસર કેસ ચલાવી લોકોને જેલ મોકલશે. મારી ધારણા ખોટી પડી. કોઇ પોતાની પ્રકૃતિ ક્ષણમાં કેમ બદલે? સરકારે પોતાના લાલ પંજાનો સ્વાદ થોડો ચખાડયો છે, એટલે હવે વધારેની આશા રાખીએ.

ગુજરાતથી આગળ વધીએ છીએ તો મુંબઇમાં જમનાલાલજી, નરીમાન આદિ પકડાયા છે. કેસો તો ઝપાટાબંધ ચાલે છે. સજાનો આધાર મૅજિસ્ટ્રેટની પ્રકૃતિ ઉપર હોય એમ લાગે છે.

દિલ્હીમાં દેવદાસ ગાંધીના સાથીઓ ઉપર માર પડયો છે. દેવદાસ ને તેના સાથીઓ પકડાયા છે.

હવે આનો શો જવાબ પ્રજા આપશે? આ લેખ પ્રગટ થશે તેટલામાં તો બીજી નવાજૂની થઇ જ હશે.

હું પ્રજા તરફથી હજુ વધારેની આશા રાખું છું. વિદેશી વસ્ત્રોની હોળી થવી જોઇએ; પ્રત્યેકના હાથમાં તકલી હોવી જોઇએ. કૉલેજો, નિશાળો ખાલી થવી જોઈએ. વકીલો, દાક્તરો અનેક રીતે મદદ કરી શકે છે. સ્ત્રીઓને વિષે તો હું નોખું લખી ચૂકયો છું. સ્વતંત્રતા ઇચ્છનારી પ્રજાનાં બધાં અંગ ખીલી નીકળવાં જોઇએ. સરકારી નોકરીનો મોહ હજુ મોળો નથી પડયો એ નબળાઇની નિશાની છે.

પણ નબળાઇ અને સ્વતંત્રતાને બનત કદી નથી જામી. નબળાઈ જ્યાં જ્યાં હોય સ્વાર્થ જ્યાં જ્યાં હોય ત્યાં ત્યાંથી તેની જડ નીકળે તો સ્વરાજ આજે છે; ને જેલના દરવાજા ઉઘાડી આપણે સત્યાગ્રહી જેલીઓને બહાર લાવી શકીએ છીએ.

---

# ગાંધીજીનો સંદેશ

"ધોળેરા ને વિરમગામની પાસેથી જે અત્યાચારની વાતો આવી રહી છે તે અસહ્ય થતી જાય છે. અસભ્ય અત્યાચાર વાપર્યોનું જે કહેવામાં આવે છે તે માનતાં કંપારી છૂટે છે. જેમણે હકીકતો મોકલી છે તે સાવધાન રહે અને સિદ્ધ કરવા તૈયાર રહે. જે અમાનુષી અત્યાચાર વિષે વર્ણનો છે તે છૂપી રીતે નથી થયા ગણાતા, પણ જાહેરમાં થયેલા કહેવાય છે. હું ઇચ્છું છું કે એ ખોટા હોય. પણ જો એ સાચા હોય તો સત્યાગ્રહના જે ઉપચારો આજ લગી લેવાયા છે તેના કરતાં પણ વધારે ઉગ્ર લેવાય તેવા મોજૂદ છે. તે વડે આ અમાનુષી ઉપચારો તો અટકાવી જ શકાય. જેમની ઉપર અત્યાચારો થયા છે તેઓ ન ગભરાય. હું તે તરફ જવા અધીરો થઈ રહ્યો છું. અને જો અત્યાચારો નહિ અટકયા હોય તો ને ઈશ્વરકૃપા હશે તો હું ત્યાં પહોંચોશ ને નિવારણ સૂચવીશ. તેઓ આટલું માને કે સુરત જિલ્લાના કાર્યને પહોંચતાં છતાં મારું મન ધોળેરા ને વિરમગામમાં પરોવાયલું રહે છે."

# કાળું કારભારું

[ આખા દેશમાં અજબ અહિંસાનાં દર્શન થયાં હતાં અને સરકારની ઉગ્ર હિંસા પણ પ્રગટ થતી હતી તે સમયને ઉદ્દેશીને નીચેનો લેખ મહાત્માજીએ તા. ૨૭-૪-૩૦ ના નવજીવનદ્વારા પ્રગટ કરેલો હતો. ]

ગયા સપ્તાહમાં બધા જ કાંઇ ખુશખબર નથી મળ્યા. કલકત્તામાં અને કરાંચીમાં તોફાનો થયાં. અને ચિતાગોંગના દુઃખદ સમાચાર હમણાં સાંભળું છું. આ બધાનો અર્થ એટલો જ છે કે આખા દેશમાં અજબ અહિંસાનાં દર્શન થતાં હોવા છતાં વાતાવરણમાં હજી થોડીક હિંસા રહી ગઈ છે, અને તે મોટાં શહેરોમાં ફાટી નીકળે છે. કલકત્તા અને કરાંચીના કિસ્સા ચિતાગોંગથી ભિન્ન પ્રકારના છે. કલકત્તા અને કરાંચીમાં એકાએક ગાંડપણ પ્રગટયું, જ્યારે ચિંતાગોંગમાં તો ચોખ્ખી યોજના હશે એમ જણાય છે. ગમે તેમ હો પણ આ બનાવો બહુ જ દુઃખદ છે, અને આપણી ચળવળ જે અત્યારે અદ્‌ભુત રીતે ખીલી રહી છે અને જેનું બળ પ્રતિદિન વધતું જ જાય છે તેના વિકાસમાં આડે આવનારા છે. જેઓ હિંસામાં માને છે તેમને અત્યારે હું એટલી જ વિનંતિ કરીશ કે આ અહિંસક ચળવળના પ્રવાહને તેઓ અસ્ખલિત વહેવા દે. તેઓ મારું સાંભળે કે ન સાંભળે, આ પ્રવૃત્તિ ચાલવાની તો છે જ. સ્વાતંત્ર્યને માર્ગે આપણે જે પ્રગતિ કરી રહ્યા છીએ તેમાં હિંસા અંતરાયરૂપ જ થવાની છે. શી રીતે અંતરાયરૂપ થશે તે આજે હું પ્રત્યક્ષ ન દર્શાવી શકું. આ લડતમાં જેઓ જીવશે તેઓ જોશે.

દરમ્યાન સત્યાગ્રહીઓએ પોતાની પ્રવૃત્તિ બમણા વેગથી ચલાવવાની છે. આપણી સામે જે બે પ્રકારની હિંસા ઊભી થઇ છે તેનો પ્રતિકાર આપણે કરવો જ જોઇએ. મારે મતે તો લોકોની હિંસા

સરકાર તરફની હિંસા જેટલી જ આપણા માર્ગમાં અવરોધક છે. લોકોની હિંસા કરતાં સરકારની હિંસા સામે હું વિશેષ સફળતાથી લડી શકું. એક કારણ તો એ છે કે સરકારની હિંસાનો પ્રતિકાર કરતો હોઉં ત્યારે મને જે ટેકો મળે તે લોકોની હિંસાનો પ્રતિકાર કરતાં ન મળે. વળી હિંસાવાદીઓનો એક ઉદ્દેશ—સ્વાતંત્ર્યપ્રાપ્તિ એ તો સત્યાગ્રહીઓના ઉદ્દેશ જેટલો જ સન્માન્ય હોઈ તેનો પ્રતિકાર કરવાની રીત સરકારની હિંસાનો પ્રતિકાર કરવાની રીત કરતાં કાંઈક જુદી હોય.

મારી આશા છે કે કરાંચીની જેમ કલકત્તામાં અને ચિતાગોંગમાં લોકોની હિંસાને રોકવા માટે સત્યાગ્રહીઓએ પ્રયત્ન કર્યો હશે જ. વીર યુવક દત્તાત્રેય માને જેમને સત્યાગ્રહનો કાંઈ પરિચય પણ નહોતો અને જે કસરતી જુવાન હોઈ વ્યવસ્થા રાખવા માટે જ પહોંચી ગયા હતા તેમના ગોળીથી પ્રાણ ગયા. મેઘરાજ રેવાચંદ, ઉંમર વર્ષ ૧૮, તેઓ પણ ગોળીથી ગુજરી ગયા. આમ ભાઇ જેરામદાસ સાથે સાતને ગોળી વાગી. જેરામદાસ ઘાયલ થયા તેથી મને અપાર હર્ષ થયો છે. નેતાઓ ઘાયલ થશે ત્યારે જ છુટકારો થવાનો છે. ત્યાગનો નિયમ આખી દુનિયામાં સરખો જ છે. વીરમાં વીર અને તદ્દન નિર્મળ માણસોનો ત્યાગ સફળ થાય છે. ભાઈ જેરામદાસ અતિશય વીર અને નિર્મળ માણસ છે. તેથી જ ભાઈ જેરામદાસ ઘવાયાના સમાચાર મને મળ્યા ત્યારે મેં તાર કર્યો કે જેલ જવા કરતાં સાથળમાં ગોળી વાગે એ સારું છે, અને છાતીમાં ગોળી વાગે તો તો એથીયે ઉત્તમ.

જે બે વીર નવજુવાનોએ પોતાના પ્રાણ સમર્પણ કર્યાં છે તેમનાં માબાપ પ્રત્યે મારી દિલસોજી છે. મારા તરફનું અભિનંદન તેઓ સ્વીકારે તો હું તો તેમના પુત્રોએ આપેલા સંપૂર્ણ ભોગ માટે તેમનું અભિનંદન કરું. યોદ્ધાના મરણ માટે કદી શોક હોય જ નહિ, અને

આ તો સત્યાગ્રહી યોદ્ધો, તેના મરણ માટે તો રજ પણ શોક શાનો હોય ? સ્વતંત્રતા માટે ઝંખતી પ્રજાએ એક મોટો પાઠ એ શીખવાનો છે. કેટલીક બીકો જેવી કે ઇલકાબ ખોવાની બીક, માલમિલકત તથા પ્રતિષ્ઠા ખોવાની બીક, જેલની બીક, મારની બીક, અને છેલ્લી મોતની બીક એ બધી બીકોનો તેણે ત્યાગ કરવો જોઇએ.

આખા દેશમાં વધતી જતી નિર્ભયતાનાં વર્ણનો મારી પાસે ચાલ્યાં આવે છે.

એક વસ્તુ તો આપણે તુરતાતુરત અટકાવવી જ જોઇએ. ગેરકાયદે ચાલી રહેલી મારપીટનો આપણે અંત આણવો જ જોઇએ. તે માટે સરકારને ગોળી ચલાવવાની ફરજ પણ આપણે પાડીએ. અને આ આપણે અહિંસક રીતે કરવાનું છે.

વિરમગામમાં પોલીસે કરેલા બીભત્સ અત્યાચારનું એક જ દૃષ્ટાન્ત હું આપીશ.

## કેફિયત

દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનના વિદ્યાર્થી અનિરુદ્ધ વ્યાસ સનિક નં. ૩૫/૩ની કેફિયત:

"હું મારા કેટલાક સાથીઓ સાથે વિરમગામ રેલવે સ્ટેશન પર સાંજે ૬–૩૦ વાગ્યે મીઠાના કોથળા સાથે ઊતર્યો. ૮ થી ૧૦ પોલીસ અમારી આસપાસ વિંટળાઇ વળ્યા. મીઠું જપ્ત થતું અટકાવવા માટે જમીન ઉપર પડેલા કોથળા ઉપર હું બેસી ગયો અને મારામાં હતું એટલા જોરથી તેને પકડી રાખ્યો.

મને ઉઠાડવાના પોલીસના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા એટલે એકે મારા પગ પહોળા કર્યા અને મને ઉઠાડી મૂકવા માટે મારી ગુહ્યેન્દ્રિય દાબવા માંડી, પણ મારા શરીરના વજનથી તથા આસપાસના પોલીસની ધક્કામુક્કી તથા ખેંચાખેંચીથી મારી ગુહ્યેન્દ્રિય તેના હાથમાંથી છૂટી ગઇ અને હું પડી ગયો. મને ફરી ખેંચવા

માંડયો. પણ મેં તો નીચા પડીને મીઠાના કોથળાને મારી બાથમાં પકડી જ રાખ્યો. એટલે પોલીસે મારી પીઠ ઉપર પગ દઇને મને ઉઠાડવાનો પ્રયત્ન કર્યો. આથી મને ખૂબ જ પીડા થઈ. પછી એ પોલીસે મને જોસથી ધક્કો માર્યો, મારાં આંગળાં મચરડી નાંખ્યાં અને મારી બાથ છોડાવી મારી પાસેથી કોથળો ઝૂંટવી લીધો. એક પોલીસ અમલદારે મારું નામ અને નંબર લખી લીધાં અને મને જવા દીધો. ”

ભાઈ મહાદેવ દેશાઈ મને જણાવે છે કે આ અત્યાચારો હાલતુરત તો બંધ થયા છે. પરંતુ એ કાયમને માટે બંધ થયા છે તથા ગુજરાતના બીજા ભાગમાં અથવા બીજા પ્રાન્તમાં નહિ બને એમ માનવાને રજ પણ કારણ નથી. ભરૂચમાં સ્થિતિ બગડતી જ જાય છે. આવા અમાનુષી, અનાવશ્યક અને નાહક કરવામાં આવતા અત્યાચારો કરતાં તો ગોળીઓ સારી. કોઇ પણ નાગરિકના શરીર ઉપર હુમલો કરાય જ નહિ. તેને પકડવા માટે અથવા મારફાડ થતી અટકાવવા માટે શરીરને અડકી શકાય, પણ અત્યારે ચાલી રહ્યું છે એમ તો ન જ કરી શકાય. સત્યાગ્રહીઓ ઉપર આવા અત્યાચાર કરવામાં આવે છે તે તો મીઠાના કાયદાનો પણ વ્યભિચાર છે. ચોરીછૂપીથી કોઇ મીઠું પકાવે તેને અટકાવવા માટે (જોકે હું તો માનું છું કે તે પણ અન્યાયી તો છે જ) એ કાયદો ઘડવામાં આવેલો છે, લોકોનાં ટોળેટોળાં ખુલ્લી રીતે મીઠું લઈ જાય તેમને માટે એ કાયદો નથી જ. સરકાર જો પોતાની આ પાશવલીલા બંધ નહિ કરે તો થોડા જ વખતમાં સત્યાગ્રહીઓ પોતાની ઉપર ગોળી ચલાવવાની ફરજ તેને પાડશે. એવું બને એમ હું ઇચ્છું નહિ. પણ સરકારને એવું બનાવવું જ હોય તો એ તક તેમને આપતાં હું જરાય આચકો ખાવાનો નથી. સત્યાગ્રહીઓની ટુકડીઓ મીઠું પકાવતી હોય અથવા મીઠું વેચતી હોય તેમના ઉપર શારીરિક બળ વાપરવાનો

સરકારને હક નથી. તેની મરજી પડે તો દરેક પુરુષ, સ્ત્રી અથવા બાળકને પણ પકડે. જો સરકાર પકડશે નહિ અથવા તો મીઠાની છૂટ જાહેર નહિ કરે તો તે જોશે કે લોકો આવા જુલમ સહન કરવાને બદલે ગોળી ખાવાને ધસવાના છે.

આવા અમાનુષી અત્યાચારો તથા બીભત્સ હુમલા, એ ભૂતકાળનો વારસો છે એ વાત સાચી છે. આ સરકારે તેને માન્યતા આપી ને પહેલાં કદી નહિ થયેલો એટલો તેનો પ્રચાર કર્યો છે.

હું આ લખી રહ્યો છું ત્યારે જ મારી પાસે બે સ્વયંસેવકો ઝેર મેળવેલું મીઠું લઇને આવ્યા છે. સરકાર મીઠાનો તથા મીઠું પકવવાના કયારાનો નાશ કરે છે, એટલું જ નહિ પણ હવે તો કહેવાય છે કે તેણે મીઠું બનાવવાનાં સ્થાનકો ઝેરી કરવા માંડયાં છે. આ હકીકત સાચી હોય તો તો આ કાળું કારભારું વધુ કાળું બને છે. અને આ કેર એ લોકો ઉપર ચાલી રહ્યો છે જેઓ કોઇને જરાયે ઇજા પહોંચાડયા વિના કેવળ જાતે જ દુઃખ સહન કરીને સ્વતંત્રતા પ્રાપ્ત કરવાને મથી રહ્યા છે.

# ગુંડાશાહી[1]

[ ગુજરાતમાં 'ધીમે મોતે' લોકોને મારવાની સરકારે 'કાયદો અને વ્યવસ્થા'ના બહાના હેઠળ જે રીત અખત્યાર કરી હતી તે વિષે મહાત્માજીનો નીચે મુજબનો લેખ તા. ૪-૫-૩૦ના નવજીવનમાં પ્રસિદ્ધ થયો હતો. ]

ગુજરાતમાં અત્યારે જે સ્થિતિ પ્રવર્તી રહી છે એવી જ જો હિંદુસ્તાનના બીજા ભાગોમાં ચાલતી હોય તો એની આગળ ડાયરશાહી પણ ઝાંખી પડે છે. આ કથનમાં કદાચ અતિશયોક્તિ લાગે, પણ એ વાત અક્ષરશઃ સાચી છે એમ હું કહેવા માગું છું. જલિયાંવાલાની કતલમાં તો એકેસપાટે સૌને ઉડાવી દેવામાં આવ્યા હતા. એની ધારેલી તેમજ અણધારી બંને જાતની છાપ દુનિયા પર પડી હતી.

ગુજરાતમાં અત્યારે જે ધીમે મોતે લોકોને મારવામાં આવે છે તેની એકે જાતની છાપ પડતી નથી, અને જો સંભાળ ન લેવામાં આવે તો તે પૂરેપૂરું અનીતિકારક નીવડવાનો સંભવ છે. જેઓ તેનો ભોગ થાય છે તેમનું તેજ હણાવાનો સંભવ રહે છે, અને જાલિમનો અધઃપાત તો અવશ્ય થાય જ છે.

મને જો વખત મળશે તો ગયા અઠવાડિયાના બનાવોનો સાર હું આ પત્રમાં આપીશ. એ આપી શકું કે નહિ તોયે વાચકોને ઉપરની વાતનો બધો પુરાવો રોજિંદાં છાપાંમાંથી મળી રહેશે.

મહાદેવ એવી આશા રાખી રહ્યા હતા કે વિરમગામ પોતે ગયા પછી અને વકીલ મિત્રોને મોકલ્યા પછી ત્યાંના જંગલી અત્યાચારો બંધ પડયા હશે. પણ એ આશા વ્યર્થ નીવડી છે. એક સ્વયંસેવક થોડીક મિનિટ માટે તેની ટુકડીથી વિખૂટો પડી ગયો, એટલે કાયદા વ્યવસ્થાના પ્રતિનિધિઓને તેના ઉપર તૂટી પડવાની અને વિરમગામમાં અગાઉ સ્વયંસેવક ઉપર જેવો જુલમ કરવામાં આવેલો તેવો ગુજારવાની તક મળી ગઈ.

---

૧ બાપુજીના ગિરફતાર થયા પછી 'ગુંડાશાહી'નો તો પાર નથી રહ્યો તેમાં અત્યારે 'ધારાસણાનો કાળો કેર' એ પુસ્તક નવજીવન કાર્યાલય તરફથી બહાર પડયું છે. તે ખાસ વાંચવું ઘટે.

ડૉ. નરસિંહભાઇ મહેતા જેઓ જૂનાગઢના માજી ચીફ મેડીકલ ઑફિસર છે, અને જેમને ૬૬ વરસની વયે સત્યાગ્રહનો રંગ લાગેલો છે તેમણે નજરોનજર જે બનાવ જોયો તેનું વર્ણન આપતાં તેઓ કહે છેઃ

"આજે સાંજે વઢવાણ કૅમ્પથી આશરે ૧૨૦ સત્યાગ્રહીઓની ટુકડીને લઇને હું ઊતર્યો. દરેક જણ પાસે બિનજકાતી મીઠાની દસ દસ શેરની થેલી હતી.

હું ટુકડીને મોખરે ચાલતો હોવાથી એક ગોરો અમલદાર, બે હિંદી અમલદાર અને ચારપાંચ પોલીસના સિપાઇઓની ટુકડીને પહેલો ભેટો મારો જ થયો. આ ઉપરાંત વધારાના પચાસેક પોલીસ સિપાઇઓ દાદર પર ચડવાની જગાએ ઊભા રહ્યા હતા.

મને પૂછવામાં આવ્યું, 'તમારી બગલમાંની થેલીમાં શું છે?' મેં કહ્યું, 'દસ શેર બિનજકાતી મીઠું.' એટલે પેલો બોલ્યા, 'ઠીક, બુઝર્ગ ડાક્ટર, તમને જવાની છૂટ છે.' મેં કહ્યું, 'મારી જોડે તો લગભગ ૧૨૦ સત્યાગ્રહીઓની ટુકડી છે, ને દરેક જણ પાસે આવી મીઠાની થેલી છે. એટલે તમે તેમની જોડે કેવી રીતે વર્તો છો અથવા તેમને બીજા ઉતારુઓની જેમ છૂટથી જવા દો છો કે કેમ એ હું જાતે જોવા માગું છું.' પેલાએ કહ્યું, 'ઠીક ત્યારે. તમે એક બાજુ ઊભા રહો ને જોયાં કરો.' સત્યાગ્રહીઓને એક પછી એક પેલી પોલીસ ટુકડીની વચ્ચેથી પસાર કરવામાં આવ્યા, અને તરત જ ગોરા અમલદાર સુદ્ધાં પેલા સાત કે આઠ પોલીસ દરેક સત્યાગ્રહીને પકડીપકડીને, તેને અતિશય હચમચાવીને તેની પાસેથી મીઠું ઝૂંટવી લેવા લાગ્યા. લગભગ દરેક સત્યાગ્રહીના આવા હાલ કરવામાં આવ્યા. આ બનાવ શરમ ભરેલો હતો. મારી આખી જિંદગીમાં મને અંગ્રેજો વિષે ઉંચો અભિપ્રાય હતો. ૬૬ વરસમાં આ જાતનો અનુભવ આ પહેલો થયો.

જ્યારે આ સ્થિતિ મારાથી સહન ન થઈ ને મેં પેલા ગોરા અમલદારને વિનવણી કરી, ત્યારે તેણે જવાબ આપ્યો, 'જાઓ લોકોની

આગળ આ વાત કરજો ને છાપાંમાં લખજો!' અને ફરી પાછો આખો વિધિ પૂર્વવત્ ચાલવા લાગ્યો."

ડૉ. મહેતાની આજીજીને મળેલા જવાબમાં રહેલી નિષ્ઠુરતા તો જુઓ. જુવાન સ્વયંસેવકો પાસેથી તેમનો કીમતી માલ પડાવી લેવાની રમત રમવી એ પેલા બ્રિટિશ અમલદાર અને તેના વફાદાર સાથીઓને મન એક મજાનો ખેલ હતો. એમનો ભોગ થઈ પડેલા લોકો નાસી જતા નહોતા કે કશું સંતાડી રાખતા નહોતા એમ એ લોકોને કહેવાથી કશું વળે એમ નહોતું. કાયદાના વિધિઓમાંથી પસાર થતાં કાયદાના કારભારીઓને જેટલો વિલંબ થાય એટલો પણ વિલંબ કર્યા વિના કાયદાનો તાત્કાળિક અમલ થવો જોઇએ ને!

પણ ખેડા જિલ્લામાં જે ઘટનાઓ બની તેની આગળ તો આ બીના કશી વિસાતમાં નથી. હું કબૂલ કરું છું કે ખેડાનાં બહાદુર ભાઇબહેનો સરકારી નોકરોનો મર્યાદિત બહિષ્કાર કરવામાં ઠીકઠીક સફળ નીવડયાં છે, અને સરકારી નોકરો હવે લોકો પાસે બળાત્કારે પોતાનું ધાર્યું કરાવી શકતા નથી. એટલે તેમણે હેવાન બનીને ગુજરાત વિદ્યાપીઠના એક સ્નાતક અને અધ્યાપકને નિષ્ઠુર પણે માર માર્યો છે. આ ભાઇએ કશો ગુનો કર્યો નહોતો. માત્ર લોકોને માર મારે છે એમ સાંભળીને તેઓ શું બને છે તે જોવાને જ ગયા હતા. એ જ જિલ્લામાં બોરસદ પાસે થોડાક પોલીસોએ એક સ્થાનિક ઠાકોર અને તેના ધારિયાંવાળા માણસોની મદદથી એક સભા પર અણધાર્યો હુમલો કરી બત્તીઓ બુઝવી નાખી અને લોકો પર નિર્દયપણે તૂટી પડયા. સભામાં શ્રોતાવર્ગ પાટીદારો અને રજપૂતોનો હતો, અને તેમનામાં પોતાનો બચાવ કરવાની પૂરેપૂરી તાકાત હતી. છતાં કોઇએ એક પથ્થર સરખો ફેંકયો નહિ કે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ. નિયમપાલનની ખાતર તેમણે માર સહન કરી લીધો. એક માણસ મરતો બચી ગયો. સાત જણ હજુ ઇસપિતાલમાં પડયા છે. એકંદરે પાંત્રીસને ઇજા થયેલી માલૂમ પડી છે. આ જલિયાંવાલાની હિચકારી પુનરાવૃત્તિ નહિ તો બીજું શું?

હવે અમદાવાદ તરફ આવીએ. એક કલાલ પોતાની કોથળી રોજ ખાલી રહેતી જોઇને એટલો બધો ઉશ્કેરાઇ ગયો કે તેણે ચોકી કરનારાઓ પર જંગલી હુમલો કર્યો, અને એમાંનો એક જણ તો બેભાન થઇને પડયો. સૌ કબૂલ કરે છે કે ચોકી પૂરેપૂરી શાંતિમય હતી. માત્ર જે લોકો પીઠામાં જતા હતા તેમનાં નામ તેમને ઓળખનારા ચોકીદારો લખી લેતા હતા. જે ન્યાતોનું તંત્ર હજુ મજૂરવર્ગમાં ઠીકઠીક ટકી રહ્યું છે તેના પ્રયત્નથી આ ચોકી સફળ થઇ શકી છે.

કાયદા અને વ્યવસ્થાના કારભારીઓએ આ જંગલીપણું અટકાવવાનો જરાયે પ્રયત્ન કર્યો છે ખરો? ના. તેમણે તો એમાંથી છૂપી રીતે આનંદ મેળવ્યો છે. એ આનંદ તેઓ ભલે મેળવતા. માત્ર આ સ્થિતિને 'કાયદો અને વ્યવસ્થા'નું નામ ન અપાવું જોઇએ. એને તો 'ગુંડાશાહી' એ જ નામ ઘટે છે.

પ્રજાજનોનો ધર્મ સ્પષ્ટ છે. તેમણે આ સંગઠિત ગુંડાશાહીનો જવાબ ભારે સહનશીલતાથી આપવો જોઇએ. તેમનામાં જો દૃઢ સંકલ્પ અને સામર્થ્ય હશે તો સ્વતંત્રતા મળ્યા વિના નથી જ રહેવાની. સ્વતંત્રતા એ તપસ્યાનું ફળ છે, જ્યારે હિંસા એ સ્વેચ્છાચારની જનની છે. આપણે બધા જેને સારું ઝંખી રહ્યા છીએ તે સમાજને ખાતર પોતાના પર અંકુશ મૂકે એવી સ્વતંત્રતા છે. સ્વેચ્છાચાર તો પોતે કોઇની ભાગીદારી વિના ભોગ ભોગવી શકે એટલા માટે સમાજને કષ્ટ આપે છે. આ સરકાર નિરંકુશ સ્વેચ્છાચારવાળી છે, કેમકે એ સરકારનું એકમાત્ર નહિ તો મુખ્ય ધ્યેય હિંદી સમાજને ચૂસી ખાવાનું છે.

**તા. ક.** ઉપરનું લખ્યા પછી મને બાળાસોર અને મથુરાથી લગભગ આવા જ હેવાલો મળ્યા છે. તેનો સાર હું અન્યત્ર આપું છું. સત્તાધારીઓની ગુંડાશાહી હિંદુસ્તાનભરમાં ફેલાઇ ગઇ છે અથવા ઝપાટાબંધ ફેલાઇ રહી છે એ સ્પષ્ટ દેખાય છે.

# ખેડાનિવાસીઓ પ્રત્યે

[ નીચેના લેખમાં પૂ. ગાંધીજીએ ખેડા નિવાસીઓને ભાવિ લડાઇમાં શી વર્તવું તે વિષે તા. ૪–૫–૩૦ ના નવજીવનમાં કરેલી સૂચનાઓ આપેલી છે. ]

ગૂજરાતમાં અત્યારે ખેડા જિલ્લો લડાઇનું કેન્દ્ર બની ગયો જણાય છે. જે અત્યાચારો ખેડામાં થઇ રહ્યા છે તેટલા ગુજરાતમાં તો બીજે ક્યાંય નથી થયા જણાતા. ત્યાં મરજીમાં આવે તેને પકડે છે, મરજીમાં આવે તેને છોડે છે, મરજીમાં આવે તેને મારે છે, ગાળો પણ દે છે. છતાં લોકોએ શાંતિ સારી રીતે જાળવી કહેવાય પણ કાકા સાહેબ કાંઇક એવો પણ જોઇ ગયા છે. લોકો અત્યાચારની બરદાસ તો કરે છે પણ તેમના તીવ્ર બહિષ્કારમાં ક્રોધ છે, દ્વેષ છે ને તેથી હિંસા છે. તેઓ અમલદારોને ઝીણીઝીણી રીતે પજવે છે, તેમને નિંદે છે. આમ તેઓ જિતાવાના નથી. અમલદારીની નિંદા પેટ ભરીને કરાય, અમલદારની ન કરાય. અમલદાર બિચારો આપણા જેવો છે, એક દહાડો આપણે નહિ તો આપણા સગાસાઇ પટેલાઇ ઇચ્છતા, મામલતદાર બનવા પ્રયત્ન કરતા. આપણે મામલતદારની ખુશામત કરતા હતા. હવે આપણો મોહ ઊતર્યો એટલે તેમનો પણ તરત ઊતરી જ ગયો એમ કેમ માની લઇએ ? ઊતરી જવો જોઇએ એ સાચું તેને સારું આપણે વિનયી પ્રયત્ન કરીએ. મામલતદારી, ફોજદારી ઇત્યાદિના દોષો બતાવીએ, પણ મામલતદાર, ફોજદાર ઉપર ક્રોધ ન કરીએ. આપણા તીવ્રતમ બહિષ્કારમાં પણ મીઠાશ અને વિનય હોવાં જોઇએ. એમ નહિ થાય તો કોઇક દિવસ તો હુલ્લડ પણ થવાનું. મામલતદાર, ફોજદાર વગેરે મર્યાદા મેલશે ફોજદારે તો મર્યાદા મેલી જ કહેવાય છે. ફોજદારે મગનભાઈ દેસાઈ જેવાનું અપમાન કર્યું, તેની મારપીટ કરી એ તો હું જાણું જ છું. અને એ જ પ્રમાણે લોકો પણ મર્યાદા મૂકે તો શી નવાઇ! કેટલાકે ગાળ દેવાપૂરતી મર્યાદા જાળવો તો બીજા હાથચાલાકી કરે તો તેનો દોષ ગાળ દેનારા કેમ કાઢી શકશે? અને એકવાર હાથચાલાકી કરી એટલે

હદ ક્યાં રહેશે? તેથી હજી બાજી હાથમાં છે તેટલા લગીમાં ખેડા જિલ્લાનિવાસી બરાબર ચેતી જાય, અને જ્યાં જ્યાં સુધારણા કરવાની આવશ્યકતા છે ત્યાં ત્યાં કરી લે. મેં બતાવેલી મર્યાદામાં રહીને બહિષ્કારોને સુખેથી તે કાયમ કરે.

એ મર્યાદા બતાવી જાઉં. કાકાનો લેખ પણ વાંચનાર સાથે જ સમજી લે. પટેલનો દાખલો લઇએ:

૧. પટેલ ગામનો જ હોય તો તેનાં ઘરબાર ન લેવાય; તેનું સીધુંસામાન બંધ ન થાય. તેનો બહિષ્કાર માત્ર તેના હોદ્દા પરત્વે જ હોય. એટલે તેના હુકમો ન મનાય; હોદ્દાની રૂએ એક ટીપું પાણી માગે તો તે ન અપાય. હોદ્દાની રૂએ સાહેબોને સારુ તે સીધુંસામાન માગે તો તે ન દેવાય, પણ તે માંદો પડે તો તેની ચાકરી પ્રેમપૂર્વક કરીએ. આમ કરવાની આપણી શક્તિ ન હોય એટલે કે આપણામાં એટલો પ્રેમ ન હોય તો તે બહિષ્કાર જતો કરીએ. આટલું વિધાતાના લેખ જેવું વચન માનવું. જે બહિષ્કાર વેરભાવે કર્યો હશે તેમાંથી કશું સારું ફળ આ લડતને અંગે તો નહિ જ નિપજાવી શકાય.

કોઇ કહેશે આ અહિંસા તો આકરી. વાત સાચી છે. અહિંસા જેવી આકરી છે તેવી જ આસાન છે. સમજે તેને સારુ તે સહેલી છે, ન સમજનારને સારુ આકાશમાં ઊડવા કરતાં પણ કઠણ છે. આ વાતનું મને પૂરું ભાન હતું તેથી જ મેં પ્રજાની પાસે બહિષ્કારને મૂક્યો નથી. ગુજરાતે પોતાની મેળે ઝીલી લીધો છે એટલે મેં તેને ચાલવા દીધો છે ને મારાં ભાષણોમાં ઉત્તેજન પણ આપ્યું છે, છતાં તેની મર્યાદા હમેશાં જણાવી છે. એવો મર્યાદિત અહિંસક બહિષ્કાર ન જાળવી શકાય ને તેથી તે છોડી દેવામાં આવે તો હજુ કશું ઢોળાઈ નથી ગયું.

મારે કબૂલ કરવું જોઇએ કે હું હારજીતને વિષે તટસ્થ છું. કેમકે હું જાણું છું કે અહિંસાથી જ વિજય છે ને હિંસાથી અત્યારે ગમે તેવાં સારાં પરિણામો જણાતાં હોય તો પણ અંતે હાર જ છે.

ક્ષયરોગથી પીડિત મનુષ્યના ચહેરાની લાલી આરોગ્યની નિશાની નથી, પણ ડોકિયું કરી રહેલા મૃત્યુના તાત્કાળિક આગમનનું એક ભયાનક ચિહ્ન છે. પણ એટલેથી જ મારો હિસાબ પતી નથી જતો.

નકરો માર ખાવાની અહિંસા પણ લોકોને પચતી ન હોય તો મને નવાઇ ન લાગે. છતાં એ તો આપણી અસલની પ્રતિજ્ઞામાં છે. હું જાણું છું કે જ્યારે દહેવાણના ઠાકોરે પોલીસને મળીને હુમલો કર્યો ત્યારે લોકો સામે થઈને તેને હઠાવી શક્તા હતા. એવા બીજા પ્રસંગો પણ આવી ગયા છે. છતાં લોકોએ અપાર શાંતિ જાળવી બહાદુરી બતાવી. તેને સારુ તેમને ધન્યવાદ ઘટે છે. પણ જો આવી શાંતિ જાળવવાનો ધર્મ ન સમજે ને કાયરવાઈને જાળવે તો તે શાંતિ લાંબો વખત ન ચાલે, ને કાં તો લોકો ભાગે અથવા પોતાનો બચાવ કરવા સારુ સામે થાય. આ બંને વાતનો આ લડતમાં નિષેધ છે. ભગાય પણ નહિ ને સામે મરાય પણ નહિ. 'મરીને જીવવાનો મંત્ર' શીખવાની આ લડાઇ છે.

કોઇએ હજુ લગી એમ નથી કહ્યું કે જો આપણે મરી છૂટીએ તો વિજય નથી. મરી છૂટવાની શક્તિ વિષે કેટલાકને સંદેહ છે ખરો. ઘણાનો તો તે સંદેહ પણ ગયો છે. ગઇ લડાઇના આંકડાઓ કાઢીને બતાવી શકાય છે કે આ ચાર અઠવાડિયાંની લડાઇમાં જેટલા માણસો મર્યા છે ને જેટલા પૈસાનું આપણને ખર્ચ થયું છે તે યુરોપના દારુણ યુદ્ધમાં જેટલા માણસો કપાયા હતા ને જેટલા પૈસાનું ખર્ચ એકએક રાજ્યને થયું હતું તેના કરતાં ઘણું ઓછું છે અને આપણે આગળ વધ્યા છીએ. આ યુદ્ધ જો છેવટ લગી અહિંસક રહ્યું તો એ આખા યુરોપી યુદ્ધના એક દિવસમાં થયેલું મનુષ્યનું અને પૈસાનું ખર્ચ આપણને નથી થવાનું અને આપણે સ્વતંત્રતા લઇને બેસવાના છીએ. આટલું જાણ્યા પછી કોઇને સંદેહ રહેવાનું કારણ નથી રહેતું, ને સંદેહ જાય તો પ્રજામાં જોઇતું વાતાવરણ તૈયાર થયા વિના ન જ રહે.

આટલું સામાજિક બહિષ્કાર વિષે.

હવે નિયમન વિષે.

સ્વયંસેવકોમાં નિયમનને તાબે રહેવાની શક્તિ નહિ હોય તોયે અણીને વખતે આપણે સાંકડમાં આવી જવાના છીએ. લડાઇમાં નિયમન સર્વવસ્તુ છે. ક્રિમિયાના યુદ્ધમાં અંગ્રેજી અમલદારોએ ભારે ભૂલો કરી હતી. તેથી ઘણા સિપાઇઓનો સંહાર થયો હતો. સિપાઇઓ તો બિચારા હુકમ પ્રમાણે કામ કર્યે જતા હતા ને કપાઇ મરતા હતા. અંગ્રેજી સરદારોની જડતા તો ભુલાઇ ગઈ, પણ યોદ્ધાઓની વીરતા પ્રખ્યાત કવિ ટેનિસને એક સુવર્ણ કાવ્ય લખી અમર કરી છે. તેમાં તેમણે સાચા સિપાઇના ગુણનું કીર્તન કર્યું છે તેનો ભાવાર્થ આ પ્રમાણે છે.

'સાચો સિપાઇ
કારણો વિષે વાદવિવાદ નથી કરતો.
સાચો સિપાઇ
સામે ઉત્તર નથી દેતો;
એ તો હુકમનો અમલ કરે છે ને મરે છે.'

મને લાગે છે કે આ યથાર્થ છે. એનો અર્થ એવો નથી કે તે પોતાની બુદ્ધિને રુંધી નાખે છે. સિપાઇગિરીમાં દાખલ થતાં પહેલાં ઉમેદવાર બુદ્ધિનો પૂર્ણ ઉપયોગ કરી, સેનાપતિને જાણી, નિયમોને તપાસી દાખલ થાય. આટલું કર્યા પછી પોતે ડગલે ને પગલે ઉપનિયમો ઘડાય તેની ચર્ચા કરે, હુકમ નીકળે તેની યોગ્યતાની તુલના કરે, તેનો સમય એ વિચારમાં ને તેની ચર્ચામાં જાય તે કામ અટકે. પ્રત્યેક સિપાઇ સેનાપતિ પાસે વાદવિવાદ કરવાનો દાવો કરે તો લડાઈ ખોવી પડે. તેથી સેનામાં દાખલ થયા પછી બુદ્ધિને કુંવારી રાખવી ઘટે છે; અને સિપાઇ થયા પછી જે સિપાઇપણા પરત્વે બુદ્ધિવાદમાં પડે છે તેની બુદ્ધિ વ્યભિચારિણી બને છે. એટલે એ બુદ્ધિના દુરુપયોગમાં ગણાય.

આ વસ્તુ જે ખેડાનિવાસી સમજે તે નિયમનનું પાલન સૂક્ષ્મ રીતે કરે.

આ નિયમનમાં પીંજવા કાંતવાની ક્રિયા અનિવાર્ય છે. જે સિપાઇઓ આ ન કરે તે સ્વરાજની લડતમાં ન રહી શકે, કેમકે સૂતરને

તાંતણે સ્વરાજ એ આપણે મંત્રરૂપે સ્વીકાર્યું છે, અને જો એ વાત બરોબર હોય તો હવે એ ચર્ચાનો પ્રશ્ન નથી પણ કરી બતાવવાનો ધર્મ છે. મીઠાના કરને અંગે કાંતવાની આવશ્યકતા ભલે ન હોય, પણ સ્વરાજને અંગે તો છે જ. અને જો કે મીઠાનો કર ગયો તો નથી જ, છતાં હવે જે લડત ચાલી રહી છે તે કર કઢાવવા પૂરતી જ નહિ પણ સ્વતંત્રતા લેવાને સારુ છે.

જેમ પીંજવુંકાંતવું આવશ્યક છે તેમ જ પગથી માથા લગી ખાદીપોશાક પણ આવશ્યક છે એ કહેવાની જરૂર નથી.

ખેડાનિવાસીના ઉત્સાહનો પાર નથી. પણ તે ઉત્સાહ જો સાત્ત્વિક હોય, અહિંસક હોય તો કાંતવાની શાંત ક્રિયા તેનું ચિહ્ન છે અને પોષણ છે. શાંત ઉત્સાહ હમેશાં ક્રિયાત્મક હોય છે. અશાંત ઉત્સાહના આરંભ ને અંત આવેશમાં જ આવી જાય છે.

એક વાત વિશેષ કહેવાની રહે છે. રાસે જ નહિ પણ બીજાં ગામોએ જમીનમહેસૂલ નહિ ભરવાની પ્રતિજ્ઞા લીધી છે. આ પ્રતિજ્ઞા મને ગમે છે. તેનું પાલન કરનાર હિંદના ઈતિહાસમાં વીરપુરુષોમાં ગણાશે. પણ આ પ્રતિજ્ઞાનાં પરિણામો વિચારવા જેવાં છે.

એવી પ્રતિજ્ઞા લેનારે જમીન, ઘર, ઢોરઢાંખર જતાં કરવા તૈયાર રહેવું જોઇએ; ને તેમ કરતાં છતાં તેનાથી મારફાડ ન કરાય, ન કરાવાય. સ્વરાજ મળવા વિષે જેને વિશ્વાસ હોય તેને કશો પ્રશ્ન જ નથી રહેતો કે એણે જમીન કે ઘર ખોવાનાં છે. આજે ઘરબાર જાય તોપણ તેને તે પાછાં મળવાનાં જ છે. સરકાર કદી પચાવી ન શકે. પણ સ્વરાજ મળવા વિષે જેને શક હોય તે મહેસૂલ ન ભરવાનું જોખમ હાલ બિલકુલ ન ખેડે. મહાસભાના કાર્યક્રમમાં આજે મહેસૂલ ન ભરવાની વાત મુદ્દલ નથી. એટલે મહેસુલ ભરતાં કોઇની લાજ નથી જવાની. પણ જેને આત્મવિશ્વાસ છે, જેનામાં દુઃખ સહન કરવાની શક્તિ છે, જેનામાં દેશને ખાતર કે પોતાના સરદાર ખાતર ત્યાગ કરવાની શક્તિ છે તે અવશ્ય જમીનમહેસૂલ પોતાની જવાબદારીએ નહિ ભરે, ન ભરવાનો તેને અધિકાર છે.

# વકીલોનો ધર્મ

[ જ્યારે સત્યાગ્રહની લડાઈ દેશમાં બરોબર ચગી હોય ત્યારે વકીલો કાળા ઝભ્ભા પહેરી કોર્ટમાં જાય એ તો મહાત્માજીને માટે અસહ્ય જ હતું ને છે. તે સમયે વકીલોને ઉદ્દેશીને નીચેનો લેખ તા.૪-૫-૩૦ના નવજીવનમાં લખ્યો હતો.]

વકીલોને વગોવવામાં મેં મણા નથી રાખી. મહાદેવે તેમના ટુંકા રાજ્યમાં વકીલોને પેટ ભરીને નિંદ્યા. પણ વકીલોએ તેનો ખોટો અર્થ ન કર્યો. તેમણે જોયું કે એ પ્રેમબાણ હતાં. વકીલો નિંદાને પાત્ર હોવા છતાં સ્વરાજની લડતમાં તેમનો ફાળો નાનોસૂનો નથી. મુંબઇના એતાજ બાદશાહ ફિરોજશા મહેતા નામાંકિત વકીલ હતા, લોકમાન્ય વકીલ હતા, મનમોહન ઘોષ ને લાલમોહન ઘોષ વકીલ હતા, પંજાબકેસરી લાલાજી વકીલ હતા, દેશબંધુ જેમણે લાખો રૂપિયા દેશસેવામાં ખરચ્યા એ પણ વકીલ હતા. મોતીલાલજી વકીલ છે, માલવીયાજી વકીલ છે, વિઠ્ઠલભાઇ પટેલ વકીલ છે, સરદાર વકીલ છે, જેરામદાસ, રાજગોપાલાચાર્ય, પ્રકાશમ, વેંકટાપ્પૈયા, સંતાનમ, મુનશી, કામદાર, પુરુષોત્તમદાસ, ત્રિકમદાસ ને પ્યોકર વકીલ છે, અને રાષ્ટ્રપતિ પોતે વકીલ છે. આ નોંધ પૂરી નથી. મારી કલમે ચડ્યાં તે નામ મેં આપી દીધાં છે. પણ એવાં તો બીજાં અનેક નામો ગણાવી શકાય.

એટલે જો કે વકીલોને શરમાવાનું કશું કારણ નથી. છતાં મલકાઈ જવાનું પણ કારણ નથી. આટલા વકીલોના ત્યાગ છતાં લોકો વકીલોને વગોવે છે, મારા જેવાએ તેમને વગોવ્યા છે, તે સકારણ છે.

બ્રાહ્મણમાત્ર જેમ બ્રહ્મજ્ઞાની હોવા જોઈએ તેમ વકીલમાત્ર દેશભક્ત હોવા જોઇએ એમ લોકો આશા રાખે. વકીલ એટલે જ

લોકોના હિમાયતી, ધારાશાસ્ત્રી, રાજપ્રકરણ જાણનારા, રાજ્યથી પીડિતને પીડામાંથી મુક્ત કરનારા. એટલે જેમનો દેશની સેવાનો ધંધો જ હોવો જોઇએ તેઓ જ્યારે સ્વાર્થ શોધે, ભોગમાં પડ્યા રહે, અથવા લોકોને કજિયા કરાવી દ્રવ્ય એકઠું કરવામાં મચ્યા રહે ત્યારે લોકો તેમને વગોવે. અને જો કે સ્વતંત્ર રીતે સંખ્યાનું માપ કાઢતાં ઉપર પ્રમાણે વકીલ દેશભક્તોની સંખ્યા આપણને નજીવી નહિ લાગે. છતાં વકીલોની સંખ્યા જોતાં ને તેમનું કર્ત્તવ્ય જોતાં દેશસેવક વકીલોની સંખ્યા તેમની સંખ્યાના પ્રમાણમાં ઓછી જ લાગશે.

આ વખતે જે જાગૃતિ થઇ છે તેમાંથી વકીલો મુક્ત નથી. શ્રી. મુનશી ઇત્યાદિનો ભોગ આ લડાઈને પરિણામે છે. વકીલો બીતાં જે ધંધાનો ત્યાગ કરવા નથી ઇચ્છતા કે નથી કરી શકતા તેઓ બીતાંબીતાં કંઇક સેવા કરવા ઇચ્છે છે એમ જોઉં છું. સાંભળું છું કે મુંબઇમાં ઘણા વકીલોએ વિલાયતી ટોપી ને વિદેશી કપડાંનો ત્યાગ કર્યો છે. ગુજરાતમાં કેટલાક વકીલો જેમની ઉપર અત્યાચાર ચાલી રહ્યા છે તેમની તપાસ કરવા નીકળી પડે છે. આ બધું આવકારલાયક છે. પણ વકીલાત છોડવાની વાત કોરે મૂકીએ તો મોટી વાત એ છે કે તેમણે મોટી સંખ્યામાં સવિનય કાનૂનભંગ કરવો ને કોરટ સનદ ઝૂંટવી લે તો તેમણે નિર્ભય રહેવુ. સનદને સારુ દેશને ન વેચાય. દેશસેવા કરતાં સનદ જાય તો મેલ ગયો સમજવો ઘટે. આમ નિર્ભયતા તેમનામાં આવે તો વકીલો પોતાના જિલ્લામાં લોકોને ઘણી મદદ કરી શકે. વકીલો બીકને કાઢે તો

૧. પ્રજાના હિસાબ સાચવે,

૨. કાયદાની બારીઓ લોકોને સમજાવે;

૩. સવિનય ભંગ ને અંગે ચાલતા જોહુકમી કેસોનું નિરીક્ષણ કરે ને તે પ્રગટ કરે;

૪. જ્યાં જ્યાં મારપીટનો ભય હોય ત્યાં તેઓ હાજર થઇ જાય;

૫. જે જે અન્યાયો થતા હોય તેનું પૃથક્કરણ પ્રજાની સમક્ષ મૂકે;

૬. ચાલુ અન્યાયોની તપાસ કરી સરકારના દોષોનું દર્શન કરાવે;

૭. ખાદીઉત્પન્નમાં ભાગ લે;

૮, બહિષ્કારોમાં બહેનોને મદદ આપે; અને

૯. બધા પ્રાંતોમાં લગભગ બધા જાણીતા મુખીઓ પકડાઇ જવાથી જ્યાં જરૂર હોય ત્યાં વકીલો લોકોને દોરી નિર્ભય થયેલા વાતાવરણને પોષે.

આટલી વસ્તુઓ મેં દૃષ્ટાંત રૂપે સૂચવી છે. જેમને સેવા જ કરવી છે તેમને ઘણી સેવા સૂઝી રહેશે.

# ‘ તમારા બળે ’

( અમદાવાદથી અસલાલી જતાં અમદાવાદની પોતાની પાછળ પાછળ ચાલી આવતી જનતાને પાછા વળવાનો આગ્રહ કરતાં ચંડોળા તળાવ ઉપર મહાત્માજીએ કરેલું અમદાવાદનું છેલ્લું ભાષણ. )

આપણામાં ભેદભાવ ન જ હોવો જોઇએ. હિન્દુ, મુસલમાન, અંત્યજ અને ખ્રીસ્તી બધા ય માટે આ પ્રવૃત્તિ છે. બધા યે સાથે એક સરખા એક બીજાની સેવા માટે રહે; એ આપણી ભાવના છે. આપણે બધા યે એક ઝાડનાં પાંદડાં અથવા ડાળડાળીઓ જેવા છીએ. બધા યે એક છીએ. જૂદા છીએ એમ કહેવું તે પ્રપંચ છે. સ્વરાજ કોઈ એકલા હિન્દુ નથી લેવાના કે એકલા મુસલમાન નથી લેવાના, એ તો બધાને માટે છે. સત્યાગ્રહીથી બીજું કલ્પી જ ન શકાય. સ્વરાજ્ય નથી એકલા મૂડીવાળા લેવાના કે નથી એકલા મજૂર લેવાના. કોઈ કોઈની સાથે વિરોધ નથી. બધા યે એક બીજાનાં અંગ છે.

હિન્દુ, મુસલમાન પોતપોતાની ચિંતા કરી રહ્યા છે કે સ્વરાજમાં અમારૂં શું? આપણે કોઈની સામે વિરોધ નથી. કોઇને કાઢવા નથી. બધાને રાખવા છે. એટલે એ ચિંતા નકામી છે. આપણે તો દુશ્મનને પણ રાખવા છે. અરે, એ પણ દુશ્મન નહિ રહે. આપણે બતાવવું છે કે આપણે તો ભોળા હતા અને છીએ. એમનાં આંખનાં પડળ ઉઘાડી આપણે એ એમને બતાવી દઈશું. આ બધું તમારા અને મારા જીવનમાં જોવું છે. એ માટે ઘણું કરવાનું છે. એ માટે કામ કરવા લાગો.

તમે બધા પ્રેમને વશ થઇને આવ્યા છો. છેલ્લા બે દિવસોથી તમે બધા ટળવળી રહ્યા હતા. અને છેલ્લી રાત્રે તો આશ્રમની આસપાસ પડી રહ્યા હતા. હું પકડાઉં તે જોવા તમે તેમ કર્યું હતું. પણ ઇશ્વરનું ધાર્યું હોય તે થાય છે. આપણે બીકણ છીએ એટલે આમ બી બી કરીએ છીએ. કોઇ કહે કે મને માંડલે અથવા રંગુન લઇ જવાના છે. તો તો બહુ મીઠું થાત. મને તો પૂર્ણ સ્વરાજ મળી જાત.

તમને મારે કહેવાનું એ છે કે તમે મારા ઉપર આટલો પ્રેમ બતાવો છો તે ત્યારે સાચો કહેવાય કે જ્યારે તમે ખાદીનું કામ કરો, પરદેશી કાઢો, રેંટીઓ ચલાવો, બીજાને તે બધું કરવા પ્રેરો; દારૂ છોડો અને બીજાને પ્રેમપૂર્વક છોડાવો, અંત્યજ સાથેનો ભેદ-ભાવ ભૂલો; તમે એ રસ્તો લ્યો; હું આ રસ્તો લઉં. હું ક્યાં સુધી છૂટો રહી શકીશ તે કહેવાય નહિ. મને લઇ જશે તો યે તમારા બળે મારે છૂટવું છે.'



# પહેલો દિવસ

[ શ્રી છગનલાલ જોષીએ પૂ. બાપુજીની જંગમ કૂચનું વર્ણન આપતાં નીચેનો હેવાલ તા. ૧૯–૯–૩૦ ના નવજીવનમાં લખેલો. ]

કૂચમાં જોડાનારને ગાંધીજીએ છેલ્લા પખવાડિયામાં તેમના ધર્મો વિષે અનેકવાર ચેતવ્યા હતા. આ લડત ગાંધીજીને માટે છેવટની છે તેમજ આશ્રમની ટુકડી માટે જીવનમરણની છે. અમે બધા સમજી ગયા હતા કે હવે પૂર્ણ સ્વરાજ્ય હાંસલ કર્યા વિના આશ્રમમાં પાછા જવાનું નથી. તેથી આ લડતમાં જોડાનાર પાછો પોતાની મા, બહેન, ભાઈ કે પત્નીને મળશે કે કેમ તેની બધાને શંકા રહેતી હતી. તેમ છતાં ગાંધીજીના ઉપદેશથી આશ્રમની બધી બહેનો પોતાનો ધર્મ સમજી ગયેલ હોવાથી પોતાના ધણી, દીકરા કે જમાઈને વિદાય દેતી વખતે આંખમાંથી શોકનું એકે આંસુ આવવાને બદલે ખરા હૃદયથી આશીર્વાદ દેતી હતી. જે સ્ત્રી પોતાના પતિને મોકલવા જરા પણ આનાકાની કરે તેના પતિની ઇચ્છા હોવા છતાં તે પતિનું નામ ટુકડીમાંથી કાઢી નાંખવામાં આવશે એવી ગાંધીજીએ આશ્રમની બહેનોને ખાતરી આપી હતી. પણ જેમનો પુત્ર દશ દહાડા પહેલાં ગુજરી ગયો હતો એ બહેને પણ પોતાના પતિને હસતે મુખે વિદાય આપી.

આશ્રમથી રવાના થયા બાદ વાડજ પાસે એક અંત્યજ ડોસીએ પ્રેમાશ્રુ ખાળીને સૂતરનો હાર ધર્યો. એ ડોસીએ અમારી ટુકડીમાં પોતાના દીકરાના દીકરા અને દીકરાના જમાઇને પણ મોકલ્યા છે. અમારી ટુકડીમાં આવું અંત્યજ કુટુંબ સાથે જોડાય છે તેથી અમારું જંગમ સત્યાગ્રહાશ્રમ વધારે શોભી રહ્યું છે.

વિદ્યાપીઠના મોટા વિદ્યાર્થીઓ તો અમારી ટુકડી જે ગામમાં પકડાઈ જાય ત્યાંથી તેઓ જલાલપુર ભણી કૂચ કરવા સારુ અમારી આગળ ગયા હોવાથી, વિદ્યાપીઠની બહેનો, અને આચાર્ય કાકાસાહેબે આશીર્વાદ આપ્યા. વિદ્યાપીઠથી આગળ વધ્યા અને શેઠિયાઓના

લત્તામાં આવ્યા ત્યાં તો પારસી ભાઈઓ અને બાનુઓ નાળિયેર અને સોનેરી ઝરફ્રેકાસના હાર લઈ સત્કારવા આવી પહોંચ્યાં.

પ્રીતમનગરનાં બ્રહ્મક્ષત્રિય ભાઇબહેનોએ ને કોચરબપાલડીનાં ભાઈબહેનોએ તો વહેલા ઊઠીને રાષ્ટ્રીય ધ્વજથી સડક પણ શણગારી હતી. કોચરબ પાલડીના રસ્તા પર આસોપાલવનાં તોરણો ટાંગ્યાં હતાં, રસ્તા સાફ કર્યા હતા અને પાણી પણ છાંટયું હતું. પણ જ્યાં હજારો માણસોનું સરઘસ ચાલતું હોય ત્યાં પાણીનો છંટકારવ શું કામ આવે !

પાલડી આગળ ત્રણચાર ફર્લાંગ રેતીપટમાં ચાલી અમે સાબરમતી ઓળંગી. અમે ભેખડ ચડવા લાગ્યા ત્યાં તો મિલકામદારોનો સાગર ઊલટયો. મિલકામદારો ૧૦ વાગ્યા સુધી અમારી કૂચને કારણે કામ પર ચડયા નહોતા. તેઓ બધા સરઘસમાં જોડાયા. અને જમાલપુરના કોટના પાછલા મહેરિયામાં જ્યાં ચાર માણસો માંડ સાથે ચાલી શકે ત્યાંથી હજારો માણસો પસાર થયાં તે જાણે ધૂળના વાદળમાંથી.

છેવટે અમે ગામબહાર નીકળ્યા ત્યાં શ્રી. સરલાદેવીબહેન અક્ષત, કુંકુમ અને શ્રીફળ લઇ ગાંધીજીને આશીર્વાદ આપવા આવ્યાં. અંબાલાલભાઈ તો ગાંધીજીનાં દર્શન કરીને ગળગળા થઇ ગયા હતા.

મિલમાલિકોએ વિદાય લીધી, પણ મિલમજૂરો તો આગળ ને પાછળ હજારોની સંખ્યામાં આવ્યા જ કરતા હતા. ચંડોળા તળાવ પાસે પહોંચ્યા ત્યારે અમે બધા તો મોઢું ધોવા તળાવે ગયા. અહીં ગાંધીજીએ પાછળ આવતા મિલકામદારોને પાછા જવા વીનવ્યા, અને આ સ્વાતંત્ર્યની લડતમાં બધા હિંદુમુસલમાન ભાઇઓ સરખે હિસ્સે લાભ લઈ શકે છે એમ સમજાવ્યું.

નારોલ પછી અમારી ટુકડીમાં કેટલાક થાકયા, પણ ધારેલ મથકે પહોંચ્યા વિના વચમાં આરામ ન લેવો એવો સંકલ્પ કરેલ હોવાથી, અને ગાંધીજી તો ખડેખાંગ આગળ ચાલ્યા જ કરતા હોવાથી

નાનામોટામાં હિંમત આવી. અને આગળ ચાલ્યા ત્યાં તો સામેથી ભજનમંડળી અને ગીત ગાતી બહેનો લઈને પાંચસો માણસો અસલાલીથી સામૈયું કરવા આવ્યાં. આ સામૈયા સાથે સવા માઇલ ચાલ્યા બાદ અમારો ઉતારો આવ્યો. અમે ગામસમસ્તની ધર્મશાળામાં ઊતર્યા. 'નવજીવન'માં અપાયેલી સૂચનાનુસાર ગામના મહાજને બધી તૈયારી કરી રાખી હતી.

આખું ગામ બેવાર વાળી નંખાયું હતું. કૂવામાં પણ લાલ દવા નંખાઇ હતી. પાણી સાફ રાખ્યું હતું. અને આ ગામમાં તો વીસેક નૌજુવાનોએ એકત્ર થઇ યુવકસંઘ સ્થાપેલ છે તેથી નૌજુવાનોએ સ્વયંસેવક તરીકે અમારી સરભરા કરી હતી.

અસલાલીની ૧,૭૦૦ માણસની વસ્તીમાં એક પણ રેંટિઓ નિયમિત ચાલતો નથી અને માત્ર ૨૫ વાર ખાદીની માસિક ખપત થાય છે એ જાણી ગાંધીજીને જરાક લાગી આવ્યું. અને ખાદી પહેરવા સંબંધી અને તકલીરેંટિયા ચાલુ કરવાની વાત કર્યા પછી જણાવ્યું: "હવે માત્ર ખાદી પહેરીને કે રેંટિયા ચલાવીને શાંત બેસી જશો નહિ અને બધું કરી છૂટયા એમ માનશો નહિં." અને મીઠાવેરા વિષે તેમણે બોલતાં કહ્યું: "તમારા જ ગામની વાત લો.

| | |
|---|---|
| ૧,૭૦૦ માણસની વસ્તીમાં | ૮૫૦ મણ મીઠું જોઇએ. |
| ૨૦૦ બળદ માટે | ૩૦૦ મણ મીઠું જોઇએ. |
| | કુલ ૧,૧૫૦ મણ મીઠું જોઇએ. |

પાકા મણ પર સરકાર સવા રૂપિયો કર નાંખે છે તો ૧,૧૫૦ મણ એટલે પાકા ૫૭૫ મણ મીઠા પાછળ રૂા. ૭૭૦ કર તમે આપો છો.

બળદને બે મણ મીઠું આપવું જોઇએ. અને તમારા ગામમાં ૮૦૦ ગાય, ભેંસ અને પાડી છે, તેમને જો મીઠું આપતા હો, કે

ચામડાં કેળવવામાં ચમાર મીઠું વાપરતા હોય કે ખાતરમાં મીઠું વાપરતા હો, તો વળી રૂ. ૭૦૦ ઉપર એટલો કર વધારે ચડે.

તમારું ગામ આટલો કર વરસે ભરી શકે? જે હિંદુસ્તાનમાં માણસની સરાસરી આવક ૭ પૈસા ગણાય છે એટલે જે દેશમાં લાખો માણસને એક કાવડિયું પણ મળતું નથી, ભૂખે મરે છે કે ભિક્ષાન્ન પર રહે છે તેમને પણ મીઠા વિના ચાલતું નથી. આવા માણસના મીઠું ન મળવાથી યા મોંઘું મળવાથી શા હાલ થતા હશે?

જે મીઠું પંજાબમાં ૯ પાઇનું મણ વેચાય છે. જે મીઠાના ઢગલેઢગલા ગુજરાત કાઠિયાવાડના દરિયાકાંઠે પાકયા કરે છે, અને જે મીઠું ગરીબ પણ મણના રૂ. ૧ાા આપ્યા વિના ન પામે, તે મીઠાને માટી સાથે મેળવી દેવા માટે પૈસા આપી અંગ્રેજ સરકાર માણસો રાખતી હોય તે અંગ્રેજ સરકાર પ્રત્યે ગરીબની હાય કેવી લાગતી હશે? પણ બિચારા ગરીબ ગામડિયામાં આ કર ઉડાડી દેવાની શક્તિ નથી. તે શક્તિ આપણે મેળવવી છે.

જે કર દેવા લાયક નથો તે કર કાઢી નાંખવાની સત્તા જ્યાં હોય તે પ્રજાસત્તાક રાજ્ય કહેવાય. કઈ વસ્તુ કયે વખતે દેવાય અને ન દેવાય તેને પ્રજા નક્કી કરી શકે તે પ્રજાકીય રાજ્ય કહી શકાય.

પણ આવી સત્તા આપણી પાસે નથી. તેમ આપણા કહેવાતા મોટા પ્રતિનિધિઓ પાસેય નથી. વડી ધારાસભામાં પંડિત માલવીયાજીએ કહ્યું કે સરદાર વલ્લભભાઇને સરકારે જે રીતે પકડયા છે તેનું નામ ઇન્સાફ નથી, ગેરઇન્સાફ છે. આપખુદી છે. અને આ ઠરાવને ઝીણાસાહેબે ટેકો આપ્યો, ત્યારે સરકારી અમલદારે કહ્યું કે અમારા મૅજિસ્ટ્રેટસાહેબ 'નિમકહલાલ'ને છાજે તેવી રીતે વર્ત્યા છે. આથી ઊલટી રીતે વર્તત તો 'નિમકહરામ' ગણાત. પણ તો તો આ દાઢીને (અબ્બાસસાહેબને) અને મનેય પકડવા જોઇએ. કારણ કે હું તો છચોક મીઠું બનાવવા વિષે ભાષણ પણ કરું છું.

પ્રજાની વિરુદ્ધ એક માણુસને પણ સરકાર ન પકડી શકે, પાવળું ઘી ન લઇ શકે, ગાડું ન લઇ શકે, પૈસા ન લઈ શકે, એવી સરકાર આપણે સ્થાપવી છે.

એવું રાજ્ય સ્થાપવાના બે રસ્તા છે. ડાંગ મારવાનો–હિંસાનો, અને અહિંસાનો–સવિનય ભંગનો, આપણે બીજો રસ્તો ધર્મ સમજી પસંદ કર્યો છે. અને તેથી જ સરકારને નોટિસ આપીને અમે મીઠું બનાવવા ઊપડયા છીએ.

હોકા, બીડી, દારૂ ઉપર વેરો હોય એ સમજી શકું છું. અને જો હું બાદશાહ હોઉં તો બીડી દીઠ ૧ પાઈ તમારી રજા લઇને કર નાંખું. અને જો બીડી મોંઘી લાગે તો વ્યસની છોડી શકે. પણ મીઠા પર કર નખાય ?

આવા કર હવે જવા જોઇએ. અમે મીઠું બનાવીશું, ખાશું, લોકોમાં વેચશું અને એમ કરતાં જેલમાં જવું પડશે તો જેલમાં જશું એવો સંકલ્પ આપણે કરવો જોઇએ. ગુજરાતની ૯૦ લાખની વસ્તીમાંથી બાળકો અને બહેનોને બાદ કરીએ, તો સહેજે જે ૩૦ લાખ માણુસો રહે એ જો મીઠાના કરનો સવિનય ભંગ કરવા તૈયાર થઈ જાય તો આટલા માણુસોને જેલખાનામાં રાખવાની સરકાર પાસે જગા નથી. હા, સરકાર કાયદા તોડનારને ડાંગ અને ગોળી પણ મારી શકે છે. પણ આજનાં રાજ્યોથી એટલી બધી હદ સુધી સહેજે જઈ શકાતું નથી. પણ અમે તો સંકલ્પ કર્યો છે કે મારી નાખવું હોય તો ભલે મારી નાખે.

મીઠાનો કર તો હવે જવો જ જોઇએ. આશ્રમથી ઠેઠ ચંડોળા તળાવ સુધી ૭ માઇલ જ્યાં માણુસોની ઠઠની ઠઠ ભેગી થઇને અમને આશીર્વાદ આપેલ છે, અને જે દૃશ્ય તો દેવોને પણ જોવા લાયક હતું એ શુભ ચિહ્ન છે.

અને એક પગથિયું જ ચડી શકીએ તો સ્વાતંત્ર્ય મહેલનાં બીજાં પગથિયાં ટપોટપ ચડી જશું.”

# જંગમ આશ્રમ

[ આ લેખ શ્રી. છગનલાલ જોષીએ કૂચ દરમિઆન લખેલો. ]

લશ્કરી કૂચ જોવાને ટેવાયેલાં ભાઇબહેનો અમારી સત્યાગ્રહી કૂચના નિયમો જલદી કળી શકતાં નથી. અમે લશ્કરી કૂચના સૈનિકો નથી, પણ આશ્રમનો સંઘ ધર્મયાત્રાએ નીકળ્યો છે એવો ખ્યાલ પ્રતિક્ષણ અમને અને જોનારાંને આવે છે.

જે જે મુકામે અમે પડાવ નાંખવાના હોઇએ છીએ, તે તે મુકામે ચોવીસ કલાક અગાઉ વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ પહોંચી જાય છે. તેઓ અમારા ઉતારા આગળ પાયખાનાં અને મુતરડીના ખાડા, અને પાતળ નાંખવાના ખાડા કરવામાં ગામના ભાઇઓ સાથે જોડાય છે. અને અમે ઉતારો છોડીએ તે પહેલાં એંઠવાડપાતળના ને પેસાબ-પાયખાનાંના ખાડા પૂરવામાં, ઉતારાનો કચરો સાફ કરવામાં, અને જાજમ સંકેલવામાં રોકાઇએ છીએ.

અમે 'જંગમ સત્યાગ્રહાશ્રમ' છીએ એ ભૂલી શકાય તેમ નથી, કારણ કે ચારના ટકોરે અમે બધા ઊઠીએ છીએ અને સાબરમતી આશ્રમમાં ૪–૨૦ વાગે પ્રાર્થના થાય છે તે જ ક્ષણે અમે પ્રાર્થના કરવાનું ચૂકતા નથી. આજે મહીસાગર ઓળંગતા દોઢ માઇલ ખારૂં પાણી ડોળી અને દોઢ માઇલ કાંડાબૂડ કાદવ ખૂંદી, મહીના ભાઠામાં રાત્રે એક વાગે પહોંચ્યા તોપણ ચાર વાગ્યાની પ્રાર્થના અમે ચૂકયા નહોતા. અને સાયંપ્રાર્થના તો સવાસાત જ્યાં વાગે છે ત્યાં રસ્તામાં હોઇએ તો રસ્તા પરથી ઊતરી બાજુના ખેતરમાં બેસી ઉપાસના કરવા બેસીએ છીએ.

પ્રાર્થનાની માફક યજ્ઞ પણ અખંડિત સાચવી શકાય એ માટે બધાય જાગૃત રહે છે. વિદ્યાપીઠ મોઢિયાવાળા નવા બાર રેંટિયા

અને ચાર પીંજણુ અમારી સાથે જ ફરે છે. તેથી સાંજ પડયે દરેક જણુ ઓછામાં ઓછું ૧૬૦ તાર કાંતી લે છે.

રોજનિશીમાંથી પણ ગાંધીજી અમને શેના મુક્ત કરે?

આશ્રમમાં તો ગાયનું જ દૂધ ઘી ખાવાનો જે આગ્રહ રાખી શકાયો હતો તે અહીં દુર્ભાગ્યે રાખી શકયા નથી.

ગામના તળાવ કૂવા આસપાસ જોવામાં આવતી ગંદકી કાઢવાનો અમે એકવાર સંકલ્પ કર્યો હતો; અને તે દિશામાં પ્રયત્ન કર્યો હતો. પણ આશ્રમધર્મને બરાબર પહોંચી વળવું હોય, અને સારાં શરીરે કૂચ દાંડી સુધી પહોંચાડવી હોય, તો આ લલચાવનારું કામ છોડવું જ જોઇએ એમ અનુભવે સમજ્યા.

ખાવાપીવાના નિયમમાં આ યાત્રામાં પણ આશ્રમની માફક જ પળાય છે. સંઘ ભિક્ષાન્ન જ ખાય છે. એ ગામનું દરેક ઘર જાણે એવી કેટલેક ઠેકાણે વ્યવસ્થા થાય છે. ઘેરઘેરથી બશેર લોટ કે બશેર લોટના રોટલા ઉઘરાવવામાં આવે છે. ઘરઘરના ભાતભાતના રોટલા ભેગા કરી, સંઘને ખાવામાં એક પ્રકારનો સંતોષ રહે છે; મસાલા વિનાનાં દાળશાક કેમ ખવાતાં હશે તે જોવા પણ જમતી વખતે ટોળાં અમારી આજુબાજુ ફરી વળે છે.

કૂચમાં જોડાનારા કવાયતના નિયમો જાણતા નથી. પણ શિસ્ત અને વિવેક શી ચીજ છે તે જાણતા હોવાથી, અમારી ટુકડીના વિભાગપતિને કે સરદારને ખાસ હુકમ આપવા પડતા નથી. બૅંડની જગ્યાએ, મંજીરા અને કરતાલ સાથે રામધૂન જ શાંત મધુર સ્વરે મચેલી હોય છે.

અમદાવાદથી નીકળ્યા બાદ માતરથી અમારી સાથે ભાઇ ખડ્ગબહાદુર અને કાકા સાહેબનો બીજો પુત્ર શંકર કૂચમાં સામેલ થઈ ગયા છે.

વૃદ્ધાવસ્થાને લીધે ગાંધીજીનો ગોઠણ થોડોથોડો દુ:ખવા લાગ્યો હતો. પણ તેમણે અત્યાર સુધી ઘોડાનો કે ગાડાનો ઉપયોગ કર્યો નથી. પણ અમારા સંઘના ચારપાંચ ભાઈઓ ઢીલા થયા છે તેમને માટે નિરુપાયે વાહનનો ઉપયોગ કરવો પડે છે, બોરસદ તાલુકામાં અમે પકડાઇ જઇએ તો આ ઢીલા થયેલા ભાઇઓ રહી જાય એમ ધારી તેમને આણંદ તાલુકામાં બે દહાડા આરામ સારુ રોકવાનું મન થતું નહિ.

ભાઇ સુમંગળપ્રકાશને તો આણંદમાં બળિયા જણાયા. ચરોતર કેળવણી મંડળે ભાઇ સુમંગળની શુશ્રૂષા કરવાનું સહર્ષ માથે લીધું. હવે બળિયા નમ્યા છે, તાવ ઉતારમાં છે અને પોતે આનંદમાં છે.

આ લડત જેમ ગાંધીજીને માટે આખરીની છે તેમ અમારા સંઘ માટે પણ આખરીની છે. સગાંસ્નેહીઓ ભલે રસ્તામાં મળી જાય, પણ તેમને મળવા અમારી કૂચ ન બંધ પડી શકે. અમારાથી—યાત્રાએ નીકળનારથી રેલગાડી કે બળદગાડીમાં બેસાય ખરું એવી કોઇકને શંકાકુશંકા ઊઠે છે. સંઘના એક ભાઈની વૃદ્ધ માતાને લકવો થયેલ છે, અને હવે તેમના જીવવાની આશા રહી નથી. તેમાનાં દર્શન કરવા અને તેમના આશીર્વાદ મેળવવા પુત્રને સહેજે મન થાય. પણ રાષ્ટ્રહિતની દૃષ્ટિ આગળ આજે સંકુચિત કુટુંબનો મોહ છોડવો જોઇએ એમ સમજી બે કલાક માટે પણ આણંદથી વડોદરા જવું તેમણે યોગ્ય ન ધાર્યું.

આ જંગમ આશ્રમમાં અપરિગ્રહવ્રતનું જેવું કડક પાલન ગાંધીજી અમને કરાવી રહ્યા છે તેવું સ્થાવર આશ્રમમાં તે કદી થયું નહોતું. હજામત કરવા માટે, જોડા સિવડાવવા માટે, કાગળ લખવા માટે કે ખાદીની ટોપી લેવા માટે પૈસા જોઇએ તો સરદાર પાસે માગવા જોઇએ. અને સરદારે પ્રજા પાસેથી ભિક્ષા માગી એટલા પૈસા મેળવવા રહ્યા પણ અમે બધા દેશને ખાતર બહારવટે નીકળેલા છીએ

એમ લોકની પર અસર પડવાથી અમને મદદ કરવા જ્યાં જ્યાં જઇએ છીએ ત્યાં સેંકડો ભાઈબહેનો પ્રેમપૂર્વક તૈયાર રહેતા હોવાથી અમને ભિક્ષા માગવામાં કડવા અનુભવ થતા નથી.

અમારા સંઘમાં મુસલમાન અને અંત્યજ હોવા છતાં કોઈ પણ ઠેકાણે આભડછેટની છાંટ નજરે ચડતી નથી. નડિયાદમાં સંતરામના મંદિરમાં અમને બધાને એકપંગતે જમાડવા માટે ત્યાંના મહારાજે નોતર્યા, એ તો શહેરી વાતાવરણની અસર કહેવાય. પણ નાનાંનાનાં ગામડામાં મહાદેવના મંદિરમાં અમારો ઉતારો થાય છે ત્યાં પણ કોઇ વિરોધ કરતું નથી. ટૂંકમાં જ્યાં જ્યાં અમે મુકામ કરીએ છીએ ત્યાં ત્યાં સત્યાગ્રહાશ્રમજીવન ખડું થઈ જાય છે.

આશ્રમના વાતાવરણથી ભીના થઇ આ ટોળાં અમારી સાથે ભાઈ જેરાજાણી જે ખાદીભંડાર ફેરવી રહ્યા છે, તે તરફ વળે છે. કાલ સુધીમાં આ ફરતા ખાદીપ્રદર્શને રૂા. ૧,૭૩૩–૪–૩ ની ખાદી ગામડામાં વેચી ખાદીનો સાચો પ્રચાર કર્યો છે.

# ગાંધીજી સાથે બે ઘડી

[ આ લેખ મહાદેવ હરિભાઇ દેસાઈએ સ્વાતંત્ર્ય કૂચમાં બાપુજી સાથે થયેલી મુલાકાતનું વર્ણન આપતો તા. ૨૩–૩–૩૦ ના નવજીવનમાં લખેલો, તે ઉપયોગી હોઈ અહીં મૂકયો છે. ]

કાકાસાહેબ અને હું જે દિવસે નડિયાદ જવાને અમદાવાદ સ્ટેશને ગાડીમાં બેઠા તે દિવસે ગાડીમાં ભીડનો પાર નહોતો. બધાયે ગાંધીજીની કૂચની વાતો કરતા હતા. અમદાવાદમાં દર્શન કરીને તૃપ્ત ન થયેલાં બેત્રણ હજાર માણસો નડિયાદ જવા નીકળ્યા હતા. અમારે તો કામને અંગે જવાનું હતું.

નડિયાદ સ્ટેશનથી ઊતરતાં ભાગ્યે જ કોઇને પૂછવું પડે કે ગાંધીજી ક્યાં ઊતર્યા છે? બધા રસ્તાનાં માણસો સંતરામ મંદિરના રસ્તા તરફ જ વળતાં હતાં, અને મનુષ્યોની એ અખંડ ધારામાં જે કોઇ નવું આવે તે ભળી જતું. સંતરામ મંદિરની દીવાલની બહાર માણસોની એટલી મોટી મેદની જામી હતી કે સ્થાનિક કાર્યકર્તાના પરિચય વિના ગાંધીજી પાસે પહોંચવું અશક્યવત્ હતું. પણ અમારે સદ્ભાગ્યે ફૂલચંદભાઇએ અમને દૂરથી જોયા, અને એ અમને ગાંધીજીને ઉતારો જ્યાં આપ્યો હતો તે ઝરૂખામાં એક ખાનગી રસ્તે લઇ ગયા. આ ખાનગી રસ્તે ઘૂસેલા માણસોની સંખ્યા પણ હજારેક હશે. ઝરૂખામાં માણસોની ભરતી એટલી બધી હતી કે ગૂંગળાઈ જવાને માટે થોડા જ વધારેની જરૂર હોય. આ મંડળની મધ્યમાં બેસીને ગાંધીજી પોતાનું સાયંકાળનું ભોજન કરતા હતા. ભોજન કરતાં કરતાં એક તરફથી પગ માલીશ થતા હતા, બીજી તરફથી અગત્યની વાતો ચાલતી હતી. ખાતી વેળા પણ ગાંધીજીને લોકો નચિંત કેમ ન બેસવા દેતા હશે, એ સહેજે થયું. પણ જેવા અમે 'કામે' ગયા હતા તેવા બીજા બધા પણ 'કામે' જ આવ્યા હશે તો. આ બાર વરસમાં એમને નચિંત જીવે ખાતા કોઈ દિવસ જોયા નથી તો હવે શેના જોવાના હોય?

આવ્યાને ભાગ્યે જ કલાક થયો હશે ત્યાં બીજે ગામ જવાની વાત ચર્ચાઈ રહી હતી. બોરિયાવી જમવું કે આણંદ એ વિષે ચર્ચા ચાલી રહી હતી. ત્યાં અમે મહાસમિતિની બેઠક વિષે પંડિત જવાહરલાલનો આવેલો તાર એમની આગળ મૂકયો. એક તરફથી અમદાવાદમાં જ મહાસમિતિની બેઠક ભરવાની સબળ દલીલો મારી સાથે કરતા જાય, બીજી તરફથી આણંદબોરિયાવીનો ઝઘડો ચૂકવતા જાય. સરકારની હિલચાલ ગમે તે હોય, પણ તેથી ઠરાવેલા કાર્યક્રમમાં જરાયે ફેરફાર થવા દેવો જોઇએ નહિ એવો દૃઢ અભિપ્રાય આપીને તેમણે પંડિત જવાહરલાલને તાર લખાવ્યો. આણંદવાળાને કહ્યું, ‘મને લાગે છે કે મારા અને મારી ટુકડીના આરામની ખાતર હું સોમવારના દિવસે પ્રવાસ બંધ રાખવાનું ઠરાવું એ ઇષ્ટ છે. એટલે સોમવારે આણંદ રહીશું. એ રીતે બીજો બધો કાર્યક્રમ પણ બદલવો પડશે.’ મારા તરફ વળીને કહે, આજ સુધી તો ભગવાને ઠીક નભાવ્યું છે, પણ મુશ્કેલી ઠીક આવી. આ લોકોએ એક ગામથી બીજા ગામનાં અંતર અટકળે જ માની લીધેલાં, એટલે દસ માઇલને બદલે પંદરપંદર માઇલ ચાલવાનું થાય છે. ઘોડા પર બેસવાનું અથવા ગાડાનો ઉપયોગ કરવાનો મને આગ્રહ કરવામાં આવે છે. પણ મારા મનનો સંકલ્પ તો પેલા અમરનાથ અથવા બદ્રીકેદાર જનારા યાત્રાળુઓના જેવો છે કે થાકું તો બેસી જઉં પણ આખો પંથ પગે જ કાપવો. આપણી પણ ધર્મયાત્રા જ છે ને?’

આટલું થયા પછી તેમને કાકાસાહેબ તરફ જોવાની નવરાશ મળી. જોતાની સાથે જ તેમણે કહ્યું, ‘શંકરે આખરે લાજ રાખી.’ શંકર ત્રણેક વર્ષ ઉપર આશ્રમ છોડી મૅટ્રિક થઇ ફરગ્યુસન કૉલેજમાં જોડાયેલો. ત્યાં તેનો અભ્યાસ ઉત્તમ ચાલતો હતો. બે સારી શિષ્યવૃત્તિ તેને મળતી હતી, અને મુંબઇ યુનિવર્સિટીની બીજી મહત્ત્વની શિષ્યવૃત્તિને માટે તેની આ વેળા તૈયારી હતી. પણ એક બાજુ તેની પરીક્ષા આવી, બીજી બાજુએ ગાંધીજીએ દેશની પરીક્ષા શરૂ કરી. કૉલેજની

પરીક્ષા છોડી શંકર દેશની પરીક્ષામાં ઊતરવામાં ભાગ્યો, અને પોતાના પિતા કાકાસાહેબના ચરણમાં પડયો. પિતાના આનંદનો પાર નહોતો. પણ એમના કરતાં પણ ગાંધીજીનો આનંદ જાણે વિશેષ હતો. શંકરને પોતાની સેનામાં સ્વીકારતાં ગાંધીજીએ કહ્યું, 'મોઢા આગળ આવેલા પરિપકવ ફળનો ત્યાગ કરનાર તારા જેવા પડયા છે તો આપણને સ્વરાજ્ય અવસ્ય મળશે.' 'શંકરે લાજ રાખી.' એમ કહેવામાં જન્મદાતા પિતા અને ધર્મપિતા બન્નેની લાજ શંકરે રાખી એમ કહેવાનું તાત્પર્ય હતું.

આ પછી મેં એક કાગળના ટુકડા ઉપર અનેક બાબતો નોંધી રાખી હતી તેને વિષે મેં વાતો કરી લીધી. એ બાબતોમાં હું વાચકને ન રોકું. આશ્રમની શીતળાથી પીડાતી બાળકીને વિષેની સલાહથી માંડીને પ્રાંતપ્રાંતના સ્વયંસેવકો વિષે અને બીજાં જાહેર કામો વિષેની સલાહ એમાં આવી જતી હતી. આ વાત પૂરી થઇ એટલે એમનું ખાવાનું પૂરું થયું, અને ઘડીક પછી પ્રાર્થનાનો ઘંટ વાગ્યો. વાતો ચાલી રહી હતી તે દરમ્યાન અનેક આવ્યા અને ગયા. તેમાં કેટલાક. સરકારી નોકરો હતા, એક રિટાયર્ડ સેશન જજ હતા એમ કોકે તેમના ગયા પછીથી કહ્યું. પણ ગાંધીજીને કોઇના આવ્યા ગયાથી વિક્ષેપ થતો નહોતો' તેમનું કામ અખંડ ચાલ્યા કરતું હતું. માત્ર કેટલાકના તરફ આંખ જાય અને પરદેશી ઢબનો અને પરદેશી કાપડનો પોશાક જોઈને તેમને કંઇક દુ:ખ થતું હોય તો નવાઇ નહિ.

મોટી અગાશીમાં પ્રાર્થના થઇ. પ્રાર્થનામાં નીચેના માણસોને આવવા દેવામાં આવે તો તો પ્રાર્થના થાય જ શેની? એટલે ઉપરનાં પાંચસેક માણસો સાથે પ્રાર્થના થઇ. પ્રાર્થના પૂરી થતાંની સાથે જ સભાને માટે માણસો અધીરા થયા છે, એ લોકો ૬ વાગ્યાના શાંતિથી બેઠાં છે, અને હવે સભા ન થાય તો ખળભળાટ થશે એવા ખબર આવ્યા. 'પણ હું તો તૈયાર જ છું ને!' ગાંધીજીએ કહ્યું. પણ સભા કરનારા તૈયાર નહોતા. ૨૫–૩૦ હજાર માણસની મેદનીને ગાંધીજીનો

અવાજ પહોંચે એવી વ્યવસ્થા શી રીતે થાય? સૌ ગૂંચવણમાં હતા. ગાંધીજીએ પોતેજ તોડ કાઢ્યો. ઝરૂખાની બહાર નાનકડો રવેશ હતો, તેમાં ખુરશી મૂકવાની કહી અને કહ્યું, 'અહીંથી મને બધા સાંભળશે.' સૌને આશ્ચર્ય થયું. ગાંધીજીએ ખુલાસો કર્યો: '૧૯૨૧ માં મુંબઇની જુમ્મા મસ્જિદની ઉપરની અગાશીમાંથી મેં હજારો માણસની સભાને મારો સંદેશો સંભળાવ્યો હતો, અને અહીં પણ મારો અવાજ સૌને પહોંચશે.' બસ એમણે બોલવા માંડયું અને સૌએ અજબ શાંતિ જાળવી. શાંતિનો યશ જેટલો લોકોને ઘટે છે તેટલો જ ગાંધીજીની યુક્તિને ઘટે છે કે જેથી સૌ સાંભળી શક્યા.

એ ભાષણનો સાર અહીં લંબાણથી નહિ આપું. 'તમે આટલી મોટી સંખ્યામાં મારી ખાતર અને મારી ટુકડીની ખાતર આવ્યા છો એમ માની લઉં એવો મૂરખ કે અભિમાની હું નથી. તમને તો પૂર્ણ સ્વરાજ જોઈએ છે, અને તેને માટે સત્યાગ્રહીઓની ટુકડી કૂચ કરી રહી છે. એ વાત તમને ભાવે છે માટે તમે અહીં ભેગા થયા છો. તમને અમને આશીર્વાદ આપવાની ઇચ્છા છે. હું અમદાવાદથી નીકળ્યો શું તે દિવસથી આજ સુધી મારા તરફ આશીર્વાદનું પૂર વહી રહ્યું છે એ હું જાણું છું, અને એની તમે પણ સાક્ષી પૂરો છો. પણ એ આશીર્વાદ લૂખા ન હોય.' એમ કહીને તેમણે આશીર્વાદે કેવું સ્વરૂપ લેવું જોઇએ તે ઉપર વિવેચન કર્યું.

સભા તો પૂરી થઇ એટલે ૯ વાગ્યા હતા. ઉપરની અગાશીમાં ગાંધીજીને માટે પથારી કરવામાં આવી, પણ હજી કેટલાકને મળવાનું અને વાતો કરવાનું રહી ગયેલું હતું. તેમની સાથે વાતો કરતાં કરતાં તેઓ સૂતા—અથવા પથારીમાં પડયા પડયા ઊંઘ આવવા માંડી ત્યાં સુધી વાતો કરી. બીજા સાથીઓ ઊઠે તેના કલાકેક પહેલાં તો તેઓ ઊઠી પડયા હતા, અને કાગળોનો નિકાલ કરતા હતા. અહીંથી નીકળ્યા ત્યારે ટપાલ તેમને આટલી વળગશે એવી આશા તેમણે રાખી નહોતી,

પણ હજી છૂટા છે એટલે તેઓ પણ અનેક ઠેકાણે લખે છે અને તેમની પાસેથી અનેક જણ કાગળની આશા રાખે છે. થોડીવાર દીવો બળ્યો, પણ આખરે દીવાનું તેલ ખૂટયું. પડખે એક સૈનિક સૂતો હતો. પણ થાકેલા સૈનિકને કેમ જગાડાય? ગાંધીજીએ ચંદ્રના પ્રકાશમાં લખવાનું ચાલુ રાખ્યું. ચાર વાગે જ્યારે હું તેમને મળવા ગયો ત્યારે ચંદ્રના પ્રકાશમાં તેઓ લખતા હતા. બહુ પ્રકાશ તો નહોતો જ, છતાં આંખ તાણીને આટલું અગત્યનું શું લખતા હશે? મેં જોયું કે તેઓ સર ડેનિયલ હેમિલ્ટન નામના અંગ્રેજને કાગળ લખતા હતા. સર ડેનિયલ બંગાળાની સિવિલ સર્વિસમાં હતા; હવે રિટાયર થયેલા છે. તેમને બીજું કાંઇ નહિ તો ગાંધીજીનું અર્થશાસ્ત્ર ગમે છે અને ગાંધીજીની સત્યનિષ્ઠા માટે માન છે. સુંદરવન વિભાગમાં તેમની પાસે પુષ્કળ જમીન છે. અને ત્યાં સહકારી વર્ગ તેઓ ખોલવા ઇચ્છે છે. એ વિદ્યાર્થીઓ દાખલ થાય તે દિવસે તેમને સંસ્થા તરફથી એકએક આશીર્વાદપત્ર આપવામાં આવે એવી તેમની યોજના હતી, આ આશીર્વાદપત્રમાં બીજું કશું જ નહિ, માત્ર બે જ શબ્દો છાપેલા 'પ્રામાણિક બનો.' એ પત્રની ઉપર સહી તેમને ગાંધીજીની જોઈતી હતી, કારણ આવો આશીર્વાદ ગાંધીજી સિવાય બીજો કોણ આપી શકે, અને બીજા કોનો આશીર્વાદ એટલો ફળે? ગાંધીજીનો જવાબ મેં વાંચ્યો નહિ, પણ ગાંધીજી જેલમાં પહોંચી ગયા હશે તો ત્યાંથી પણ સર ડેનિયલને તેઓ પેલા કાર્ડ ઉપર સહી કરી મોકલશે એ વિષે મને શંકા નથી. મેં તો માત્ર એટલું જ પૂછ્યું: 'આટલા પ્રકાશમાં શી રીતે લખો છો?' સરળભાવે કહે: 'લખાય છે તો સારી રીતે; વંચાતું નથી. પણ જુઓની, મારી સહી તો વંચાય છે ને!'

એટલામાં તો પ્રાતઃસ્મરણનો ઘંટ વાગ્યો. અહીં કહી દઉં કે આશ્રમમાંથી નીકળવા છતાં ગાંધીજીએ આશ્રમનું મુખ્ય સમયપત્રક બરોબર જાળવવાનો આગ્રહ રાખ્યો છે. 'સંતસમાજ'ને તુલસીદાસજીએ 'જંગમ તીરથરાજ'ની ઉપમા આપી છે, આશ્રમવાસીઓ સ્થાવર આશ્રમ

છોડયા છતાં જંગમ આશ્રમ લઈને બધે ફરે એવી ગાંધીજીની ભાવના એટલે યજ્ઞનું કાંતવાનું, પ્રાતઃકાળની અને સાયંકાળની પ્રાર્થના, અને દિવસને અંતે રોજનિશી એ ચાર નિત્યકર્મ વિના કોઇ સૂઇ જ ન શકે. દરરોજ પ્રાતઃસ્મરણ પછી આ નિત્યકર્મમાં નિયમિતતા રહી છે કે શિથિલતા થઇ છે તેનો હિસાબ લેવાય, અને તેને અંગે બે શબ્દો સૈનિકોને કહેવામાં આવે. રોજ બારપંદર માઇલ ચાલવું, નાવાધોવાનું અને ખાવાપીવાનું આટોપી લેવું અને તે ઉપરાંત આ ચાર નિત્યકર્મને વળગી રહેવું એ કાંઇ રમત નથી. ક્યાંક રેંટિયા પૂરતા ન હોય; તકલી ઉપર ૨૧૨ વાર કાંતવા જતાં તો સામાન્ય માણસને અઢીથી ત્રણ કલાક લાગે અને થાકીપાકીને સૂતાં રોજનિશી લખવાનું આળસ આવે. વળી આ મુસાફરીમાં રોજનિશીમાં લખવાનું પણ શું હોય? પણ ગાંધીજીએ તો આ ઉપરાંત સૌને કામ સોંપેલું હોય છે—કોઇકને રાંધવામાં મદદ કરવાનું, કોઇકને ગામડાંની હકીકત મેળવવાનું, કોઇકને માંદાની સારવારનું, કોઇકને ભેટના પૈસા અને બીજી આવકનો હિસાબ રાખવાનું કામ સોંપેલું હોય છે. એટલે રોજનિશી ભરવાની તો હોય છે જ, પણ તેમાં નિયમિતતા જળવાઈ છે કે નહિ એ જ રોજનિશીનો મુદ્દો છે.

આજે ગાંધીજીએ કાંતનારાઓ અને ન કાંતનારાઓના હાથ ઊંચા કરાવ્યા. ન કાંતવામાં ચારપાંચ જણાના જ હાથ ઊંચા થયા હતા અને તેઓ પણ બિલકુલ ન કાંતનારા નહિ પણ પૂરા ૨૧૨ વાર નહોતા કરી શકયા એવા. છતાં ગાંધીજીએ કડક પ્રવચન સંભળાવ્યું:

“આપણી તો આ ધર્મયાત્રા છે, અને ધર્મયાત્રામાં આપણી એક પણ ક્ષણ નકામી ન જવી જોઇએ. આપણામાં જે લોકો ન કાંતી શકતા હોય તેની સાથે હું વાતો કરવા માગું છું. જે નથી કાંતી શકતા તેના સમયપત્રકમાં કાંઇક ખામી હોવી જોઈએ, અને તેમનામાં શોધકશક્તિની ખામી હોવી જોઇએ. આ પ્રવાસમાં જોઉં છું કે આપણાં શરીર જેવાં કઠણ હોવાં જોઇએ તેવાં કઠણ નથી, અને

આપણને આરામની જરૂર રહે છે. એ આરામ દર સોમવારે મળી રહેશે, પણ આરામમાં પણ નિત્યકર્મ તો આપણે નથી છોડી શકતા. નિત્ય કાંતવાના યજ્ઞથી આપણે હિંદુસ્તાનને બતાવી શકીએ છીએ કે કેવળ તકલી ઉપર કાંતીને પણ દરેક માણસ પોતાનું કપડું ઉત્પન્ન કરી શકે છે. દરરોજ કેટલું કાંત્યું તેનો હિસાબ રાખવા, પ્રાર્થનાનો સમય જાળવવો એ બધું મેં યરોડા જેલમાં બેઠાંબેઠાં વિચારી લીધું. આપણી યાત્રામાં એ વસ્તુનું સ્થાન મહત્ત્વનું છે. આપણાથી દિવસમાં એક પણ કાર્ય એવું ન થાય કે જેથી આપણને શરમાવું પડે—અને તે પ્રતિક્ષણ આત્મશુદ્ધિ અને આત્મપરીક્ષામાં ન જતી હોય ત્યાં સુધી શી રીતે થાય? એથી જ રોજનિશી એ આપણા જીવનમાં એક આવશ્યક અંગ છે. આપણે પાયો આત્મશુદ્ધિનો નાંખવો છે તે બીજી રીતે ન નંખાય, આપણા પછી જે આવે તે આવા નિયમો પાળનારા ભલે ન હોય પણ આપણા ઉપર તો મોટી જવાબદારી રહે છે. જેલમાં જઈએ ત્યાં આપણને સૌને સાથે રાખશે જ એવું નથી. પણ જેટલી સખ્ત તાલીમ અહીં પાળીએ છીએ તેટલી આપણે ત્યાંપણ પાળવી છે એટલે આજે નિયમિતતા ન જાળવી શકીએ તો તેમ આપણે નથી કરી શકવાના. એ નિયમિતતા અને તાલીમ વિના આપણે હિંદુસ્તાનમાં જે અહિંસક શક્તિ પેદા કરવા માગીએ છીએ તે નથી કરી શકવાના અને મેળવેલું રાખી પણ નથી શકવાના."

સ્વરાજ ન મળે ત્યાં સુધી શાંતિ ન લેવાની અને સરકારને શાંતિ ન આપવાની પ્રતિજ્ઞાનું ગાંભીર્ય ક્ષણેક્ષણનો હિસાબ રાખવાની આ ચીવટમાંથી સમજી શકાય છે. આશ્રમમાંથી નીકળ્યા ત્યારપછી ગાંધીજીને વધારે શાંતિ અથવા આરામ મળશે એમ ધાર્યું હતું. પણ સ્વરાજ વિના, આશ્રમમાં કે આશ્રમની બહાર, જેલમાં કે જેલબહાર, શાંતિની આશા વ્યર્થ છે એ સમજી શકાશે.

# સ્વરાજગીતા

## ( ધર્મયાત્રા કરતાં ગાંધીજીએ કાઢેલા ઉદ્ગારો )

### મીઠાનો કર

વિઘોટીના દર વધારીને સરકારે ભારે ગેરઇનસાફ વર્તાવેલો છે, પણ એ વિઘોટી નોકરીયાત કે વસવાયા વર્ગને, સ્ત્રીઓને કે બચ્ચાંને ભરવી પડતી નથી. પણ મીઠું એક વસ્તુ એવી છે કે જેનો કર રાયથી માંડી રંક સુધી બાળકબચ્ચાં અને અપંગ બધાંયને એકસરખો ભરવો પડે છે. કરોડપતિ કરતાં વધારે કર અપંગ કંગાલ ગરીબોને ભરવો પડે છે એમ કહી શકાય. કરોડપતિ મીઠાનો સ્વાદ બીજી વસ્તુમાંથી લઇ શકે છે, પણ ગરીબને માટે તો સ્વાદ કરવા માટે એકલું મીઠું જ છે. આવા રાક્ષસી ન્યાયને સારુ આ તંત્રને રાક્ષસી તંત્ર કહું છું. 'પુરી એક અંધેરી ને ગંડુ રાજા'ની વાત તમે સૌ જાણો છો. અહીં તો અંધરી નગરી એક નથી, પણ સાત લાખ ગામડાંમાં અંધેર રાજ્ય વર્તે છે. ત્યાં તેમનું કોઈ રટણ કરતું નથી, તેમજ ગામ સાફ કેમ રખાય એવી બાબતની કેળવણી આપવામાં આવતી નથી. એક વખત એવો હતો કે જ્યારે ગામેગામ ગામઠી શાળા ચાલતી હતી, પણ આ બ્રિટિશ રાજ્ય સ્થાપના થયા પછી નિશાળો ઘટી છે.

× × × ×

આજે જ બંગાળાના છાપામાં વાંચ્યું કે કેટલાક ગરીબ લોકો જે ભૂખ્યા કંગાલ હતા તેઓ દાણ આપ્યા વગરનું મીઠું લઇ આવ્યા, તેથી તેમને પકડયા અને મૅજિસ્ટ્રેટે તેમને આઠઆઠ આના દંડ કર્યો. પૈસાનું મીઠું ન લઇ શકનાર આઠ આના કાઢે ક્યાંથી ! એમણે દયા

માગી પણ ન્યાય આપનારે દયા ન કરી. એમને સારુ આપણે પ્રાયશ્ચિત્ત કરવા માગીએ છીએ. પૂર્વે મીઠા ઉપર જકાત હતી, પણ ગામડિયો મીઠું ન પકવી શકે એવો પહેલાં કાયદો નહોતો મીઠું વેચાતું ન લઇ શકે એવા ગરીબને જે સરકાર મીઠું બનાવવા સારુ સજા કરે તે સરકાર કેવી ?

× × × ×

મીઠાના છ કરોડ બચાવી લેશું ત્યારે તો સ્વરાજ લેવાની તાકાત આપણામાં આવી ગઈ હશે. પછી પ્રજાની સલામી અમલદારે કરવી પડશે.

આ હાલનું રાજતંત્ર નોકરશાહી નથી પણ એવડી બાદશાહી છે. એ સલ્તનતનો નાનામાં નાનો મુખી કે રાવણિયો આપણને ગાળ દઇ શકે છે.

× × × ×

મીઠા પર આડકતરો કર નખાય છે. અને ખબર ન પડે એવી રીતે કર નાખવો એ ચોરી કરવા સમાન છે. એ ચોર સરકારની નીચે રહેવું એ પાપ છે. જે પાપી સરકાર નીચે રહે છે તે પાપ કરે છે.

× × × ×

## અહિંસા

ધારાળાઓને અહિંસાનું રહસ્ય સમજાવતાં ગાંધીજીએ કહ્યું:

તમારે ધારિયાં ન વાપરવાં. તમારે માટે રામનામ એ જ ધારિયાં, તલવાર, દારૂગોળો છે. એ રામનામ આગળ સરકારનો તમામ દારૂગોળો ધૂળ થઇ જવાનો છે. આ રાજતંત્ર ચલાવનાર પણ આપણા જેવા જ છે. તેમને કાંઇ વધારાનું પૂછડું કે શીંગડું નથી.

## મુખી અને રાજીનામાં

માતરતળના, માતર તાલુકાના મુખીમતાદારોને રાજીનામાં આપવા નિમંત્રણ કરું છું, અને જો એઓ રાજીનામાં ન આપે તો

એમની અને માતરની શરમ કહેવાય. સરદારને સરકાર વગર કારણે જેલમાં નાંખે અને માતર જોઈ રહે અને કર્તવ્યપાલન ન કરે તો કેવું આશ્ચર્ય કહેવાય? ગામેગામ જાગૃતિ અને રાજીનામાની હું આશા રાખું છું.

મુખીઓ રાજીનામાં આપીને એઠવાડમાંથી નીકળી ગયા છે તે ખરેખર તેમણે પુણ્યકાર્ય કર્યું છે. જે સરકાર મીઠાના જેવા બેહૂદા કર લે છે તેની તે નોકરી હવે શી કરવાની હોય? અને તેને વફાદાર પણ શું રહેવાનું હોય?

× × × ×

જેમણે રાજીનામાં આપ્યાં છે તેમને મામલતદાર કે કલેકટર ધમકાવે અને તે પાછું ખેંચી લે તો તે પગલું સ્વરાજની લડતને પાછી ખેંચવા સમાન થશે. નબળાઇને કારણે કોઈ રાજીનામું ન આપે તેનું મને દર્દ નથી. પણ આપ્યા પછી તો પ્રાણ જવાના હોય તો ભલે જાય પણ વચન નહિ જાય એવો મુખીઓનો નિશ્ચય છે એમ જાણી તેમને ધન્યવાદ આપું છું.

× × × ×

મુખીને ભંગી પણ દબડાવે એવું સ્વરાજ્ય તમને ન જોઇતું હોય, એવો પૂર્ણ સ્વરાજ્યનો અર્થ તમને ન ગમતો હોય, તો હજુ પણ તમે તમારું રાજીનામું પાછું ખેંચી શકો છો. અને તો હું કહીશ કે આ લોકો કેવા ભલા? તમે એમ કહી શકો છો કે આમાં અમારું કામ નહિ. વકીલ ને બૅરિસ્ટરને આમાં લડી લેવા દો. બરોબર ચોખવટ કરીને હું જાઉં છું, અને ખેડા જિલ્લો આ વખતે તો મને નહિ જ છેતરે. ભૂતકાળમાં તમે જે ભૂલ કરી હતી અને પછી પશ્ચાત્તાપ કર્યો હતો તે તમે જાણો છો. પણ એ બધાં ભૂતકાળનાં દુઃખડાં શું રોઉં? ખેડા જિલ્લાવાસી વચનભંગ કરી મને ખંજર નહિ ભોંકે એવી આશા છે. (સભામાં મુખી, રાવણિયા, મતાદારોએ ફરી પાછી પ્રતિજ્ઞા લીધી હતી.)

## વડીલોને ઉપદેશ

વડીલવર્ગને મારી પ્રાર્થના છે કે જુવાનિયાઓના ઉત્સાહને તરછોડશો નહિ, રોકશો નહિ; માત્ર તમે એમને સલાહ આપી શકો છો કે સત્યનો અને શાંતિનો માર્ગ છોડતા નહિ અને પરમેશ્વરને ભૂલતા નહિ. તેમ કરી તમે જુવાનિયાઓને શાંત કરશો અને તમે પોતે શાંતિ મેળવી શકશો.

મરતાંમરતાં શું ચિંતા કરવી કે આ જુવાનિયાઓ બધું બગાડી દેશે ? બિગડીને સુધારનાર તો એક ઇશ્વર છે. એ ચિંતા ઇશ્વર વેઠી લેશે. આમ સમજી આપણે આપણું મન હળવું કરવું જોઇએ. જુવાનિયાઓ ઉદ્ધત થયા તેમ લાગે, પણ તેઓ ભારતવર્ષની સેવા કરવા ઇચ્છે છે અને તેથી તે જોખમ ખેડવા તૈયાર થઈ ગયા છે. તો તમે વડીલો તેમને આશીર્વાદ આપો તેમાં તમારી શોભા છે.

વિકરાળ આંખો કાઢતો અને ગાળો દેતો તલાટી, મામલતદાર કે કલેકટર કુંભાર, ધોબી, વાળંદ અને ખેડૂતની પાસે વેઠ કરાવે છે એ તમને ગમે છે ?

તમારે ગાળ દેવી હોય તો ભલે ગાળ દો, મને તમાચા મારવા હોય તો ભલે મારો. મને માર કે ગાળ ચોંટે નહિ. માર તો ખાધા છે, અને ગાળ તો રોજ છાપાંવાળાઓ આપે છે. અને તમારે અજમાવવું હોય તો તમારે જેટલી ગાળ દેવી હોય તેટલી દો, અને તમાચા મારવા હોય તો મારો, પણ તમે જોશો કે મારો એક પણ સ્નાયુ કે વાળ હશે નહિ.

હું વડીલ વર્ગમાં ભળી શકું તેવો છું. અને તેમની પાસેથી બે વસ્તુઓ લઈ શકું તેમ આપી પણ શકું છું. પણ આજે એ અવસર નથી. ચાર રૂપિયા વરસે મતાદારને મળતા હોય, પચાસ મુખીને મળતા હોય તેનું રાજીનામું આપનારા શું ગાંડા છે ? અને એદવાડને જે વળગી રહ્યા છે તે શું ડાહ્યા કહેવાવાના છે ?

## અહિંસાનો ડર

સરકાર તો આજે ધૂળમાં રોળાઈ રહેલ છે. સરકાર ડરી રહી છે. ન ડરતી હોય તો મને કાં ન પકડે? ડરતી ન હોય તો સરદારને ફક્ત ત્રણ માસની આસન કેદ જ આપે? સેનગુપ્તાએ જો કર્યો હોય તો મોટો ગુનો કર્યો અને તેની શિક્ષા માત્ર દશ જ દહાડાની. આ શું બતાવે છે? સરકાર જોરાવર છે કે ડરી ગઈ છે?

૧૮૫૭માં સરકારે લોહીની નદી વહેવડાવી હતી; ૧૯૧૯માં તેણે હત્યાકાંડ કર્યાં. અને આજે શું કરી રહી છે? સરકાર મને પકડતી નથી, મારા ૮૦ માણસોને પકડતી નથી, અને તમે સાથે ભળી જાઓ તો તમનેયે નહિ પકડે, કારણ એ છે કે સરકાર જાણે છે કે આ અહિંસક યુદ્ધ છે, અહિંસાનો તેને ડર છે.

× × × ×

પવન સાથે પૂંઠ કરવામાં માલ છે. પવનની સામા થવામાં જોર જોઈએ છે. માટે આ ચાલુ પવનમાં ભળવા તમને નિમંત્રણ કરું છું.

× × × ×

## ભરતી

ડભાણના મુખીના કાકા ૭૦ વર્ષના ડોસાએ પણ ભરતીમાં નામ નોંધાવ્યું છે. આ અહિંસક ધર્મયુદ્ધમાં બૈરાં, બુઢ્ઢા અને છોકરાં પણ દાખલ થઈ શકે છે. મારા સંઘની અંદર ૧૫ વર્ષની ઉમરનાને ભરતીમાં લેતાં મને સંકોચ નથી થયો. મર્યાદાના યુદ્ધમાં કોઈ પણ પ્રકારનું નુકસાન થાય જ નહિ.

બંદૂકના યુદ્ધની અંદર સિપાઇ નીતિ ન શીખે. બંદૂકની લડાઈમાં ઊંચાઇ કે રોગ બાધક ગણાય. પણ સત્યાગ્રહના યુદ્ધમાં તો આત્મશુદ્ધિ માટે મથતા દરેક ખપી શકે. સત્યાગ્રહી સિપાહીને હાથે સામાન્ય સિપાઈને હાથે થાય તેવું કામ ન જ થવું જોઈએ. મારા મિત્ર અમદાવાદના શ્રી. પૂંજાભાઈ અતિવૃદ્ધાવસ્થાના કારણે કૂચમાં જોડાઇ

શકયા નથી. પણ મીઠું પકવતી વખતે દાંડીમાં જો તે હાજર થઇ શકશે તો તેમને પણ હોમી દેવાનો છું.

× × × ×

આ ભરતીમાં મારું નિમંત્રણ જેટલું ભાઇઓને તેટલું જ બહેનોને છે. સ્વ. દાદાભાઈનાં પૌત્રી ખુરશેદબહેન વિદ્યાપીઠમાં આવીને રહેલ છે. તે બહેનોને હું કેમ રોકી રહ્યો છું એવી ફરિયાદનો ધગધગતો કાગળ આજે જ મારા ઉપર આવ્યો છે. શેઠ અંબાલાલનાં પુત્રી મૃદુલાબહેન પણ અધીરાં થઇ રહેલ છે. પ્રસંગ આવે હું એક પણ બહેનને રોકવાનો નથી. તે વેળા બહેનો નહિ સામેલ થાય તો ખરેખર મને દર્દ થવાનું છે,

## સામાજિક બહિષ્કાર

અમલદારોના સામાજિક બહિષ્કાર વિષે અણખી અને કંકાપુરમાં બોલતાં ગાંધીજીએ જણાવ્યું હતું:

મારી પાસે ફરિયાદ આવી છે કે અહીંયાં જે પોલીસ અને મુલકી-ખાતાના અમલદારો આવે છે તેમને ગામ સીધુંપાણી આપતું નથી. તેમાં આપણે કશી હિંસા કરતા નથી; પણ અમલદારો દેશી હોય કે ગોરા, ખરેખર ભૂખે કે તરસે મરતા હોય તો તેમને ભૂખે કે તરસે મારવાનો આપણો ધર્મ નથી. જે ધર્મને વશ થઈ હું બહારવટે નીકળ્યો છું તે ધર્મ શીખવે છે કે જે ડાયર અને ઓડવાયરનાં કૃત્યોને, સાક્ષાત્ જુલમની મૂર્તિને, મેં ડાયરશાહી તરીકે ઓળખાવ્યાં છે એ ડાયર મને ગોળી મારે અને જો હું ભાનમાં હોઉં અને મને ખબર પડે કે એને સર્પ કરડયો છે તો સર્પનું ઝેર ચૂસવા હું દોડી જાઉં. આવો ધંધો મેં કર્યો છે. દક્ષિણ આફ્રિકામાં જે માણસે મને માર માર્યો હતો તે જ માણસને મને ભાન આવતાં તરત જ છોડી મૂકવાનું મેં સરકારને વીનવ્યું હતું. પણ અમલની રૂએ રૂઆબથી અમલદારો આપણી પાસે માગતા આવે તો તેમને ન મળે સીધુંપાણી, ન મળે પાગરણ, દીવાસળી કે ઘોડાંને ચાર.

કુંભાર કંઈ પાણી ભરવા સારુ જન્મ્યો નથી. કાંકું જશે પણ હવે સરકારને અમે સલામી નહિ કરીએ. અમારો કજિયો પતી જશે, નવો યુગ શરૂ થશે, ત્યારે ફરીથી ધોબી, વાળંદ અને બીજા કામદારો પ્રજાના સેવકોની સેવા કરવા તૈયાર થશે. પણ પ્રજાસત્તાક રાજ્યમાં ઊંચનીચના ભેદ નહિ રહેવા પામે. બ્રાહ્મણ પણ ભંગી જેટલો પ્રજાનો સેવક થઈ રહેશે.

## ધર્મયાત્રા

આ ઘરડેઘડપણ પગપાળો મુસાફરી કરી રહ્યો છું તેનું કારણ ઊંડું છે. કારણ કે મારે સારુ આ ધર્મયાત્રા છે, જીવનની છેલ્લી યાત્રા છે. તેથી ગમે તેટલું દુઃખ સહન કરવું પડે તોપણ સહન કરવા તૈયાર થઇ ગયો છું. યાત્રીએ વાહનનો સદંતર ત્યાગ કરવો જોઇએ એ પરંપરા પ્રાચીન કાળથી ચાલી આવી છે. તે હાલ આપણે ખોઈ બેઠા છીએ. વિમાનમાં બેસી પાંચ મિનિટમાં શ્રીનાથજી કે અર્ધી મિનિટમાં ડાકોરમાંથી રણછોડજીનાં દર્શન કરી એકબે દિવસમાં હિન્દુસ્તાનનાં તીર્થસ્થાનોમાં ફરી યાત્રા કરી ચૂકયા એમ ભલે કોઈ સમજતું હોય, પણ ઇશ્વર આને યાત્રા કરી એમ કદી નહિ કહે. યાત્રામાં ધીરજનો પાઠ શીખવો હોય, ધીરજથી પ્રભુનું નામ લેવું હોય, લોકોની સેવા કરવી હોય, સુખદુઃખ જોવાં હોય તો તે મોટર; રેલ્વે કે ગાડામાં પણ યાત્રા કરનાર કદી નહિ કરી શકે. એ પગપાળા ચાલે ત્યારે જ થઇ શકે. આ વસ્તુનો બચપણમાં મેં અનુભવ લીધો છે, અને આજે એકસઠમે વર્ષે પણ જાણું છું.

હિંદુસ્તાનનાં ૩૦ કરોડ લોકો દુઃખથી ઘેરાઈ ગયા છે, આ રાજતંત્રરૂપી પાશમાં બંધાયા છે. અને જે તંત્રનો રાક્ષસી પંજો રંકથી રાય સુધી પહોંચી વળ્યો છે તે રાજતંત્ર અને તે પાશનો સંહાર કરવા માટે આ ધર્મયાત્રાનું નિર્માણ થયું છે.

## દારૂનિષેધ

દારૂનાં જ્યાં પીઠાં ન હોય ત્યાં પેદા કરી સરકારે ગરીબ પ્રજા આગળ દારૂની એવી જાળ ગોઠવી દીધી છે કે તેમાં ગરીબ, કંગાલ ગામડિયાઓ ફસાઇ પડયા છે, અને આમ કરીને ગામડાંનું સરકારે સત્યાનાશ વાળ્યું છે. દારૂ જેવી ઝેરી વસ્તુના કાંઇ ઈજારા અપાતા હશે? દારૂ તો કદાચ દવા તરીકે વાપરવાની વસ્તુ હોય અને તે તો જો જોઈતો હોય તો સરકારની તિજોરીમાંથી નીકળી શકે એવી વસ્તુ ગણાવી જોઇએ.

## ગોરક્ષા

ડભાણમાં ગોરક્ષા વિષે નીચેના ઉદ્‍ગારો સહેજે નીકળી ગયા હતા:

આપણે દાવો તો ગોરક્ષાનો કરીએ છીએ, પણ હવે તેને ગોરક્ષાને બદલે ભેંસરક્ષા કે ભેંસસેવા નામ આપવું જોઇએ. આ ડભાણ ગામમાં ૩૦૦ ભેંસ પાછળ ત્રણ ગાય છે. તે સૂચવે છે કે આપણે ગાયનું શાસ્ત્ર જાણતા નથી. આ જિલ્લામાં માંદાને સારુ કે ગોસેવા-વ્રતધારી સારુ ગાયનું દૂધ કે ઘી મેળવવું દુર્લભ છે. મુસલમાન કે અંગ્રેજના હાથથી ગાય બચાવી લેવી કે છોડાવવી તે ગોસેવા તો નથી જ. ગોવધ થઈ જાય, ગોસેવાનો એ ઊંધો અર્થ છે.

મુસલમાન ગાયો મારે છે તે કરતાં સેંકડોગણી વધારે ગાયો ઑસ્ટ્રેલિયામાં વધ માટે ચાલી જાય છે. ગાય પરદેશ ન જાય એમ ઇચ્છતા હો તો તમારે બધાએ ગાયનું શાસ્ત્ર જાણી તે પ્રમાણે અમલ કરવો જોઇએ.

ભેંસના દૂધનો સ્વાદ મને યાદ નથી, તેથી ગાય અને ભેંસના દૂધનો તફાવત હું ન કહી શકું. પણ વૈદ્યોએ સાબિત કરી આપ્યું છે કે ભેંસનાં દૂધઘી ગાય જેટલાં સાત્ત્વિક નથી, અને યુરોપિયનો તો ભેંસના દૂધને અડતાયે નથી.

## અસ્પૃશ્યતાનિવારણ

ગજેરામાં મહાજનથી ડરી અંત્યજો સભાથી દૂર બેઠા હતા તેથી સૈનિકો તેમની સાથે બેઠા એટલે સભામાં ખળભળાટ થયો. ગાંધીજીનાં વચનોથી મહાજનો પીગળ્યા. અને મહાજનો પોતે ઊઠી અંત્યજોને સભામાં લાવ્યા ત્યારે ગાંધીજીએ કહ્યું:

તમે એમ ખચિત માનજો કે અંત્યજોને તમારી સાથે બેસાડીને તમે પુણ્યકાર્ય કર્યું છે અને સ્વરાજ્યનું એક પગલું આગળ ભર્યું છે. જે બે બ્રાહ્મણોએ તમારી સમક્ષ 'રઘુપતિ રાઘવ રાજારામ, પતિત-પાવન સીતારામ' ગવરાવ્યું છે તે સુધારાવાળા બ્રાહ્મણો નથી તેઓ જુગટું રમે, માંસાહાર કે વ્યભિચાર કરે એવા નથી એ એમના વેષ અને કર્મ ઉપરથી જોઈ શકતા હશો. તેઓ ગીતા અને સંસ્કૃતના જાણનારા બ્રાહ્મણ શિક્ષકો છે, અને પોતાની જવાબદારી સારી રીતે સમજનારા છે. તેઓ અંત્યજની સાથે કે પરધર્મીઓની સાથે રહેવામાં પાપ નથી માનતા પણ ન રહેવામાં પાપ છે એમ માને છે. એથી ખચિત માનજો કે તમે અધર્મ કર્યો નથી.

જ્યારે રામચંદ્રજી અયોધ્યા છોડી ગંગાકિનારે આવ્યા ત્યારે તેમને પાર ઉતારનાર નિષાદરાજા હતા, અને તેમનાં ફળફૂલ રામચંદ્રજીએ આરોગ્યાં હતાં. એ કોણ હતા ? એ અંત્યજ કહેવાતા હતા. ભરતજી જ્યારે નિષાદરાજને મળ્યા ત્યારે તેમને આલિંગન કરી ભેટયા, અને ખરે વખતે રામચંદ્રજીની સેવા કરી તે માટે તેમને ધન્યવાદ આપ્યા. અમારા સંઘમાં પણ એક અંત્યજ કુટુંબ જોડાયેલ છે.

× × × ×

આ દેશમાંથી દરવર્ષે પરદેશી કાપડના ૬૦ કરોડ જ તણાઈ જતા નથી, પણ અબજો રૂપિયા દરવર્ષે પરદેશમાં તણાઈ જાય છે. ગિઝની ઘોરી કે મુગલરાજ્યમાં પૈસા અહીંઆં જ રહેલા હતા, પણ આ રાજ્યમાં બધાય નોકરોનાં પેન્શનો પરદેશ ચાલ્યાં જાય છે. જ્યાં આમ દેશ લૂંટાઇ જતો હોય ત્યાં કયો માણસ શાન્ત ચિત્તે બેસી શકે ?

હિંદુસ્તાનના ૩૦૦ જિલ્લા છે, અને એ ત્રણસો જિલ્લામાં કલેકટરનો ડંકો વાગે છે. આપણા ૩૦ કરોડ ઉપર ખરી રીતે એ ૩૦૦ માણસો રાજ્ય કેમ ચલાવી શકે છે એ જ એમને અને આપણને શરમાવનારી વાત છે.

# ત્રણ સ્મરણીય ભાષણો

( આણંદ, રાસ, અને બોરસદનાં ગાંધીજીનાં ત્રણ ભાષણો એ આખી લડતનાં સ્મરણીય ભાષણોમાં ગણાશે. એમાં સમજાવેલો ધર્મ સૌ સમજે અને આચરે. મ૦ હ૦ દે૦ )

## આણંદમાં

### પાવકની જ્વાળા

તમે હમણાં જ પંડિતજીના ભજનમાં સાંભળ્યું કે પ્રેમપંથ પાવકની જ્વાળા છે. સત્યાગ્રહીનો પંથ પ્રેમપંથ છે. એ વેરભાવનો પંથ નથી. સખતમાં સખત હૃદયના દુશ્મનને પણ પ્રેમથી જીતી લેવો એ સત્યાગ્રહીની મહત્ત્વાકાંક્ષા હોય.

કાયદાનો સવિનય ભંગ કરવો અને તેની પાછળ કેવળ પ્રેમ જ નીતરી રહ્યો છે એવું દર્શન કેવી રીતે કરાવી શકાય? પ્રીતમને આવો સાક્ષાત્ અનુભવ થયો હશે તેથી જ આ ભજન હૃદયમાંથી નીકળી પડ્યું–ગાયું.

વેરભાવને અગ્નિની જ્વાળાની ઉપમા હોય. પ્રેમને એ કેમ હોઇ શકે? વેરભાવ બીજાને બાળે છે; પ્રેમ પોતાને બાળે છે ને બીજાને શુદ્ધ કરે છે. જ્યારે પ્રેમ આવું ઉગ્ર સ્વરૂપ ધારણ કરે છે ત્યારે ભલે તે કોઇને જ્વાળારૂપે લાગે, પણ આટલું ખચીત જાણજો કે પાછળથી તેની શીતળતા ઓળખાયા વિના નથી રહેતી. આ કાફલો અત્યારે નીકળ્યો છે એ નાટકી નથી; થોડા દિવસનો એ ચટકો નથી. એ મરીને પણ પોતાની પ્રતિજ્ઞા સિદ્ધ કરી આપશે–જો મરવાનું હશે તો. છેવટે સરકારને કબૂલ કરવું જ પડશે કે આ સત્યાગ્રહીઓ સત્યના અને અહિંસાના ઉપાસક હતા. અને કાફલો મરી છૂટે તો તો પછી કહેવું જ શું? મરશે તો તો એમના દાવા પર સીલ ચોંટી જશે. અમારામાં

સત્યાગ્રહી મરણની શક્તિ છે કે નહિ તે આજે અમારામાંનું કોઇ કહી શકે તેમ નથી. ક્રોધના આવેશમાં બીજાના પેટમાં ખંજર ભોંકીને અથવા મનમાં ક્રોધને પોષ્યા કરવો ને શરમને માર્યે ઉપરથી અહિંસક રહી મરવું એ સત્યાગ્રહી મરણ ન ગણાય.

મરતી વખતે મનની અંદર પણ ક્રોધ ન થાય, એટલું જ નહિ પણ એવી ભાવના થાય, એવી પ્રાર્થના કરે: ' હે ભગવાન, આ મારનારનું તું ભલું કરજે.' એમ મરણની ભેટ જ્યારે થાય ત્યારે એને સત્યાગ્રહી મરણ કહું, અને તેમાં મરનારની પ્રતિજ્ઞા સાચી ગણાય. મારે પોતાને વિષે પણ ખોળાધરી આજે આપી શકતો નથી. આ પરીક્ષા તો મૃત્યુ પછી જ બીજા કરી શકે.

અહીં આણંદમાં નરસિંહભાઇની મઢી છે. આણંદ પાટીદારનું કેળવણીનું કેન્દ્ર છે. ખેડા જિલ્લો એટલે પાટીદારનો, એટલે વલ્લભભાઇનો, મોતીભાઇ અમીનનો, ચરોતર કેળવણી મંડળના સ્વયંસેવકોનો. એમની આગળ મારા મનની અંદર રહેલા ઉદ્દગારો ન કાઢું તો બીજે ક્યાં કાઢી શકું? તમારી પાસે ભારે લાલચ રાખીને આવ્યો છું.

મેં ઘણે ઠેકાણે કહી દીધું છે કે હું આ વેળા પૈસાની ભિક્ષા માગવા નીકળ્યો નથી. પૈસાની ભિક્ષા માગતાં તો મને આવડે છે. આ લડત પૈસાની નથી. આ લડત પૈસા વિના ચાલવાની છે. આજ સવારે જોતજોતામાં મુંબઇના દોરાના વેપારીઓ રૂા. ૨,૫૦૧ આપી ગયા. ડાયમંડ ઍસોસિયેશને રૂા. ૨,૦૦૦ મોકલાવી આપ્યા. અને પૈસાની જરાક માગણી કરું તો ગુજરાત અને હિંદુસ્તાન પૈસાનો તો વરસાદ વરસાવે, એ પૈસાના ભારથી હું દટાઈ મરું અને પછી જલાલપુર પણ પહોંચી ન શકું.

## મોટી ભિક્ષા

' તો મોટી ભિક્ષા માગવા આવ્યો છું. તમે તો રહ્યા પાટીદારોના, ચરોતરના નાક. પાટીદારસમુદ્રમાં તમે મીઠારૂપ છો. મીઠું જો મીઠાશ છોડી દે તો તેને મીઠાશ કઇ રીતે અપાય? મોઢામાં ગોળ કે સાકર

કરતાં વધારે મીઠાશ છે. ગોળસાકરથી કમળો પણ થાય, પણ જરાક મીઠું લો એટલે ભોજન મીઠું લાગે. આણંદ પોતાની મીઠાશ છોડી દે, પાટીદારમાં બહાદુરી ઇત્યાદિ ગુણો આરોપાયા છે તેનું દર્શન આ સમયે આણંદમાં ન થાય તો બીજે કયાં થઇ શકે?

આ પ્રસ્તાવનાનું કારણ તમે સમજી શકયા હશો. આજે આણંદના, ખેડા જિલ્લાના વિદ્યાર્થીઓ શું ચોપડી સાચવીને બેસી રહેશે કે વિદ્યાપીઠે જે માર્ગ ગ્રહણ કર્યો છે તેને અનુસરશે? ડૉકટર મહેતાના અઢી લાખ અને બીજા શુભેચ્છકોએ વિદ્યાપીઠ પાછળ જે રૂપિયા ખર્ચ્યાં છે તે બધાય રૂપિયા વ્યાજ સમેત આજે તો વસૂલ થઇ ગયા છે. વિદ્યાપીઠે આજે ચોપડાનો કારભાર સંકેલી **सा विद्या या विमुक्तये** એ ધ્યાનમંત્રને સિદ્ધ કરી બતાવ્યો છે.

જ્યાં સોળમા વરસમાં પ્રવેશ કર્યો એવા બધા વિદ્યાર્થીઓએ એકમતે અક્ષરજ્ઞાનનું સમગ્ર બલિદાન કર્યું અને શિક્ષકો પણ જોડાઇ ગયા છે, જ્યાં બધાય વિદ્યાર્થીઓ અને અધ્યાપકો સોયે સો દોકડા મેળવે ત્યાં એથી શી વધારે આશા રખાય? આ માર્ગ તમે પણ કાં ન ગ્રહણ કરો?

મારી આશા છે કે ગુજરાત હિંદુસ્તાન માટે પદાર્થપાઠ મૂકશે. આ લડત લાંબી ચાલશે કે જલદી આટોપી લેવાશે એ કહી શકાય તેમ નથી. પણ જો આ લડતમાં આપણે આપણું સર્વસ્વ હોમી દીધું હોય તો પછી તે લંબાય કે ટૂંકાય તેની આપણને ચિંતા ન હોય.

ખેડા જિલ્લાના પાટીદારો પાસે આવી આશા રાખવાનો મને અધિકાર છે. દક્ષિણ આફ્રિકાથી તેઓ મને આશા બંધાવતા આવ્યા છે. ખેડા જિલ્લાની ૭ લાખની વસ્તી છે. તેમાં ઠાકરભાઈઓ પણ છે. જો પાટીદાર પહેલ કરે તો આ ગરાસિયા જરૂર તમારી નકલ કરે. તુલસીદાસે કહ્યું છે ના કે 'પારસ પરસી કુધાતુ સુહાઇ.'

વિદ્યાર્થીઓ, તમે અત્યારે લડત ચાલી રહી છે ત્યાં સુધી વિદ્યાભ્યાસને સંકેલી લો. હમણા મને સ્વ. દેશબંધુના શબ્દોનું સ્મરણ

થાય છે. પાઠશાળાનો અસહકાર તેમને ખૂંચતો હતો. તેઓ કહેતા જ્યારે છેવટની લડાઇનો સમય આવે ત્યારે અવસ્ય વિદ્યાર્થીઓને હાક મારશું; હમણા રહેવા દે. મેં ન માન્યું. અને તેઓ વિદ્યાલયોના બહિષ્કારમાં ભળ્યા. પણ આ શબ્દો ૧૯૨૦ માં ઉચ્ચારાયા હતા. આજ તો પાંચને બદલે દસ વરસ વીતી ગયાં. અંતિમ યુદ્ધ મંડાયું છે. એટલે હવે તો વિદ્યાર્થીઓને નિશાળોમાં ભરાઈ રહેવાનું કારણ જ નથી.

આજ હું એક ક્ષેત્ર તૈયાર કરવાનું કહેતો નથી. આજે તો કન્યાકુમારીથી કાસ્મીર, અને કરાંચીથી દીબ્રુગઢ સુધી વ્યક્તિગત કે વ્યાપક સવિનય ભંગ બધાય લોક કરી શકશે. આજે હું શાંતિ સિવાયનો કોઈ પણ પ્રકારનો પ્રતિબંધ મૂકતો નથી.

## શુભ ચોઘડિયું

ગયા ડિસેમ્બર માસ સુધી સવિનય ભંગ માટે વાયુ મને અનુકૂળ લાગતો નહિ ને જેવું મને સૂઝયું તેવું મેં કહ્યું. હવે કહું છું કે વાયુ અનુકૂળ હોય તો આજે છે. શુભ ચોઘડિયું આજે છે. એ ચોઘડિયામાં આપણામાં સવિનય ભંગની શક્તિ નહિ આવે તો કોઈ દિવસ આવવાની નથી.

આવે સમયે એવો કયો વિદ્યાર્થી છે કે જે ભણ્યા કરશે? પૂર્વે હું કહેતો કે શાળા છોડો અને રાષ્ટ્રીય શાળા નિર્માણ કરો. આજે કહું છું, અભ્યાસ છોડો ને મેદાનમાં આવો. દેશને સારુ ભેખ લો. આજ વેપારી વેપાર કરતો બેસશે તો તે વેપારી પણ શોભવાનો નથી. હિંદને વ્યાપક સત્યાગ્રહ કરવો હોય તો આ અવસર છે.

ખાવાપીવાનું તો ભગવાન આપશે; અસંખ્ય માણસો આપશે. જો હિંદુસ્તાન ધગી ઊઠે અને આખું હિંદુસ્તાન સવિનય ભંગમાં જોડાઇ જાય તો ૩૦ કરોડ માણસને એક લાખ અંગ્રેજના પંજામાંથી—દબાણમાંથી—નીકળતાં કેટલો વખત લાગે? આ ત્રિરાશિનો હિસાબ નિશાળિયાઓ કરશો.

૭૦ હજાર ગોરા માણુસનું લશ્કર છે, અને બીજા શીખ, પઠાણ ગૂરખા, મરાઠા છે. આપણી બન્ને કાંધ પર આ લસ્કર ચડી બેઠું છે; ભલે પછી એ લશ્કર મીરત ઇત્યાદિ છાવણીમાં હોય. આ બધા રાજતંત્ર અને કાયદા તળે આપણે ચગદાઇ રહ્યા છીએ તેની પાછળ લશ્કર સિવાય બીજું કાંઈ જોવામાં આવતું નથી. લશ્કરના બળે અંગ્રેજી નટ આપણને નચાવી રહ્યા છે.

ફરી ધ્યાન રાખો. અભ્યાસ હમેશને સારુ છોડી દો એમ કહેતો નથી. હાલતરત લડત દરમ્યાન અક્ષરજ્ઞાનપૂરતો વિદ્યાભ્યાસ મંકેલી લો. એ લડત લંબાવા ન લંબાવાનો આધાર તમારી ઉપર છે. યુવકસંઘ એટલે વિદ્યાર્થીઓ; તમે ઘોષણા તો મોટીમોટી કાઢો છો. ઘોડેસ્વાર જુવાનિયો આ સાલ રાષ્ટ્રપતિ છે. તેથી આ લડતનો મોટો ભાર તમ વિદ્યાર્થીઓ પર છે.

ભગવાન તમને હૃદયબળ આપો. આ બુદ્ધિનો પ્રયોગ નથી. બુદ્ધિથી વસ્તુ ઠસાવવાની હોય તો તો ભૂમિતિના પદોની જેમ એક પછી એક પદ માંડી છેવટે કહી શકાય કે 'ઇતિ સિદ્ધમ્.' પણ હૃદયબળ ન હોય તો અહીં બુદ્ધિ લાચાર થઇ પડે છે. બુદ્ધિ તો હૃદયની દાસી છે.

પણ તમને મનમાં એમ થતું હોય કે આ માણસે ધતિંગ ઊભું કર્યું છે, મહિના પછી બેસી જવાનો છે, અને પછી હિમાલય કરતાં કોઈ ઊંચો પહાડ હોય તો તેટલી મહાન ભૂલ કરી છે એમ જાહેર કરી સાબરમતીને તીરે ઠાવકું મોઢું રાખી બેસી જનાર છે, તો હું લાચાર છું. પણ જો તમે એમ ન માનતા હો, તો ખચીત માનજો કે આ મારા અને તમારા માટે આખરીનો ફેંસલો છે, અને માર્ગ શાંતિમય કાનૂનભંગ ઈત્યાદિનો જ છે.



આખરી ફેંસલે

## રાસમાં

### ગામોને ક્યાં સુધી ચૂસશો ?

આજે અમે એ તાલુકામાં પ્રવેશ કર્યો છે કે જે તાલુકામાં સરદાર વલ્લભભાઈને પકડવામાં આવ્યા હતા અને કેદની સજા થઇ હતી, અને જે તાલુકામાં સરદારે ૧૯૨૪ની સાલમાં એક એવી જંગી લડત ચલાવી હતી કે જેને અંગે સરકારને છેવટે પોતાની ભૂલ કબૂલ કરવી પડી હતી. અને જે ન્યાય લડત વિના મળવો જોઇતો હતો તે પાછળથી મળ્યો. કેમ જાણે સરદારે તમારી સેવા કરી તેને માટે આ કેદરૂપી ઇનામ મળ્યું !

હવે પ્રશ્ન એ છે કે જેને સારુ તેમને કેદ મળી તેને માટે તમે શું કરશો અને મારે શું કરવું જોઇએ ?

કેટલાક મુખી, મતાદારોએ રાજીનામાં આપ્યાં છે તે માટે ધન્યવાદ આપું છું. પણ હજુ એવા કેટલાક પડયા છે કે જેઓ આ મધલાળ છોડી શક્તા નથી. પગાર માટે મુખીપણું કરતો હોય એવો એક પણ માણુસ મારા જોવામાં આવ્યો નથી. લોકો પર જુલમ કરવાનો અથવા કહો કે સરકાર જે જુલમ કરે છે તેમાં ભાગ લેવાનો મુખીને અધિકાર મળે છે. એ અધિકારને લીધે હલકો સ્વાર્થ પોષાતો હોય અથવા પોતાના કામમાં લાભ થતો હોય એવા અયોગ્ય કારણે તે વળગી રહ્યા છે. પણ હવે તમે ક્યાં લગી એ ગામોને ચૂસવામાં તમારો ફાળો ભરતા રહેશો ? સરકાર જે લૂંટ ચલાવી રહી છે તે વિષે તમારી આંખ હજુ ઊઘડી નથી ?

ગામડામાં સરકારના પ્રતિનિધિરૂપ મુખી, તલાટી અને રાવણિયા છે. અને આમની મારફત સરકાર રાજ્ય ચલાવે છે. જે ગામ મૂઠીભર માણુસોથી ડરી જાય છે અને પોતાને પસંદ નથી પડતું તેવું કામ કર્યે જાય છે એમાં નથી ભૂષણ રાવણિયા, તલાટી, મુખીનું કે નથી ગ્રામવાસીઓનું. આ જુલમને દૂર કરવા સારુ સરદાર મથી રહ્યા હતા. એ એમનો ગુનો.

## રાજદ્રોહનો ધર્મ

સરદારે નહોતું કર્યું ભાષણ, નહોતું કરવા આવ્યા તોફાન. કોઈ જાતનું તોફાન થાય એવું મૅજિસ્ટ્રેટ કે તમારા મનમાં પણ નહોતું. જે કામને સારુ સરદાર તમારી પાસે આવ્યા તે કોઇથી છાનું નહોતું, સત્યાગ્રહી પાસે એકેય વસ્તુ છાની નથી. સત્યાગ્રહી કેમ ઊઠે છે, બેસે છે, ખાય છે, પીએ છે અને વિચારે છે એ બાળક પણ જોઈ શકે છે. સત્યાગ્રહીના હિસાબ પણ બાળક તપાસી શકે છે. એવા સરદાર પાસે છૂપું શું હોય? સરદાર મારો રસ્તો સાફ કરવા આવ્યા હતા. એ મીઠાનો સંદેશો નહોતા આપવા આવ્યા. અમારી બંને વચ્ચે એવી યોજના હતી કે મીઠાના કાયદાનો ભંગ મારી મારફત અને મારી સાથે જેમને લઈ જઉં તેમની મારફત થાય. મારી સાથે આવેલામાંના ઘણાને તમે ઓળખતા નથી. એ બધા સરદારના સેવકો છે. સરદારનો ગુનો હું સમજી શક્યો નથી. મૅજિસ્ટ્રેટ પણ જાણતા નહોતા. સરદાર જેવા માણસને ત્રણ માસની ટીપ આપવામાં આવે એમાં સરદાર અને સરકાર બંને લજાય. તેમને તો સાત વર્ષની કે કે દેશનિકાલની હોય. સરકાર મને ત્રણ માસની જેલ આપે તો તેને ન શોભે. મારા જેવાને તો જન્મટીપ કે ફાંસીની સજા શોભે. મારો ગુનો રાજદ્રોહીનો છે. આ રાજ્યનો દ્રોહ કરવો એ મારો ધર્મ છે અને એ ધર્મ પ્રજાને શીખવી રહ્યો છું. જે રાજ્યની અંદર જુલમની પરંપરા બંધાઈ રહી હોય, જે રાજ્યની અંદર ગરીબ અને તવંગર ઉપર મીઠા જેવી વસ્તુને વિષે એકસરખો કર નાખવામાં આવતો હોય, જે રાજ્યમાં દરવાન, પોલીસ, લશ્કર પાછળ લખલૂટ ખર્ચ થતો હોય, જે રાજ્યનો મોટો સૂબો રૈયતની આવક કરતાં પાંચ હજારગણો પગાર લેતા હોય, જે રાજ્યમાં ૨૫ કરોડ રૂપિયા અફીણદારૂમાંથી મેળવાતા હોય અને ૬૦ કરોડ રૂપિયાનું કાપડ પરદેશથી આવતું હોય અને જ્યાં કરોડો માણસ બેકાર રહેતા હોય એવા રાજ્યનો

નાશ કરવો, એનો દ્રોહ કરવો, અને પ્રતિક્ષણ પ્રાર્થના કરવી કે એ રાજનીતિ બળો એ ધર્મ છે.

એક વખત એવા રાજ્યદ્રોહના ગુના માટે મને ૬ વર્ષની સજા થઇ હતી, પણ મારા અને સરકારના કમનસીબે મને રોગ થયો અને મને રાખી નહિ શકાય એમ લાગવાથી છોડવો પડયો. હવે ફરી વાદળ કહો તો વાદળ અને સામૈયું કહો તો સામૈયું આવી રહ્યું છે. પકડે તો સારી વાત છે. મને ત્રણ માસની જેલ આપશે તો મૅજિસ્ટ્રેટ લજવાશે. રાજદ્રોહીને તો કાળાપાણીની, દેશનિકાલ કે ફાંસી જેટલી સજા થઇ શકે. મારા જેવો જે રાજદ્રોહી થવામાં ધર્મ માને છે તેને શી સજા ઘટે?

## સૈનિકો બનો

સરદારને ત્રણ માસની જેલ આપવાથી લોકો ડરી જશે અને દબાઈ જશે એમ સરકારે માન્યું હશે. પણ તમે હજારોની સંખ્યામાં અહીં આવ્યા છો તે તો ઉત્સવને અંગે આવ્યા હોય એમ લાગે છે. મને અને મારા સાથીઓને જો પકડી જાય તો ઉત્સવ માનજો. પણ ઉત્સવ માની બેસી જશો? મુખી અને મતાદાર પોતાના અમલ ઉપર માખીની જેમ મેલા ઉપર ચોંટી રહેશે તો એ દુઃખ અને શરમની વાત છે.

આ તાલુકામાં દરબાર વરસોથી આવીને વસ્યા છે. દરબાર કોણ છે? તે રાજપાટ—ભલેને નાનકડા ગામનું હોય—છોડીને આવ્યા છે. એમને સાહેબી જોઇતી નથી પણ સેવા જોઇએ છે. એમની પાસેથી ત્યાગ અને હિંમત શીખો. આવા તાલુકાના મુખીમતાદાર મુખીપણાં ન છોડે તો કેવું ગણાય? તમે આજે જે પૈસા આપ્યા છે તેની મને કિંમત નથી. કરોડ રૂપિયા ઉઘરાવ્યા ત્યારે તેની કિંમત હતી. એ કરોડ રૂપિયાએ કરોડગણું કામ આપ્યું છે. પણ આજે તો પૈસાની નહિ પણ તમારી જાતની જરૂર છે. અહીં હાજર રહેલ દરેક ભાઈબહેન પોતાનાં નામ નોંધાવે. મીઠાના કાયદાનો ભંગ કરવાનો વારો આવે ત્યારે અમે તૈયાર છીએ એમ કહો. આ

ધર્મયુદ્ધમાં સ્ત્રીઓ પણ આવી શકે અને ઘણી સ્ત્રીઓએ નામ પણ નોંધાવ્યાં છે.

આ ધર્મયુદ્ધ કોઈનો વાળ વાંકો કરવાનું નથી. આપણે પોતે દુઃખ સહન કરીને સરકારને શીખવશું અને જગતની લાગણી પેદા કરશું. અને છેવટે રાજકર્તાના હૃદયનું પરિવર્તન કરાવીશું. પણ આજે તો સરકાર ન્યાય કરવાને બદલે જુલમ કરવા તૈયાર થઇ છે. શ્રી. સેનગુપ્તા જેવા કલકત્તાના મેયર જેમને બંગાળના બધાય માણસો ઓળખે છે તેમને બ્રહ્મદેશની જેલમાં લઈ જવામાં આવ્યા છે. જે ગુનેગાર નથી તેવાને પકડવાની સરકારે નીતિ ગ્રહણ કરી છે. જ્યારે પ્રજા કકળી ઉઠે અને ઠેર ઠેર હજારો માણસો ભેગા થઈને પોતાની હાય કાઢે તે વખતે સરકારે મીઠાના કર જેવો કર કાઢી નાખવો જોઈએ અને બીજાં દુ;ખ પણ દૂર કરવાં જોઇએ. પણ તે આ સરકારને પોસાય તેમ નથી. કરોડ રૂપિયા પ્રજામાં રહે એ સરકારને પરવડતું નથી. એ રૂપિયા તો ઈંગ્લંડમાં લઇ જવા સારુ આટલો બધો ત્રાસ છોડવી રહ્યા છે. એ ત્રાસમાંથી છૂટવા સારુ પ્રથમ પગથિયા તરીકે મીઠાનો કર કઢાવવો છે. મીઠાના કરના કાયદાનો એટલે સુધી ભંગ કરશું કે એમ કરતાં કરતાં આપણને જેલમાં નાંખે, ચાબૂક મારે કે જે કંઈ કરવું હોય તે કરે એ સહન કરવા તૈયાર રહીશું.

## બોરસદમાં

## વફાદારી એ પાપ છે

એક સમય હું આ સલ્તનતના તરફ પૂરો વફાદાર હતો અને બીજાને વફાદારી શીખવતો. હૃદયપૂર્વક 'ગૉડ સેવ ધ કીંગ' ગાતો અને બીજાં સગાંસાઈને શીખવતો. પણ અંતે મારાં આંખનાં પડળ ઊતર્યાં અને ભ્રમણા ભાંગી, અને સમજ્યો કે સલ્તનત વફાદારીને લાયક નથી. તે મને રાજદ્રોહને લાયક લાગી તેથી રાજદ્રોહને મારો ધર્મ કરી બેઠો છું. બીજાને સમજાવું છું કે રાજદ્રોહ એ ધર્મ છે, અને વફાદાર રહેવું એ પાપ છે. આ રાજ્યને વફાદાર રહેવું એટલે

તેનું શુભ ઇચ્છવું એટલે હિંદના કરોડોનું અશુભ ઇચ્છવા સમાન છે. કરોડો રૂપિયા બહાર ખેંચાઈ જાય છે તેના બદલામાં કંઇ નથી મળતું. અથવા મળે છે તો લૅંકેશાયરના ચીંથરા જેવું. આ રાજનીતિ કબૂલ કરવી એ ગરીબો પ્રત્યે દ્રોહ છે. તમે એ દ્રોહમાંથી છૂટો. હું માનું છું કે હું છૂટી ગયો છું. તેથી આ સરકારની સામે શાંતિમય યુદ્ધ કરવા તૈયાર થયો છું એનો આરંભ મીઠાના કાયદાના ભંગથી કરું છું. એને માટે આ કૂચ કરી રહ્યો છું. તેમાં દરેક ઠેકાણે હજારો સ્ત્રી-પુરુષોએ આશીર્વાદ આપ્યા છે. એ આશીર્વાદ મને નથી આપ્યા, પણ લડતને આપ્યા છે.

હવે આપણે થાકયા છીએ. આ રાજની ધૂંસરીમાંથી છૂટી જ જવું જોઇએ અને એ સ્વરાજ લેવા સારુ જે કષ્ટ વેઠવાં પડે તે વેઠવા તૈયાર થયા છીએ. સ્વરાજ લેવું એ આપણો ધર્મ છે, અધિકાર છે.

રાજદ્રોહ ધર્મ હોવાથી આને હું ધર્મયુદ્ધ માનું છું. આ રાજનીતિનો હું પ્રતિક્ષણ નાશ ઈચ્છું છું. રાજકર્તાનો વાળ પણ વાંકો કરવાની ઇચ્છા નથી, પણ તેમની સલામી નહિ જ ભરીએ. કૃપા કરીને હવે તમે તમારી ફરજને સમજો, અને હિંદ પ્રત્યેનું પાપ ધોઈ નાંખો. આજે તો મીઠાના કાયદાનો ભંગ કરીએ છીએ, પણ આવતી કાલે બીજા કાયદાને પણ ચીંથરાં સમજવાના છીએ. એમ કરીને આપણે અસહકાર એટલો બધો સખત કરી નાંખશું કે પછી રાજ ચલાવી જ ન શકાય. રાજ ચલાવવા માટે ભલે દારૂગોળો ફોડે, જેલમાં લઇ જાય, ફાંસીએ લટકાવે, પણ તે કેટલાને? ત્રીસ કરોડ માણસોને ફાંસી દેતા એક લાખ ગોરાઓને કેટલો વખત જોઇએ એનો હિસાબ તમે જ કાઢો.

પણ તેઓ એવા ક્રૂર નથી. તેઓ આપણ જેવા જ માણસો છે, અને એ જેવું કરે છે તેવું આપણે પણ એમની સ્થિતિમાં હોત તો કદાચ કરતા થઈ જઇએ. માણસમાં પ્રસંગની સામે થવાની શક્તિ

હોતી નથી. પણ પ્રસંગ તેનું વર્તન ઘડે છે, તેથી મને તેમાં એમનો દોષ નથી વસતો. પણ તે રાજનીતિ મને એવી કડવી લાગે છે કે તેનો નાશ આજ થઇ શકતો હોય તો આજ કરું. મને છૂટો રાખશે તોય એ રાજનીતિનો નાશ છે, અને કેદમાં લઈ જશે તોય એ રાજનીતિનો નાશ છે. આ શ્વાસ ચાલે છે એ શ્વાસેશ્વાસે એ જ વસ્તુ હું ઈચ્છું છું. મને સંપૂર્ણ વિશ્વાસ છે કે એમાં જરાય મલિનતા નથી. હું માનું છું એમ જ વર્તુ છું.

## રાક્ષસી નીતિ સામે થાઓ

જે જે ફરિયાદ મેં ઈશ્વર પાસે નોંધાવી છે, ને વાઇસરૉયના કાગળમાં જણાવી છે તેનો જવાબ કોઈ નથી આપી શકયા. કોઇ એમ કહેતું નથી કે મીઠાનો કર સાચો છે. કોઈ એમ નથી કહેતું કે લશ્કર અને દીવાની ખર્ચ બરાબર છે. કોઈ એમ નથી કહેતું કે મહેસૂલ ઉઘરાવવાની નીતિ બરાબર છે. કોઈ એમ નથી કહેતું કે ૨૦ થી ૨૫ કરોડ રૂપિયા પ્રજાને દારૂ પાઈ અને અફીણિયા બનાવી તેમના ઘર ભાંગી લે છે એ બરોબર છે. પરદેશીઓ પણ સાક્ષી પૂરે અને અંગ્રેજી અમલદારો સાક્ષી પૂરે છે કે વાત બરાબર છે. પણ કરીએ શું? પૈસા જોઈએ. શા માટે જોઇએ? પ્રજાને દબાવવાને.

હમણાં જ સરકારે કૉંસ્ટેબલથી ઊંચા હોદ્દાવાળા બધા પોલીસ અમલદારોને મીઠાના અમલદાર બનાવ્યા છે. આ અધિકારથી પોલીસ પણ મને પકડી શકે અને મારા પર જે જુલમ ગુજારવો હોય તે ગુજારી શકે; ન પકડે તો નામર્દીનો ગુનો કર્યો કહેવાય. બીજા કોઇ સરકારી કાયદામાં નામર્દી નામે ગુનો નથી તે અહીં છે. જે કૉંસ્ટેબલ અમને મીઠું પકવતા જુએ, ખારા પાણીનો લોટો ગરમ કરતાં જુએ તે અમને પકડી શકે, લોટો ઝૂંટવી શકે, પાણી ઢોળી શકે. મીઠું નાખી દેતાં એને શું? કપડવંજ પાસે લસુંદ્રામાં મીઠાની ખાણ પડી છે તેના ઉપર ધૂળ ફેરવે છે. આ શું? આ કેવો અન્યાય? આ જુલમ અને રાક્ષસી નીતિ સામે થવું એ ધર્મ છે.

## દેશદ્રોહી ન બનો

તમે જે થેલી આપી છે તે માટે ઉપકાર માનવો જોઇએ તો ઉપકાર છે એમ માનજો. પણ પૈસાથી મારું પેટ ભરાય તેમ નથી. આ યજ્ઞની અંદર તમે બધાં ભાઇબહેનો નામ નોંધાવો તેમ ઇચ્છું છું. હાઇસ્કૂલમાં ભણનારા ૧૫ વર્ષની ઉપરના વિદ્યાર્થીઓ અને ભણાવનાર શિક્ષકો નામ નોંધાવશે એવી મારી ઉમેદ છે. જ્યાં જ્યાં વિપ્લવ થયો છે ત્યાં ત્યાં એટલે જાપાન, ચીન, ઇજીપ્ત, ઇટાલી, આયર્લંડ, ઈંગ્લાંડમાં વિદ્યાર્થી અને શિક્ષકોએ અગ્રભાગ ભજવ્યો છે. યુરોપમાં ૧૯૧૪ માં ૪ થી ઑગસ્ટે લડત શરૂ થઈ અને ૬ ઠ્ઠીએ હું વિલાયત પહોંચ્યો ત્યાં જોયું કે વિદ્યાર્થીઓ કૉલેજ છોડી હથિયાર લઇ નીકળી પડયા હતા.

અહીં ધર્મયુદ્ધમાં તો અહિંસા, સત્ય અને ક્ષમા હથિયારો છે. એવાં હથિયાર વાપરવાનું તો શુભ જ થાય, અને એવા યુદ્ધમાં દરેક વિદ્યાર્થી અને શિક્ષકને જોડાવાનો ધર્મ છે. ગુલામીમાંથી છોડવવા જે અંતિમ યુદ્ધ ચાલી રહ્યું છે તે સમયે જે વિદ્યાર્થી કે શિક્ષક ઘરમાં કે શાળામાં ભરાઇ રહેશે તે હિન્દુસ્તાનનો દ્રોહ કરે છે એમ મનાશે. સરદાર જેવા જ્યારે જેલમાં બેઠા ત્યારે શું તમે કવિતા મોઢે કરવામાં કે દાખલા ગણવામાં મચ્યા રહેશો ? ઘર બળી જતું હોય ત્યારે સૌ ઠારવા જાય છે તેમ તમે આ હિંદનું દુઃખ ઠારવા નીકળી પડો.

## આ રાજનીતિનો અંત આવ્યો છે.

હિન્દુ, મુસલમાન, ખ્રિસ્તી, યહૂદી વગેરે બધી કોમો એકઠી નથી થઈ એમ કહેનારાઓનું કથન મિથ્યા છે. આ મીઠાનો કર તો બધાને સરખો લાગુ પડે છે. હિંદુ પાસેથી કર લેવાય અને મુસલમાન પોતાને એ કરમાંથી મુક્ત કરી શકતા હોય તો તેઓ જરૂર જાય. એમ બચાતું હોય તો મારે ધર્મ બદલાવવો પડે. હું

તો સાષ્ટાંગ નમસ્કાર કરીને પણ મીઠાનો કર કાઢી શકાતો હોય તો કઢાવવા તૈયાર છું. જે કરમાંથી ભેંસ અને ગાય પણ છૂટી ન શકતી હોય તે કર કઢાવવા બધા કેમ ભેગા ન થાય?

કરોડોનાં દુઃખ કઢાવવા સારુ મારા સાષ્ટાંગ નમસ્કાર કામ ન આવ્યા. અરજીઓ ઘડવામાં મેં મણા નથી રાખી. વિવેકની ભાષા મને વાપરતાં આવડે છે એમ સહુ કોઇ જાણે છે. પણ જ્યારે વિવેક અને મસલત કામ ન આવ્યાં ત્યારે હું બળવાખોર થયો છું. બળવાખોર તરીકે મારી જાતને ઓળખાવી શાંતિ માનું છું, અને એમ કરીને હું કંઇક અંશે ધર્મનું પાલન કરું છું. ઠંડા શાંત સત્યરૂપી બળવામાં તમે ગમે તે જાત કે ધર્મના હો, મારી સાથે નામ નોંધાવો. સાચા હૃદયથી નામ નોંધાવ્યાં હોય અને હિંમત ટકી રહે તો મીઠાનો કર ગયો છે, આ રાજનીતિ ગઈ છે અને વાઇસરોયના કાગળમાં જણાવેલાં અને ન ગણાવેલાં બધાં દુઃખો જવાનાં છે; પછી નવી રાજનીતિ ઘડશું ત્યારે કોમી ઝગડા પતાવવાનો ને બધાને સંતોષ આપવાનો સમય આવશે.

ઇશ્વરને નામે હું તમને બધાને નિમંત્રણ આપું છું. આ લડતમાં તો અંગ્રેજો પણ જોડાશે. એક અન્યાય નિભાવવા સારુ અનેક અન્યાય કરશે? અને નિર્દોષ માણસોને જેલમાં નાંખશે ચાબખા મારશે કે ફાંસીએ ચડાવશે?

ઇશ્વર કોઇ દિવસ અસત્ય નથી, અન્યાય નથી; અને તમારા સન્મુખ હું અત્યારે બોલી રહ્યો છું એ જેટલું સાચું છે તેટલું જ સાચું મને દેખાય છે કે આ રાજનીતિનો અંત આવેલો છે, પૂર્ણ સ્વતંત્રતાની ઝાંખી થઈ રહી છે, સ્વતંત્રતા દેવી ડોકિયું કરે છે અને વરમાળ પહેરાવવા ઇચ્છે છે. તે સમયે ભાગતા ફરશું તો આપણા જેવા નાલાયક કોણ!

# કારોલી અને અણખીનું ભાષણ

## કારોલીનું ભાષણ.

ભાઇઓ અને બહેનો,

ભરૂચ જિલ્લામાં આ લડતને અંગે મારો આજે પહેલો પ્રસંગ છે. અને તે વખતે તમે મારૂં અને મારા સાથીઓનું જે સ્વાગત કર્યું છે તે માટે હું તમારો સૌનો આભાર માનું છું. અને આપણા કહો કે ભરૂચ જિલ્લાનાં સદ્‌ભાગ્ય છે કે પંડિત જવાહરલાલ ગુજરાતની લડતમાં પહેલી જ વાર અહીં આવી ગયા અને જેટલી ઉતાવળથી આવ્યા તેટલી જ ઉતાવળથી તેમના કામ માટે પાછા ગયા. પ્રભુ કરશે તો તેમનું કામ આટોપી લઈ જંબુસર મુકામે પાછા આવી પહોંચશે.

ચંદુભાઈએ તમારે માટે જે આશા બતાવી છે તે એ બતાવે જ. કારણ કે એનામાં મહત્ત્વાકાંક્ષા રહેલી છે. તે પણ મારા જેવા આશાવાદી છે. પાંચ લાખમાંથી પાંચ હજાર સ્વયંસેવકો નોંધવાની વાત જરા વધારે ન કહેવાય. દરેક ગામના મુખી, પટેલ અને રાવણિયા રાજીનામાં આપો એમ હું ઈચ્છું છું. છતાં હજુ સત્યયુગ નથી થયો, જિલ્લાના ૪૦૦ ગામમાંથી કોઇ પાછું ન હઠે. પણ એકવાર જે રાજીનામાં આપે તે પાછળથી પાછાં ખેંચી લે તો એ શરમ ભરેલું ગણાય. જે રાજીનામાં અપાય તે નાટકી ન હોવા જોઈએ. તમે બધા તૈયાર થશો તો મારી ખાત્રી છે કે આપણને જેલમાં પણ નહિ પૂરે.

### પટેલોને

મુખીપણું એક ગંદી વસ્તુ છે. જેમ માખીઓ ખરાબ વસ્તુઓ ઉપર વળગી રહે છે તેમ આપણાથી ન થાય, તમને મુખીપણાનો એવો મોહ ન હોવો જોઇએ કે જો હું છોડીશ તો બીજો લઈ લેશે એ ભય રાખવો નકામો છે. એનો શુદ્ધ મનથી ત્યાગ કરવો જોઈએ. તે સિવાય એમને એમ અપાયેલાં રાજીનામાં નિરર્થક જશે.

ખરી વખતે તમે દગો દો તો તમારે માટે શું ધારી શકાય? તમે મામલતદાર પાસે જઈ પોકાર કરો કે હું તો ત્રાસથી છૂટવા માટે રાજીનામું આપનાર હતો અને આપનો વફાદાર સેવક છું, અને મામલતદાર તમને ડરાવી, વળી પાછા તમારી જગ્યાએ તમને નીમે તો એમાંથી કાંઈ સ્વાદ નહિ આવે. રાજીનામાં આપ્યા પછી તમને ડરાવે, લલચાવે તો પણ જે મુખી કહે કે અમારે તમારા રાજમાં મુખીપણું નથી કરવું તો હું એ સાચું માનું. બીજે ઠેકાણેથી આવાં રાજીનામાં આવી ગયાં છે. તમારો નિશ્ચય ઠેઠ સુધી ટકો એમ હું ઇચ્છું છું.

## ગરીબનો બોજો

તમે સમજો કે હું શું કરવા નીકળ્યો છું, અને મારી સાથે જે સંઘ છે તેની શી ઉમેદ છે. તમારે વિઘોટી ભરવાનો ત્રાસ હોય છે. પણ વિઘોટીનો કર તો જેની પાસે જમીન હોય તેને માથે હોય છે. એ કાંઇ સ્ત્રીઓને કે બચ્ચાંઓને ભરવી નથી પડતી પણ એક એવી વસ્તુ છે જેનો કર બાળક અને સ્ત્રીઓને, ગરીબ અને તવંગર સૌને આપવો પડે છે. કરોડપતિ પણ આપે છે. પણ ગરીબ વધારે આપે છે કારણ કે ગરીબને મસાલા મળે નહિ એટલે એને વધારે જોઈએ. ગરીબને રોટલામાં સ્વાદ લાવવા માટે એક જ વસ્તુ કે મસાલો તે મીઠું. તેને પણ સરખો જ કર આપવો પડે છે. આવા અન્યાયી રાજ્યને હું રાક્ષસી રાજ્ય કહું છું.

તમે ગુજરાતીમાં એક કવિતા તો વાંચી હશે; 'પૂરી એક અંધેરી ને ગંડુ રાજા.' પણ અહીં કાંઈ એક અંધેરી નગરી નથી. અહીં તો સાત લાખ ગામડાંમાં અંધારું છે. એક પણ ગામ સાફસુફ થતું હોય. તેના આરોગ્યની સંભાળ લેવાતી હોય, તેનાં બાળકોને કેળવણી મળતી હોય એવું નથી. નિશાળો પણ નથી રહી. પહેલાં દરેક ગામમાં મહેતો રહેતો અને નિશાળ ચાલતી એ સાવ સાચી વાત છે. હવે એ જતું રહ્યું. આવા તો બીજા અનેક દાખલા બતાવી શકું તેમાં ગરીબો પાયમાલ થતા હોય.

એવા રાજ્યતંત્રનો નાશ કરવો એ આપણો ધર્મ છે. અને એવું રાજ્યતંત્ર સ્થાપવું જેમાં ગરીબમાં ગરીબ માણુસને પૂરેપૂરૂં રક્ષણ મળે. અને હિંદુ કે મુસલમાન કે પારસી એ સૌને સરખો ન્યાય મળે હમણાં તો જે ઢોંગી હોય તે ફાવી જાય. ને સીધો ને મુંગો માણુસ માર્યો જાય એવી સ્થિતિ છે. આજે બળીઆના બે ભાગ છે. નબળા પાયમાલ થઈ જાય છે. આજે તો રોટલો પણ મળતો નથી. એવું રાજ થઈ ગયું છે.

આ સ્ત્રીઓ આવી છે એમના શરીર ઉપર પોતાનાં બનાવેલાં કપડાં નથી. એક વખત એવો હતો જ્યારે આપણે જેમ હાથે રાંધેલો ખોરાક જમીએ છીએ તેમ હાથે બનાવેલાં કપડાં પહેરતા. પણ આજે નૂર ઉડી ગયું છે. હવે આ રાજ્યતંત્રનો અંત લાવવો છે.

## અણખીનું ભાષણ.

આ રાજ્ય અહીંથી ગયું જ છે એમ સમજો, હું એવા એંશી સૈનિકો સાથે નીકળ્યો છું જેનામાં મને વિશ્વાસ છે કે મને જેલ જતી વખતે દગો નહિ દે. અમે તો આ રાજનીતિનો નાશ કરવા માટે નીકળ્યા છીએ. પણ કોઈના તરફ ક્રોધથી કે ઈર્ષ્યાથી નહિ. સરકારી અમલદારને દીવાસળી કે પીવાનું પાણી ન મળે. પણ એ ભૂખે મરતો હોય ત્યારે આપણે આપણો ધર્મ નહિ ભુલીએ.

હવે વીતકની વાટ આઘી નથી. પંજાબમાં કયારની વીતી ગઈ છે, અહીં વીતશે. તે વખત ગુજરાતનું નૂર જણાઈ જવાનું છે. પંજાબમાં યુનીયન જેકની સલામી લેવડાવી. પેટ ઘસડી કીડાની માફક ચલાવ્યા. જો આપણા ભાઈઓ–અમલદારોનો દિ ઉઠી ગયો હશે તો તમને કહેશે કે પેટે ચાલો.

આમ તમારામાં એક પ્રકારની કઠોરતા અને કોમળતા હશે; કઠોરતા તમારા પ્રત્યે. જ્યારે દયા આવે ત્યારે ખાવાનું આપજો,

એમ વેર નથી વાળવાનું. પટેલને કોઈ ગાળ ન ભાંડે, કોઇ એની સામે આંગળી પણ ઉંચી ન કરે. નહિ તો હું હારી જવાનો છું. કારણ કે હું ખરાબ માણુસ રહ્યો, જે સમજીને મારો સાથ કરશે તે ફાવશે. દિલ ચોરીને આવશે તે દુશ્મન થઇને ફરી જશે, અને મારૂં તો દિલ સાફ છે. હું તો મરી છૂટીશ અને દુશ્મનો પણ કહેશે કે આ તો સાચો હતો.

એકલું ગુજરાત આખું હિંદ ઢાંકીને બેસવાનું છે. આ કાંઈ રમતની વાત નથી. એમાં નિશાળીઆથી જ ચાલે એવું નથી. મારે તો કડીઆ, સુતાર, નાવિક બધા જોઈએ. ભીલો પણ જોઈએ. મુસલમાનો પણ જોઈએ. આ તો ખરાનો ખેલ હોવો જોઇએ, નહિ કે ખોટાનો. મને ખાદી સિવાય બીજું કાંઈ ન અડે એમ હું ઇચ્છું છું. હું દરેક ઠેકાણે કયાં કજીઆ કરૂં ? હું તો આખા હિંદુસ્તાનમાં ભમ્યો છું. એટલે જાણું છું કે લોકો કેવી રીતે મને છેતરે છે. ખાદીની એકલી જ ટોપી પહેરવી હોય તો વિલાયતી પહેરો. નહિ તો ખાદીનું ધોતયું પહેરો અને ટોપી ગમે તે મૂકો. ખાદીની ટોપીની પ્રતિષ્ઠા પડવી જોઇએ. લોકોમાં એથી છાપ પડે કે એ સાચો છે, એ અહિંસક છે. ખાદીની ટોપીમાં તમે માનતા હો તો વરરાજાને કેમ નથી પહેરાવતા ?

જો તમારે ખરો ખેલ કરવો હોય તો બીજું ઘણું કામ કરવાનું છે. બધા સાથે મહોબતથી વર્તો અને હું પકડાઈ જાઉં કે દાંડી પહોંચી જાઉં તે દરમ્યાન બધાએ તૈયાર થઇને મીઠું પકવવા નીકળી પડજો. 'આપ ભલા તો જગ ભલા. પિંડે તે બ્રહ્માંડે.' માટે તમે તમારો પોતાનો જ વિચાર રાખજો. અત્યારે ભેળા થવાનું કામ શું હતું ? કામ કરવાનું છે તે કરવા મંડીએ તો જે આપણે જોઈએ છીએ તે લઈ બેસીશું. તે પછી અમલદારો સાચા સેવક બની જશે, અમલ ચલાવવાને બદલે સેવા કરતા થઈ જશે.

જે હું કરતો આવ્યો છું તેની ઝંખના કરતા થઈ જાઓ.

# સત્યાગ્રહીની રોજનિશી

## (૧)

[ આ લેખ શ્રી. છગનલાલ જોશીએ કૂચનું વર્ણન કરતો તા. ૩૦-૩-૩૦ના નવજીવનમાં લખેલો. ]

આશ્રમ છોડયે આજે બરાબર પખવાડિયું થયું ત્યારે અમે ભરૂચ પહોંચ્યા છીએ. આ પખવાડિયામાં ૨૧ ગામોમાં મુકામ કરી લગભગ ૧૨૫ માઇલ કાપ્યા છે. અમદાવાદથી અમારો સંઘ નીકળ્યો, પણ રસ્તામાં અમદાવાદ જિલ્લો ન આવવાથી અમદાવાદ જિલ્લો અમે જોઈ શકયા નથી.

અસલાલીથી બારેજા થઈને નવાગામ તો બીજે જ દહાડે પહોંચ્યા, અને ખેડા જિલ્લામાં પ્રવેશ કર્યો. અસલાલી, બારેજા એ ગામડાં ન કહેવાય. કારણ કે આ ગામડાંનો બધો આધાર અમદાવાદ ઉપર રહેતો હોવાથી તેમાં ગામડાની સંસ્કૃતિ દૃષ્ટિગોચર થતી નહોતી. બારેજા જતાં રસ્તામાં જેતલપુરમાં પેશ્વાઇ સમયનો જૂનો કિલ્લો અને સહજાનંદ સ્વામીનારાયણે પશુવધ કર્યા સિવાય યજ્ઞ થઈ શકે તે બતાવી આપવા તે સમયે જે યજ્ઞ કરી બતાવ્યો હતો તેનું સ્થાન દૂરથી જોયાં. બારેજામાં લાખલાખ રૂપિયાને ખર્ચે બાંધેલાં મંદિરો તથા ગામે હળીમળીને નામની મહેનતથી બાંધેલી ધર્મશાળા જોઈ. ભૂતકાળની બારેજાની જાહોજલાલીની ખાતરી થતી હતી, પણ આજ તો બારેજાનો વેપાર અમદાવાદ ખાઈ ગયું છે. બારેજામાં રાષ્ટ્રજાગૃતિનું પ્રમાણ ઓછું દેખાયું.

બારેજામાં એકવાર ફરી અમદાવાદના મિલમાલિકો ગાંધીજીને મળવા આવી ગયા. લંડન 'ટાઇમ્સ'નો ખબરપત્રી ફરી ગાંધીજીની મુલાકાત લઈ ગયો.

ખેડા જિલ્લામાં પ્રવેશ કરતાંની સાથે ગાંધીજીને ગિરફતાર કરવામાં આવશે એવી બૂમ ઊડવાથી અમદાવાદના રાષ્ટ્રીય કાર્યકર્તાઓ નવાગામ સુધી અમારી સાથે આવ્યા હતા.

નવાગામ એક માઈલ દૂર હતું, પણ ત્યાં તો નવાગામથી અમારું સન્માન કરવા, મીઠાની લડતને આશીર્વાદ આપવા, આખું ગામ આવી પહોંચ્યું હતું. ડૉ. હરિપ્રસાદ દેસાઈએ અને ભાઈ હરિપ્રસાદ મહેતાએ અમને શ્રી. રવિશંકરભાઈ અને શ્રી. ફૂલચંદભાઇને હવાલે કર્યા.

નવાગામમાં ઉતારે પહોચ્યા કે તરત જ મુખીમતાદારો ભેગા થઈ ગયા, અને સભા શરૂ થાય તે પહેલાં ગાંધીજીના હાથમાં મુખી, મતાદારો અને રાવણિયાએ રાજીનામાં ધરી દીધાં.

રાજીનામાં આપનારને ગાંધીજીએ ભરી સભામાં ફરી સાવધ કર્યા, અને ' રઘુકુળ રીત સદા ચલી આઈ; પ્રાણજાય પર વચન ન જાઈ, ' એ તુલસીદાસજીની ચોપાઈ તેમની પાસે ગવરાવી. વચન-પાલનની મહત્તા સમજાવી. મુખીમતાદાર મક્કમ રહ્યા; અને નવાગામથી અંગ્રેજી રાજના પાયા ધરમૂળથી ડોલવાની શરૂઆત થઈ.

નવાગામથી છેલ્લા સંકટ સમયે તારાજ થયેલ વાસણા અમે ગયા. રસ્તામાં પૂરને લીધે જે માટીનાં સેંકડો ઘરો ધોવાઇને જમીનદોસ્ત થઈ ગયાં હતાં તે જોઈ છેલ્લાં પૂરે ગુજરાતમાં કેટલો ત્રાસ વર્તાવ્યો હશે. તેનો ખ્યાલ આવ્યો, અને તેની સાથેસાથે બાજુમાં પતરાનાં છાપરાંવાળા ભંગીનાં અને ગરીબ ઠાકરડાનાં એક સરખાં ઘરો જોઈ ગુજરાતમાં રચનાત્મક કાર્ય કેટલું થયું છે એ પણ જોઈ શકયા.

વાસણામાં અમારો ઉતારો આંબાવાડિયામાં રાખ્યો હતો. ગાંધીજી માટે એકાંત સારુ જુવારના પૂળા આજુબાજુ બાંધી લીધા

હતા, અને ઉપર તો આંબાના ઝાડનો છાંયો બસ હતો. ગાંધીજીને અમેરિકન પાદરીઓનું પંચ મળવા આવ્યું, ત્યારે ગાંધીજીને આવી નાનકડી ઝૂંપડીમાં રેંટિયો કાંતતા જોઈ તેઓ સાનંદાશ્ચર્ય પામ્યા હશે. તેમને તો ગાંધીજીનો ફોટોય લેવો હતો, એ નાનકડી ઝૂંપડીમાં કેમ લઈ શકાય ?

વાસણામાં અમારું ભોજનખર્ચ એક લુહાણા વૈષ્ણવ ગૃહસ્થે આપ્યું હતું. ગાંધીજીના મનમાં વહેમ આવી ગયો કે ગામે અમારી સાથે અંત્યજ ભાઈઓ છે તેથી તો ગામબહાર ઉતારો નહિ આપ્યો હોય ને! આ વહેમના ઉદ્ગાર અમારી પાસે નીકળી ગયા, એટલે ભરસભામાં પણ તેમણે આ જ ઉદ્ગાર કાઢ્યા. ગામના મહાજનો તો આ સાંભળી ગળગળા થઈ ગયા. ગાંધીજીને કે તેમના સંઘને સત્કારની વખતે તેમના મનમાં ઊંડેઊંડે પણ આભડછેટની ગંધ નહોતી એવી ખાતરી વાસણામાં ૧૨ કલાક અમે રહ્યા તે દરમ્યાન તેમણે કરાવી આપી હતી.

વાસણામાં પહેલીવાર અમે વાત્રકમાં કાંડાબૂડ પાણીમાં સારી પેઠે નાહ્યા. આ જ વાત્રક છેલ્લા પૂર સમયે ગાંડી થઈ, આજુબાજુના પટ પર એક માઈલ સુધી દળ ફૂંકી અનેક ખેડૂતોને પાયમાલ કરી ગઈ હતી. આ પાયમાલી જોવા વાઇસરોયસાહેબ આવ્યા ત્યારે, તેમના માનમાં સડક અને પુલ સમરાવવામાં આવ્યાં હતાં. એ સડક પર ચાલતાંચાલતાં જ્યાં વિદ્યાપીઠ તરફથી ગામડાંની આર્થિક તપાસ થઈ રહી હતી ત્યાં માતર પહોંચ્યા. માતર એક વખત માતબર શહેર હતું. અહીં જૈનોનાં પ્રખ્યાત દહેરાં છે. આજે તો માતરના વાણિયા સારી પેઠે ઘસાઈ ગયા છે. માતરમાં કોઈ મુખી કે મતાદારે રાજીનામું ન આપ્યું તે જાણી નવાઈ લાગી. હોળીને દહાડે જ અમે માતર પહોંચ્યા હતા, પણ હોળીનો ઉત્સવ માણવાને બદલે આજે ગાંધીજીને સાંભળવા હિંદુ અને મુસલમાન સૌ ભાઈઓ ઊલટ્યા હતા.

માતરથી ડભાણુ દસ માઈલ થાય. આ દસ માઇલની એકસાથે મજલ કર્યા બાદ અમે પાદરે આવ્યા ત્યારે હજુ કેમ જાણે અમારો પંથ પૂરો ન થયો હોય તેમ લાંબે રસ્તેથી દળમાં ચલાવી ગામને બીજે પાદરે અમે ઉતારે પહોંચ્યા. અમદાવાદથી નીકળ્યા બાદ પહેલીવાર સ્ટેશન નજીક આવતું હોવાથી મુંબઇ, અમદાવાદ અને વડોદરાના ઉત્સાહી ભાઇબહેનો નડિયાદ ઊતરી ડભાણુ આવી પહોંચ્યાં હતાં.

ડભાણુ ગામમાં જાહેર સભા તળાવમાં થઈ હતી. આ સભામાં જેટલાં ગામડાંનાં માણુસો હતાં તેટલાં જ શહેરનાં હતાં. મુંબઇ યુવકસંઘના મંત્રી શ્રી. મહેરઅલી અને મુંબઇ કોંગ્રેસ કમિટિના પ્રમુખ શ્રી. નરીમાન પણ અહીં અમને મળ્યા.

ડભાણુથી નડિયાદ માત્ર ચાર માઈલ થાય છે, પણ આ રસ્તા પર હજારો ભાઈબહેનો અમારી આસપાસ વીંટળાઈ ગયાં. તેથી ગાંધીજી દળવાળા રસ્તામાં કેદ થઈ ગયા હોયને એમ શહેરવાસીઓને ભાસ થતો હતો. ચાર વાગે બળતા તડકામાં ધૂળ ખાતાખાતા નડિયાદની ભાગોળે પહોંચ્યા, ત્યાં તો અમદાવાદની મેદનીની હારોહાર ઊભે એટલી મેદનીની ઠઠ રસ્તાની આજુબાજુ જામી ગઈ હતી. મહામુસીબતે અમારો સંઘ ત્રણુ કલાકને અંતે સંતરામના મંદિરે પહોંચ્યો.

નડિયાદની સભા વિરાટ હતી. આ વિરાટ સભામાં ભાષણુ કરતી વખતે ગાંધીજી સાક્ષર ગોવર્ધનરામ અને મણિલાલભાઈને ભૂલ્યા નહોતા, અને વિદ્યાભ્યાસી નડિયાદ આ ધર્મયુદ્ધમાં કેવો ફાળો આપશે તેનો હિસાબ માગ્યો હતો.

નડિયાદથી અમે બોરિયાવી, સ્વામીનારાયણુના ધામ વડતાલ પાસે પહોંચ્યા, ત્યાં મુંબઈના દોરાના વેપારીઓ રૂ. ૨,૫૦૧ ગાંધીજીને લડતમાં ભેટ આપવા આવી ગયા.

અહીં સુણાવ રાષ્ટ્રીય શાળાના શિક્ષકો અને વિદ્યાર્થીઓ ગાંધીજીના આશીર્વાદ લેવા આવ્યા. સુણાવના શિક્ષકો અને વિદ્યાર્થીઓ

આજ પોતાને ખડી ફોજ સમજે છે, અને જ્યારે વડીલના હુકમ છૂટે કે તરત જ મીઠાની લડતમાં ઝંપલાવવા તૈયાર થઈ ગયા છે.

કાઠિયાવાડના સોનગઢ ગુરુકુળના આચાર્ય પણ ગાંધીજીને અત્રે મળ્યા, અને કયે સમયે ગુરુકુળ બંધ કરી બધા બ્રહ્મચારીઓ અને અધ્યાપકો લડતમાં હોમાઈ જાય તેની નીતિ સમજીને ગયા.

બોરિયાવીમાં જ અમારો કબજો ચરોતર કેળવણીમંડળે લીધો. ભાઈ ભીખાભાઈ અને નરસિંહભાઈએ આણંદમાં ગાંધીજીને શાંતિ આપવામાં લેશમાત્ર મણા રાખી નહોતી. આખોયે સંઘ સોસાયટીના મકાનમાં જ ઊતરેલ હોવાથી અને શાળાને રસોડે જમતો હોવાથી વિદ્યાર્થીઓના હમેશના નિત્યકર્મમાં કંઇક અંશે દખલ પહોંચી. પણ આ પ્રસંગને ત્યાંના વિદ્યાર્થીઓએ દખલ ન માનતાં જીવનનો અપૂર્વ લહાવો માન્યો તે જોઈ અમારી સાથેના નાના વિદ્યાર્થીઓ ભારે રાજી થયા. મૌનવારે સોસાયટીએ શાળાનું હમેશ મુજબ કામ ન ચલાવતાં વિદ્યાર્થીઓ અને શિક્ષકો સંઘના નિકટ પરિચયમાં આવી લડતની ખૂબી અને મહત્ત્વ સમજ્યા. અવસર આવે સોસાયટીના અધ્યાપકો અને શિક્ષકો પાછી પાની નહિ કરે, એટલું જ નહિ પણ લડતમાં આગેવાનીભરેલો સક્રિય ભાગ લેશે, અને જરૂર જણાયે આખી સોસાયટીને લડતમાં ખપાવી દેશે એવી શ્રી. ભીખાભાઈએ ગાંધીજીને વિદાય આપતાંઆપતાં ખાતરી આપી હતી.

આણંદથી અમે નાપા પહોંચ્યા. અહીં અમારો ઉતારો મહાદેવજીના મંદિરમાં, ધર્મશાળામાં કે અંગ્રેજી શાળામાં હતો તે ઝટ સમજાયું નહિ. કારણ કે જે મકાનમાં અમે ઊતર્યા હતા તે મકાનના ત્રણે ઉપયોગ થતા હતા.

નાપા એ બોરસદ તાલુકાનું પ્રથમ ગામ. આણંદમાં લડતની ફિલસૂફી આચાર્યને શોભે તેવી રીતે ગાંધીજી સમજાવી ચૂક્યા હતા, હવે બોરસદમાં જ્યાં સરદારને પકડવામાં આવ્યા હતા ત્યાં તો ગાંધીજીએ ક્ષત્રિય લડવૈયાને છાજે એવી વીરવાણીના ઘોષ સંભળાવી, તાલુકાનું વાતાવરણ બેઠા બળવાલાયક બનાવી દીધું.

નાપાથી બોરસદ જતાંની સાથે ગાંધીજીને પકડવાની ચારેકોરથી જોસબંધ બૂમ ચાલી રહી હતી. તેમની પાસેથી કેટલાક છેવટનો સંદેશો માગવા ગયા ત્યારે તેમણે કહી દીધું: 'મારે હવે સંદેશો આપવાપણું જ રહેતું નથી. રાજદ્રોહ કરવો એ દરેકનો ધર્મ છે એ જ મારો છેલ્લો સંદેશો મેં નાપાના ભાષણમાં આપી દીધો છે એમ સમજો.'

પણ બોરસદમાંયે કશું ન થયું. અને સરકારની મદદ લેતી સાર્વજનિક હાઇસ્કૂલમાં ગાંધીજી ઊતર્યા ત્યાં પટેલોનાં થોકબંધ રાજીનામાં ગાંધીજીને ચરણે પડ્યાં. ગાંધીજીએ નાપામાં જે ભાષણ સૂત્રરૂપે કર્યું હતું તેને જ વધારે ખીલવી, પૂર્ણ સ્વરાજ્યપ્રાપ્તિ માટે બોરસદનો શો ધર્મ છે તે સમજાવ્યું.

બોરસદથી રાસ પહોંચ્યા. રાસમાં તો મુખી, મતાદારો અને તમામ રાવણિયાઓએ રાજીનામાં આપ્યાં, એટલું જ નહિ પણ રાસમાં રહેતા એક કલાલ ભાઈ, જેમણે સરોલમાં દારૂપીઠાનો ઈજારો રાખ્યો હતો તેમણે દારૂનો ધંધો કદી ન કરવાની પ્રતિજ્ઞા લીધી. એક શીખ ભાઈ તો સરદાર પકડાયા તે જ દહાડે રેલગાડીની નોકરી છોડી રાષ્ટ્રીય સૈનિકમાં જોડાઇ ગયા છે, અને એકલા રાસમાંથી ૫૦૦ ભાઈ બહેનોએ સૈનિકો તરીકે જોડાવા નામ આપી દીધાં. આમ રાસ પોતાનો હિસાબ આપી રહ્યું હતું, ત્યાં ગાંધીજીના જવાથી પ્રજામાં વધારે જોસ આવેલ છે, અને સરકારી અમલદારોનો સામાજિક બહિષ્કાર તીવ્ર વેગથી થવા લાગ્યો છે. રાસથી ધારાળાના—ગરાસિયાના—ગામ ગોરવા થઇને કંકાપુરમાં જ્યાં રવિશંકરભાઈએ કામ કરીને લોકોનાં મન જીતી લીધાં છે ત્યાં ગયા. રસ્તામાં એકસોપાંચ વરસની ડોસીએ ગાંધીજીને શ્રીફળ ધરાવી આશીર્વાદ આપ્યા: 'મહાત્માજી, સ્વરાજ લઇને વહેલા આવજો.'

કંકાપુરમાં આ કૂચ ગાંધીજીને મન ધર્મયાત્રા સમાન છે એ સમજાવ્યું. અમે રાતના બાર વાગે મહીસાગરમાં હોડીમાં બેસી, દોઢમાઈલ પાણી ડોળી અને દોઢમાઈલ કાંડાબૂડ કાદવ ખૂંદી મહીને પેલે પાર પહોંચ્યા.

મહીસાગર ઓળંગતા અમને શ્રમ તો સારી રીતે લાગ્યો. પણ રાષ્ટ્રપતિ બે રાતના ઉજાગરા કરી ઠેઠ અમદાવાદથી મોટરમાં બેસી અને ઓટ થઈ જવાથી અમારા કરતાં વધારે કાદવ ખૂંદી પાંચ વાગે પેલેપાર અમને આવી મળ્યા ત્યારે અમે અમારો શ્રમ ભૂલી ગયા, અને રાષ્ટ્રપતિ ખરેખર ખડતલ નવજુવાન છે એમ દરેકનું મન સાક્ષી પૂરવા લાગ્યું.

કંકાપુર એ બોરસદ તાલુકાનું અને ખેડા જિલ્લાનું છેલ્લું ગામ. મહી નદીથી જ ખેડા અને ભરૂચ જિલ્લાની હદ અંકાય છે.

કારેલી, ગજેરા, અણખી, જંબુસર, આમોદ, બુવા, ત્રાલસા અને દેરોલ ગામડાંમાં ફરી અમે ભરૂચ આવી ગયા છીએ.

ભરૂચ જિલ્લામાં પણ ખેડા જિલ્લા જેટલાં જ બલકે તેથી વધારે પટેલોનાં રાજીનામાં આવ્યાં છે. ભરૂચ જિલ્લાનાં ૪૦૦ ગામમાંથી ઓછામાં ઓછાં ૧૫૦ ગામનાં રાજીનામાં તો ડૉ. ચંદુભાઈના હાથમાં છે.

ભરૂચ જિલ્લાનાં ગામડાંમાં મુસલમાન ભાઈઓની વસ્તી સારા પ્રમાણમાં છે, અને જ્યાં જ્યાં અમે ગયા ત્યાં ત્યાં મુસલમાન ભાઈઓએ પણ હિંદુઓની સાથે રહી નાણાંની થેલી ભેટ કરવામાં તેમજ સરભરા કરવામાં મદદ કરી છે.

આ પખવાડિયામાં જુદેજુદે સ્થળોએ ગાંધીજીએ જે પ્રવચનો કર્યાં હતાં તેમાંથી કેટલાક ફકરા વાચકને દિશાસૂચક થશે તેમ ધારી ‘ સ્વરાજગીતા ’ માં આપ્યા છે.

# ભરૂચનું ભાષણ

ચંદુભાઈએ આશીર્વાદ માગ્યા છે, પણ હું આશીર્વાદ આપનાર કોણ? હું તો આશીર્વાદ લેવા નીકળેલો છું. ગામેગામ ફરતાં જે આશીર્વાદ મેળવી રહ્યો છું તેનો દાંડી પહોંચી જાઉં ત્યાં સુધીમાં આશા છે કે એટલો મોટો પહાડ થઈ જશે કે ગમે તેવી રાક્ષસી સલ્તનત પણ તેને પ્રતાપે ટાઢીબોળ થઇ જાય.

૧૯૨૧ માં શાળાનો અસહકાર કરનાર એક મુસ્લિમ નવજુવાનનો હમણાં જ મને પત્ર મળ્યો છે. તેમાં તેણે બે પ્રશ્નો પૂછ્યા છે, તે મેં ગોખી રાખ્યા છે.

પહેલો પ્રશ્ન આ છે: 'શું તમે એમ માનો છો કે તમે એકલા જઈને સ્વરાજ લઈ લેશો? કે શું તમારા હિંદુ ભાઈઓના બળે જ જે કંઈ કરવાનું છે તે કરી લેશો?'

એવી આશા મેં કલ્પનામાં કે સ્વપ્નામાં પણ રાખી નથી કે મારા એકલાના બળથી કે હિંદુના બળથી સ્વરાજ મેળવીશ. મને તો મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યહૂદી બધાના બળની ગરજ છે. પણ તે બધાનું બળ મળે તોયે જો એક બળ ન હોય તો સ્વરાજ ન મળે. એ બળ ઈશ્વરનું છે. તે બળ વિના બીજું બધું ફોકટ છે; અને તે હોય તો બીજા કોઈનો ખપ નથી.

હું જે આશીર્વાદ તમારી પાસેથી ભીખી રહ્યો છું તેમાં ક્યાંક ક્યાંક ઈશ્વરનો નાદ જોઈ શકું છું. માણસના જીવનની અંદર એવો પ્રસંગ પણ આવે કે જ્યારે આખું જગત તેને થૂકતું હોય તે વખતે પણ ઈશ્વરનો નાદ તે સાંભળી શકે, પણ આજ એવો અવસર નથી. આજ તો હિંદુસ્તાન ૧૦ વરસ થયાં જેને ઝંખે છે તે સ્વરાજ્યપ્રાપ્તિ માટે તું સવિનય ભંગ કેમ કરતો નથી તેમ પ્રજા પોકારી રહેલ હતી. કેટલાક ગાળો પણ દેતા. કેટલાક મિત્રો પ્રેમથી લાલ આંખો પણ કરતા, અને કહેતા તું પ્રગતિને રોકી રહ્યો છે. તું કહે કે સવિનય ભંગ થાઓ તો સ્વરાજ આજે આવી જાય વાત સાચી છે. હું

રોકી રહ્યો હતો, કારણ મને આત્મવિશ્વાસ નહોતો. મને ક્યાંયથી ઇશ્વરનો નાદ નહોતો મળતો. હૃદયની ઘડિયાળના ભણકારા નહોતો સાંભળતો.

લાહોરમાં જ એક ગોરા ખબરપત્રીને મેં તેના પ્રશ્નનો જવાબ આપતાં કહ્યું હતું કે હિંદુસ્તાનની આબોહવામાં–હિંદુસ્તાનની દૃષ્ટિમર્યાદામાં સવિનય ભંગ કરવાનો વખત આવ્યો છે એવું એક પણ આજે ચિહ્ન જોતો નથી. ત્યારે વખત એકાએક કેમ આવી પડયો?

આખું હિંદુસ્તાન કહે કે આ વખત નથી. અંગ્રેજો પણ કહે છે, કેટલાક હિંદી ભાઈઓય કહે છે કે આ વખત નથી; પણ મને વિશ્વાસ આવી ગયો છે કે આ જ વખત છે. અને જો આ વખત ન હોય તો બીજો કોઈ વખત નથી આવવાનો. આજે મારે આમાંથી કાં તો ખસી જવું જોઇએ, અથવા જેટલી મારી શકિત છે તેનો ઉપયોગ કરી લેવો જોઇએ.

તેથી જ હું આજે હિંદુ અને મુસલમાન પાસેથી, આ ધોળી દાઢી પાસેથી ( અબ્બાસ તૈયબજી ) ને કુમારિકા પાસેથી પણ હાથ જોડી મદદ માગું છું. આ લડતમાં તો નાની છોકરીઓ પણ કામમાં આવી શકે છે. છોકરીઓના કાગળો મારી પાસે આવ્યાં જ કરે છે કે તમે અમને સાથે કેમ નથી લઈ જતા ? સાથે લીધાં હોત તો તમારી અમે લાકડી પણ બનત અને મીઠું બનાવતાં બનાવતાં જેલમાં પણ જાત.

આમ મુસલમાન યુવકના પ્રશ્નનો જવાબ આપતાં તમને અને તમારે નિમિત્તે હિંદને અને આખા જગતને જવાબ આપી દીધો.

મને તો બધાની, અંગ્રેજની, પૂર્વ અને પશ્ચિમના માણસોની મદદની જરૂર છે.

સત્યાગ્રહીમાં પોતાની ,મેળે ચાલવાની શક્તિ જ હોતી નથી. સત્યાગ્રહ જગતની લાગણી ઉશ્કેરીને જ ચાલી શકે છે. ઇશ્વરના આશીર્વાદ હોય તો જ તે ચાલી શકે. તે ન હોય તો સત્યાગ્રહ લૂલો, પાંગળો અને આંધળો છે.

૧૯૨૧ થી હું બે શબ્દો કહેતો આવ્યો છું: પાકીઝગી અને કુરબાની, આત્મશુદ્ધિ અને બલિદાન. એ વગર સત્યાગ્રહનો જય ન થાય. કેમકે તે વિના ઈશ્વર સાથે હોય જ નહિ.

જ્યાં જગત કુરબાની જુએ છે. ત્યાં ઢળી જાય છે. કુરબાની જગતને વહાલી લાગે છે.

જગત, કુરબાની સારા માટે છે કે નઠારા માટે છે તે જોતું નથી. પણ ઈશ્વર કંઈ આંધળો નથી. એ તો કુરબાનીની પણ પરીક્ષા કરે છે. કુરબાનીમાં મેલ કે સ્વાર્થ છે કે નહિ તેનો હિસાબ તેના ચોપડામાં રહે છે. તેથી કુરબાની સાથે આત્મશુદ્ધિ ન હોય તો મારા જેવો થરથરી જાય.

રિહાનાબહેને હમણાં જ ગાયું, 'જો જાગત હૈ સો પાવત હૈ' એ પ્રમાણે જો હું જાગૃત રહીશ તો જ મેળવી શકીશ, તે પણ (નહિકાં) હું નહિ મેળવી શકું; પણ ઈશ્વરે મને–તેના બંદાને માત્ર તેના ભાજનરૂપે વાપર્યો હશે, એથી વધારે કંઇ જ નહિ.

આ તો મુસલમાન ભાઈએ પૂછ્યું. કોઇ પારસીએ પણ પૂછ્યું હોત: 'અમે તો મૂઠીભર લાખ પારસી છીએ. તે બધાને નર્મદામાં નાખી સ્વરાજ લેવાનો છે?' તો તેને પણ કહું કે પારસીઓની મદદ ન મળે તોય હું સ્વરાજ ન લઈ શકું. પારસીઓને સાથે આવ્યે જ છૂટકો છે. મુસલમાન પણ આવવાના છે. એમની દુઆ તો રોજ મને મળી રહી છે. કૂચ શરૂ થઈ ત્યારથી મુસલમાનની આંખમાં અમી જોઉં છું, અને તેમણે મોઢે પણ કહ્યું છે કે તારી ફતેહ છે; તારું તો ભલું જ છે. મુસલમાન ભાઈઓએ અને ભરૂચ જિલ્લાના મનુબરના વહોરા ભાઈઓએ લડત માટે રૂપિયા પણ મોકલ્યા છે.

છતાં મારે કબૂલ કરવું જોઈએ કે જે પોતાના ખીસાની અંદર રાખી મને ફેરવતા હતા તે મૌલાના શૌકતઅલીનો આજે મને સાથ નથી, તે મને ઓછું સાલતું નથી. હું તો જાણું છું કે એ મારા સગા ભાઈ જેવા જ છે. એમને વિષે મેં સ્વપ્નામાંય બીજો ખ્યાલ કર્યો નથી. એટલે એમનો વિરોધ ક્યાં સુધી ટકશે? આજ નહિ તો કાલે તેમને જોડાયે જ છૂટકો છે. એટલે હું નિર્ભય છું. જો હું

સાચો હોઈશ તો એ બે ભાઈઓ જે મને આજ સુધી ખીસામાં રાખતા હતા તેમને હું હવે ખીસામાં રાખીશ.

આ લડતમાં મને અંગ્રેજ ભાઈઓની મદદની પણ જરૂર છે. વાઈસરૉયને રજિસ્ટરથી કાગળ મોકલી શકતો હતો, પણ એમ ન કરતાં મેં એ પત્ર પહોંચાડવા અંગ્રેજને મોકલ્યો. મારું માન વધારવા માટે એ પત્ર પહોંચાડવા અંગ્રેજને મોકલ્યો એવો મૂરખ મને કોઈ ન માનશે. હું તો એક અંગ્રેજને મોકલી પાછો વધારે બંધાઈ જવા માગતો હતો, અને મારા ઉપર બોજો વધારવા માગતો હતો. મારા મનમાં કોઈ અંગ્રેજ પ્રત્યે દ્વેષ નથી, પણ એ રાજ્ય પ્રત્યે દ્વેષ છે. અને હવે મને લાગે છે કે અંગ્રેજ રાજ્યને ભાંગવા સારું જ હું જન્મેલો છું. પણ એક પણ અંગ્રેજનો વાંકો વાળ થાય તો મારા સગા ભાઈને દુ:ખ થયા સમાન મને લાગે, મારા હૃદયમાં અંગ્રેજ વિષે દોસ્તી જ રહેલી છે. તેમને હું કહું છું કે તમારી પ્રજા અમારા દેશને પાયમાલ કરી રહી છે, પણ તમે હજુ કેમ સમજતા નથી? આ રાજનીતિનો નાશ કરવો છે. પછી તે ભલે પીલી નાંખે, દરિયામાં ડુબાડે, ગમે તે કરે. પણ મનની વસ્તુ કહેવાના છીએ.

બીજો પ્રશ્ન આ છે: 'સ્વરાજ મળ્યે તમે મુસલમાનને કેટલા હક, કેટલી બેઠક આપવાના છો?' એનો ઉત્તર હું શું આપી શકું! મને જો કોઈ વાઈસરૉય નીમે તો હું તો મુસલમાનને જેટલી બેઠક જોઈએ તેટલી લઇ જાવ એમ કહું. મુસલમાન, પારસી, ખ્રિસ્તીને જેટલું જોઈએ તેટલું તે ભલે પહેલાં લઈ લે, અને પછી હિંદુ. પણ સનાતની હિંદુ મને વાઈસરૉય થવા જ ન દે. સાચી વાત એ છે કે આ બધો હિસાબ મારાથી ન થઈ શકે. આટલું બસ થવું જોઇએ કે મહાસભા બંધાઈ ગઈ છે, તેથી એક રીતે હું પણ બંધાઈ ગયો છું, મહાસભાએ ઠરાવ કર્યો છે કે એક પણ કોમને જ્યાં સુધી સંતોષ ન મળે ત્યાં સુધી કોમી પ્રશ્નને ઉકેલવાનું કામ મહાસભા હાથમાં નહિ લે. મહાસભાએ આ રીતે પોતાના હાથ ધોઈ નાખ્યા છે. તેની પાસે હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યહૂદી બધા—પછી ભલે

તે મંદિર, મસ્જિદ, અગિયારી કે દેવળમાં જતા હોય તોપણ—એક જ હિંદુસ્તાની છે; મહાસભાના મંડપમાં બધા હિન્દુસ્તાની છે.

જે ઠરાવથી સર્વ કોમને સંતોષ નહિ થાય એ ઠરાવને ગમે તેવી સીલ લાગી હશે તોપણ મહાસભા મંજૂર રાખવાની નથી.

આથી વધારે શો ખુલાસો મહાસભા કરી શકે ? સવિનય ભંગમાં તો સ્વરાજ્યની શક્તિ મેળવવાની વાત છે. પણ સ્વરાજ લેતી વખતે તો બધાની સહી જોઈએ. બધી કોમો રાજી થાય ત્યારે સ્વરાજ્ય મળે. એથી વધારે કઈ રીતે કોને સંતોષ આપી શકાય ?

પણ સ્વરાજ મળે તે પહેલાં ભરૂચે ગરીબોને સારુ શું કરવું જોઈએ ? ઓછામાં ઓછું ભરૂચ નિમકહરામ તો ન થાય. જે હિન્દુ-મુસલમાન બે કે ચાર આનાના મીઠા પર સવા રૂપિયાનો કર ભરે છે તે બધા નિમકહરામ છે એમ હું માનું છું. આટલા દિવસ સુધી આપણે આ કર સહન કર્યો તે આપણી મૂર્ખાઈ હતી, હિન્દ પ્રત્યે બેવફાઈ હતી અને ગરીબો પ્રત્યે નિમકહરામી હતી.

છ કરોડ રૂપિયાનો મીઠાનો કર કઢાવી નાખવાની લડત કોને નથી ગમતી ? કંગાલ મુસલમાનને નિમક ન મળે તેથી તેને કેટલી હાય પડતી હશે ! આ કર કઢાવવા માટે એવો કયો હિન્દી હશે કે જે લડાઇ માં જોડાયા વિના રહે ?

આ લડત ઈશ્વરને નામે ચાલે છે. આ લડાઈ મિસ્કીનને સારુ છે, તવંગરને માટે નથી. અને મિસ્કીનની લડાઈથી કોણ દૂર રહેવાનું છે ?

સવાલોના જવાબ મેં આપી દીધા. ચંદુભાઈએ મૂર્છાઈ મારીને કહ્યું કે ભરૂચ જિલ્લો આ લડતમાં વધારેમાં વધારે ફાળો આપશે અને પ્રાણ જશે પણ લોકોની સેવા કરવાનું તેઓ ચૂકશે નહિ. મારી આશા છે કે ભાઈ ચંદુભાઈની અહીં આવેલાં ભાઈબહેનો આશા બર આણશે. અહીં આવેલાં ભાઈબહેનો બધાં પોતાનું નામ નોંધાવશે તો ભાઇ ચંદુ-ભાઈનું પેટ ભરાઈ જશે, અને મને તો માગ્યા કરતાં વધારે મળ્યું માનીશ.

જે ઈશ્વરને નામે કહેવાનો આરંભ કર્યો તે ઈશ્વરને નામે પ્રાર્થના કરું છું કે મારું કહેલું સમજવાની અને તે પ્રમાણે આચરવાની તે તમને શક્તિ આપો.

# સત્યાગ્રહીની રોજનિશી

( ૨ )

આ રોજનિશી ભરૂચથી શરૂ કરશું.

ભરૂચ જિલ્લામાં તો કારેલી, માંગરોળ અને શાયમા જેવાં અઢીસો ત્રણસો માણસની વસ્તીવાળાં નાનાંનાનાં ગામોમાં જ્યાં પ્રથમ કોઈ કાર્યકર્તા પણ ન પહોંચ્યા હોય ત્યાં મુકામ નાખ્યા હતા. ભરૂચ જિલ્લામાં રાષ્ટ્રીય કાર્યકર્તા પ્રમાણમાં ઓછા છે તેમજ એ જિલ્લામાં ખેડા કે સુરત જિલ્લાની માફક કોઈ તાલુકામાં રાષ્ટ્રીય આશ્રમો, છાવણીઓ, ખાદીમથકો કે અંત્યજ આશ્રમો સ્થપાયેલાં નથી, તેથી ભરૂચ જિલ્લામાં રાષ્ટ્રજાગૃતિનું પ્રમાણ ગામડાંમાં ઓછું દેખાય એ સ્વાભાવિક છે.

પણ ૧૯૨૧માં ડૉ. ચંદુલાલે સર્વસ્વનો ત્યાગ કરી ફકીરી લીધી. અધ્યાપક છોટુભાઈ પુરાણીએ પોતાની પ્રવૃત્તિનું મુખ્ય મથક ભરૂચ બનાવ્યું, અને ભરૂચ કેળવણી મંડળ સ્થપાયું. ત્યારથી પછાત ગણાતો ભરૂચ જિલ્લો પણ રાષ્ટ્રીય ચળવળમાં પોતાનો અદનો હિસ્સો આપવામાં પાછો હઠતો નથી.

ભરૂચનું સેવાશ્રમ જોઈ દરેક રાષ્ટ્રીય કાર્યકર્તાની છાતી ફુલ્યા વિના ન રહે. આજે આ સેવાશ્રમ આંખ અને દાંતના રોગોથી પીડાતા હજારો ગરીબ માણસોની આંતરડી ઠારે છે. પણ કુમ્મિલ્લાના અભયાશ્રમમાં જેમ રેંટિયાને કેન્દ્રસ્થાને રાખી તેની આસપાસ દવાખાનાની અને બીજી પ્રવૃત્તિઓની રચના થઈ છે, તેમ આ આશ્રમને વિષે ન કહી શકાય. ભરૂચ કેળવણી મંડળ દ્વારા ચાલતી મોટી હાઈસ્કૂલ સિદ્ધાન્તને ખાતર બંધ થઇ છે. અને લાહોરમાં તેમજ વડોદરામાં સેંકડો વિદ્યાર્થીઓનાં મન ચોરી લેનાર છોટુભાઈ પાસે પોતાની

શાળામાં–સેવાશ્રમમાં પૂરતા વિદ્યાર્થીઓ નથી. પણ આજે તો આખો જિલ્લો છોટુભાઈ માટે નિશાળ થઈ પડ્યો છે, અને જે વીસ-પચીસ બાળકો છોટુભાઈને વળગી રહ્યા છે તેમના તો છોટુભાઈ પિતા થઈ રહ્યા છે.

સેવાશ્રમને તો ભરૂચની બહેનોએ કબજે લઈ તેને પોતાનું કરી મૂક્યું હતું. અમારા સંઘ માટે રસોઇ કરવા, અમને પીરસવા જે માતાઓ અને ભગિનીઓ પોતાને ઘેર રસોઈયા રાખતાં હતાં તેઓ પણ સ્વયંસેવિકાઓ તરીકે કામ કરવા હાજર થઈ ગયેલ હતાં. આવી પચાસેક સ્વયંસેવિકાઓનો સેવાભાવ જોઈ અમારામાંના ઘણા સૈનિકો શરમાઈ જતા, અને આ સેવાને અમે ક્યાં લાયક છીએ એવા વિચારવિમાસણમાં પડી જતા હતા.

ભરૂચ જિલ્લામાં જ્યાં જ્યાં ગાંધીજી ફર્યા ત્યાં ત્યાં ગાંધીજીએ ખાદી ઉત્પન્ન કરવા માટે અને તેના પ્રચાર માટે ખાસ ભાર મૂકયો હતો.

ભરૂચ જિલ્લામાં અમારે ઘણોખરો પ્રવાસ ખેતરો ચીરીને કરવાનો હતો, અને રસ્તામાં માઇલોના માઇલો સુધી કપાસના વાવેતર સિવાય બીજું કશું જોવામાં આવતું નહિ.

પણ આ કપાસના ધામ ભરૂચ જિલ્લામાં રેંટિયાનું નામનિશાન ન હોવાથી ગાંધીજીને ભારે વ્યથા થતી હતી. ભરૂચ જિલ્લાના પ્રવાસને અંતે ડૅા. ચંદુભાઈ ગાંધીજીની વેદના કળી શકયા, અને તેમણે ગાંધીજીનો રેંટિયો માંગી લીધો અને સેવાશ્રમમાં રહે ત્યાં સુધી એક પણ દિવસ સૂતરનો યજ્ઞ કર્યા વિના ન જ રહેવું એવું ભરી સભામાં ચંદુભાઇએ વ્રત લીધું.

સજોદમાં ખેતીવાડીના ગ્રેજ્યુએટ ભાઇ યશવંતરાય જોષી અને હાંસોટમાં ભાઈ બાપાલાલ વૈદ્ય, જેઓ ભરૂચ કેળવણી મંડળની છાયા તળે અનેક રીતે એક વખત આવેલા તેઓ પોતપોતાની

શક્તિ અનુસાર ગામડાંમાં જીવન જીવી ગામડાંને ખરો માર્ગ બતાવી રહ્યા છે.

અંકલેશ્વરમાં પણ છોટાલાલ પોતાથી બનતી સેવા છેલ્લાં દસ વરસથી કરી રહેલ છે, અને પછાત ગણાતી કોળી કોમમાં પણ જાગૃતિ આણી રહ્યા છે.

ખેડા જિલ્લામાં ઘણેખરે સ્થળોએ અમે ગામની ધર્મશાળામાં ઊતર્યા હતા, ત્યારે ભરૂચ જિલ્લામાં ઘણેખરે સ્થળોએ અમે કપાસના જીનમાં ઊતર્યા હતા. કપાસજીનના માલિકોનેય ખાદીની—સ્વરાજની પ્રવૃત્તિ ભાવે છે, તે તેમણે જુદેજુદે સ્થળે આ લડતમાં યથાશક્તિ ફાળો આપી સિદ્ધ કરી બતાવ્યું હતું

ભરૂચ જિલ્લામાં મુસલમાનની ૩૦ ટકા વસ્તી છે. આ ત્રીસે ટકા તળ ભરૂચ બાદ કરીએ તો ચંદુભાઇને આ લડતમાં સાથ આપવા તૈયાર થઇ ગયેલ છે. નાનાંનાનાં ગામડાંમાં જે મુસલમાન ભાઈઓ અમને મળ્યા હતા તે પરથી એ દેખાઈ આવતું.

જ્યાં માણસોની ગીર્દી અને અવાજ વધારે થાય છે ત્યાં ગાંધીજી માથું ધરતી સામું રાખી ઝપાટાબંધ ચાલ્યા જ જાય છે એમ ભરૂચમાં પણ શ્રી. સરોજિની નાયડુના હાથ પકડી વેગબંધ ચાલ્યા ગયા.

આ સરઘસમાં આશ્રમના શુભેચ્છક અને લડતમાં જોડાવા અત્યંત ઉત્સુક વયોવૃદ્ધ અમદાવાદના શેઠ પૂંજાભાઈ પણ જોડાયા હતા. ધક્કાધક્કીમાં તેઓ ગબડી પડયા, એકબે માણસ તેમના પરથી ચાલ્યા ગયા. ત્યાં તો અમારા સંઘના અંત્યજ સૈનિકની તેમના પર નજર પડી, અને તેમને ઉપાડી ઉગારી લીધા.

નર્મદા ઓળંગવા માટે ગાંધીજી મછવામાં બેઠા, ત્યારે હજારો માણસો નર્મદાતટે ભેગા થયા હતા. એ દર્શન ભવ્ય હતું. પણ તેના કરતાંયે વધારે ભવ્ય અને હૃદયદ્રાવક દૃશ્ય તો બેચાર પારસી અને દસ્તૂર કુટુંબો ગળગળાં થઈને હોડીને હાથ ઝાલી ઊભાં હતાં તે હતું.

ખેડા જિલ્લામાં ગામેગામ લડતમાં પૈસાની મદદ મળ્યા જ કરતી હતી, તે પૈસાની થેલીઓ ભરૂચ જિલ્લામાં દુષ્કાળ ઉપરાછાપરી પડયા કરતો હોવાથી અને થેલી ગામવાર આપવાની યોજના પહેલેથી વિચારી ન રાખેલ હોવાથી ઓછી દેખાઈ હતી. પણ સુરત જિલ્લામાં તો પૈસાનો વરસાદ વરસ્યો હોય ને એવો દરેક સભાને અંતે દેખાવ થઈ રહે છે. ઘરડી આંધળી ડોસીઓ, યુવતીઓ, બાળાઓ, યુવકો અને ડોસાઓ ગાંધીજીને ચરણસ્પર્શ કરી સૂતરના હાર પહેરાવી ભેટ ધરવા માટે પડાપડી કરે છે.

આ લડત આત્મશુદ્ધિની છે એમ શેઠિયા, વ્યસનીઓ પણ સમજી ગયા છે. એક બહેને લડતનું રહસ્ય સમજી બજર સૂંઘવાની ટેવ છોડી અને એ કુટેવ કાઢી નાંખવા માટે ગાંધીજીને બજરની ચાંદીની પેટી અને ૨૦૦ રૂપિયા મોકલ્યા.

સુરતમાં જુગારીએ જુગટું કાયમનું છોડવાનો નિશ્ચય કર્યો, અને તેની યાદગીરીમાં પોતાનું સોનાનું ઘડિયાળ અને હાર ગાંધીજીને ભેટ કર્યાં.

દાંડી અમે પહોંચ્યા નથી તે પહેલાં આ લડતના સેંકડો શુભેચ્છકો દાંડીની જાત્રા કરી આવ્યા છે. અને એ રાષ્ટ્રીય સપ્તાહમાં જગતે અત્યારસુધી ન જોયેલ અહિંસક યુદ્ધના મોરચા નંખાશે, ત્યારે દૂર ઊભી તમાસો જોનાર પણ હજારો માણસો ત્યાં ઊતરી આવશે. આ યાત્રીઓ માટે, અમારા માટે આજે ત્યાં પાણીની પૂરતી સગવડ નથી એટલા માટે શેઠિયાઓએ આજથી સુરત જિલ્લા સમિતિને પંદરસો રૂપિયા આપી રાખ્યા છે. પણ આગ લાગે કે તરત જ કૂવો ખોદાતો નથી, તેમ રૂપિયા મળે પણ પાણીની રેલછેલ દાંડીમાં થવાની નથી. એ વાચક સમજી તો ગયા હશે.

અમારો સંઘ રેલવે સ્ટેશનની આસપાસ પહોંચે કે તરત જ સેંકડો શહેરી માણસોનાં ટોળાં અમારી કૂચની આસપાસ ફરી વળતાં

દેખાય છે. જેમ ભરૂચ જિલ્લામાં જંબુસર, આમોદ, ભરૂચ અને અંકલેશ્વરમાં ગુજરાતનાં શહેરોના અને મુંબાઈના શેઠિયાઓ એકઠા થઈ ગયા હતા તેમ સુરત જિલ્લામાં પણ સાંધિયેર, દેલાડ અને સુરતમાં હજારોની સંખ્યામાં મધ્યમ વર્ગના તેમજ તવંગર શેઠિયાઓ ઊતરી પડ્યા હતા. આજે તો તેઓ ગાંધીજી પ્રત્યેનો પૂજ્યભાવ દર્શાવવા અને લડત પ્રત્યે પૈસાની સહાનુભૂતિ દાખવવા ભેગા થાય છે.

સુરત જિલ્લાના અનુભવો અન્ય સ્થળે આપ્યા છે, પણ એક વસ્તુની નોંધ અહીં લેવી જ જોઇએ.

ભટગામ છોડ્યા પછી સંઘની રહેણીકરણીમાં અને ગામડાંના સત્કારમાં સારી પેઠે ફેરફાર પડી ગયો છે. જ્યાં પ્રથમ કિટસન લાઇટ લઇને મજૂર અમારી આગળ ચાલતો ત્યાં હવે મસાલો લઈ ઓરપાડ તાલુકામાં શ્રી. કનૈયાલાલભાઈ અને ચોર્યાસી તાલુકામાં શ્રી. કુંવરજીભાઈ અને કલ્યાણજીભાઈ ચાલે છે. સ્વયંસેવિકા તરીકે મસાલચીનો લહાવો કોઈકવાર શ્રી. મીઠુબહેન પિટીટ પણ લે છે. જ્યાં પહેલાં સુરત શહેરનાં ટમેટાં અમને ખાવા મળતાં ત્યાં આજે ગામમાં શાક ન થતું હોય કે ન મળતું હોય તો અમારો સંઘ શાક વિના જ ચલાવી લે છે. પ્રથમ રેંટિયા મેળવવા માટે સંઘમાં પડાપડી થતી તે રેંટિયાને અભાવે બંધ થઈ છે. પહેલાં કેટલાક અર્ધા કલાકમાં ૧૬૦ તાર કાંતી લેતા, ત્યારે આજે ૧૬૦ તાર તકલી પર કાઢવા માટે કેટલાક થાકયાપાકયા ઊંઘ અને આરામ ઓછા કરી પાંચ કલાક પણ ગાળે છે.

તકલી પર કાંતવાનો મહાવરો વધતો જાય છે, તેમ કોઇ કોઈ તકલી પર સારો કાબૂ મેળવી શકયા છે. એક ભાઈ તો મૌનવારે ૮૦૦ તાર તકલી પર જ કાંતી શકયા હતા. અને હવે ધામણ જેવા જ્યાં પ્રમાણમાં રેંટિયાપ્રચાર ઠીક થયેલો છે ત્યાં રેંટિયા મળે તોપણ એ ભાઇ તો રેંટિયાને હાથ ન અડાડતાં તકલી જ ચલાવ્યા કરે છે.

આ નવા ફેરફાર મને જલદી પસંદ કરી લીધા, પણ તે પ્રમાણે વર્તવા શરીર જલદી તૈયાર થતું નહિ. આ પ્રેરણા તો શ્રી. ખુરશેદ બહેન પાસેથી અમે જુવાનિયાઓ લઈ શક્યા. શ્રી. ખુરશેદબહેન સાયણ, રસ્તા સાફ કરીને સાંધિયેર આવ્યાં હતાં. સાંધિયેરથી દેલાડ અમારી સાથે ચાલતાં આવ્યાં તો ત્યાં પણ તેઓ તો અંત્યજવાડે પહોંચી ગયાં અને અંત્યજવાડો સાફ કર્યો. તેમનાં સાથી મૃદુલાબહેને ગામનો કૂવો સાફ કર્યો, અને કેમ જાણે થાક જ ન લાગ્યો હોય તેમ ખુરશેદબહેને રાત્રે દેશપરદેશનાં જુદીજુદી ભાષાનાં ગીતો કોઈ પણ સંગીતશાસ્ત્રીને પણ હેરત પમાડે તેવી કળાથી ગાઇને અમને બધાને પ્રેમથી નવરાવ્યા. ખુરશેદબહેન અમારી સાથે ત્રણ દિવસ રહ્યાં, પણ આ ત્રણ દહાડામાં તો ગામમાં અમૂક કામ કરીને અમને ઘણું શીખવી ગયાં.

---

# આત્મનિરીક્ષણ

[ આ લેખ કૂચ દરમિયાન છગનલાલ જોષીએ તા. ૬-૪-૩૦ ના નવજીવનમાં લખેલો ]

અમારી ધર્મયાત્રાની ત્રુટી બતાવનારા કેટલાક ખબરપત્રીઓ અમારી સાથે જ ફરતા હોવાથી અમે એક રીતે તે ઈશ્વરનો અનુગ્રહ માનીએ છીએ. અમારા રજ જેવડા દોષ જગત પહાડ જેવડા માને એ અમને ગમે એવી વાત છે.

વર્તમાનપત્રોમાં અમારા અઢાર સૈનિકો માંદા પડ્યા છે અને પાછળ રહી ગયા છે એવા ખબર આવ્યા હતા. આજે સુરતમાં અમારા ૮૨ સૈનિકોમાંથી એક પણ સૈનિક બીમાર નથી; હા, કેટલાક નાજુક બાંધાના ભાઈઓ જેમને ચાલવાની પ્રથમ ટેવ ન હોવાથી અને રોજ તરેહતરેહનાં પાણી પીવાના હોવાથી અને કેટલીકવાર કાચુંપાકું ખાવાનું હોવાથી સહેજ ઢીલા થયા હતા, પણ તેથી અમારી કૂચમાં લગીરે ભંગાણ થયું હતું એમ કહી શકાય નહિ. બળિયા નીકળવાને કારણે ખાટલાવશ થનાર ભાઈ સુમંગળપ્રકાશ પણ સાજાતાજા થઈ આજે સુરતથી કૂચમાં સામેલ થઈ ગયા છે.

અમે શારીરિક માંદગીથી ઓછા ડરીએ છીએ, પણ માનસિક માંદગી જોતાંની સાથે થરથરી ઊઠીએ છીએ.

ભરૂચમાં અમારા એક સૈનિક, જેઓ પ્રમાણમાં આશ્રમમાં નવા આવેલા છે તેમણે આઇસક્રીમ ખાધું. આ નિયમનો ભંગ થયો છે

તે જાણતાં છતાં તેમણે પોતાનો દોષ છુપાવ્યો, અસત્યને ઢાંકયું. અરસપરસ બોલાચાલીના કારણે એક સૈનિકે રેંટિયા પર રીસ કાઢી, દરિદ્રનારાયણને વિસરી પોતાનો યજ્ઞ ભૂલ્યા, અને આ ભયંકર ભૂલનું ભાન તેમને ન થયું. બીજા સૈનિકે પોતાનું વધેલું દૂધ સરદારને જણાવ્યા વિના બીજા સાથીને આપ્યું; અને આ દૂધ આપવામાં પણ ચોરી છે એમ લાગવાથી છૂપું રાખવા પ્રયત્ન થયો છે એવો શક પેદા થયો. રાત્રે ૧૧ વાગે એક સૈનિક રાનીપરજને રસોડે ખાવા દોડયો, પણ રસોડે પહોંચતાં જ પાછો જાગ્યો. એક ભાઈ પોતાના મિત્ર સાથે જમવા ગયા. આવા નાનાનાના દોષ બેચાર ઉપરાછાપરી બને છે એમ જાણી ગાંધીજી ધવાયા. આવા નાના દોષોમાં સત્ય શું છે, સૈનિકોમાં કેટલે અંશે અસત્ય, ભીરુતા વસ્યાં છે તે જાણવા અને દોષો સુધારવા ગાંધીજીએ ઉજાગરો કરીને પણ કલાકો આપ્યા. સત્યની ખાતરી થયા બાદ જ તેઓ શાંત થયા. આવા નાલાયક અમે ગાંધીજીને પનારે કયાં પડયા છીએ એની વ્યથા હજુ અમારા દિલમાંથી ગઈ નથી. ગાંધીજી આ લડતની શરૂઆત અત્યંત શુદ્ધ બલિદાન આપીને કરવા ઇચ્છે છે. એવા તો શુદ્ધ અમે હજી થયા નથી. 'ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના' એ નિષ્કુળાનંદનું ભજન રોજ યાદ કરીએ છીએ. અમે જાગૃત થયા છીએ. ગાંધીજીએ અમને ચેતવવામાં મણા રાખી નથી. રોજ પ્રાતઃકાળની પ્રાર્થના બાદ અમારો શો ધર્મ છે એ વસ્તુનું સિંચન અનેક રીતે તેમણે અમારા પર કર્યા જ કર્યું છે.

અમારો મેલ આમ ભરૂચ જિલ્લામાં જ બહાર નીકળી આવ્યો હતો. પણ એ બધો હજુ સાફ થયો નહોતો, અને અમે સુરત જિલ્લામાં પહોંચ્યા. સુરત જિલ્લો એ સરદારનો વહાલો જિલ્લો છે, તેમ આશ્રમનો પણ વહાલો જિલ્લો છે. આશ્રમમાં તૈયાર થયેલ ભડ માણસો સુરત જિલ્લાને પોતાનું કાર્યક્ષેત્ર માની ત્યાં બેસી ગયા છે. તેથી એ જિલ્લામાં ગાંધીજી વધારે જાગૃતિની આશા રાખે એમાં શી નવાઈ?

ભરૂચ જિલ્લાના છેલ્લા રાયમા ગામની સરહદ વટાવી સુરત જિલ્લાના પાડોશી ગામમાં પ્રવેશ કર્યો ત્યાં જ સુરત જિલ્લાના કાર્યકર્તાઓની કળા દેખાવા માંડી.

ભરૂચનાં ગામડાંનાં કેટલાંક ફળિયામાંથી પસાર થતાં ફળિયામાં ઘાસ, છાણના પોદળા, અને કચરા ઊડતાં જોયાં હતાં. અહીં તો ગામડાંના સરિયામ રસ્તા અને ઉકરડામાંથી પસાર થતાં રસ્તાએ વાળીચોળી સાફ કરવામાં આવ્યા હતા. કેડીરસ્તા પરના ખાડા પૂરી દેવામાં આવ્યા હતા. રસ્તો મોટો કરવા કપાસના સાંઠીકડાં ખોદી નાખવામાં આવ્યાં હતાં. બાવળ નીચેના કાંટા ઉપાડી લીધા હતા. દળમાં ચાલવું સુગમ પડે તે ખાતર રસ્તે થોડુંથોડું પાણી છાંટયું હતું. અને કીમ નદી ઓળંગવા બેચાર રૂપિયાનું ખર્ચ કરી સો માણસો સપસપ રાતના વિના જોખમે ઊતરી શકે એવો તરાપો પણ બનાવ્યો હતો. રાતના નવ વાગ્યે ગાંધીજીને આશીર્વાદ આપવા સુરતથી બહેનો પણ આવી હતી, ત્યાં શ્રી. મીઠુ બહેન પિટીટ કે ડૉ. સુમંતભાઈની તો વાત જ શી કરવી ?

ઓરપાડ તાલુકાની ભજનમંડળીએ તો એવાં સરસ ભજનો અને ગીતો ગાયાં કે ગુજરાતને સંગીતની કળા જ આવડતી નથી એમ પાંચ વરસ પહેલાં કહેનાર ગાંધીજીને પણ મુક્તકંઠે વખાણ કરવાં પડયાં અને પ્રમાણપત્ર આપવું પડયું.

ગાંધીજીને માટે જંગલમાં કરેલી મઢૂલી પણ કળાનો નમૂનો હતી. દરેકેદરેક વસ્તુમાં પૂર્વવિચાર જણાઈ આવતો હતો. આ બધું જોઈ દિલ ઠરતું હતું.

પણ રાત વીતી ગઈ. વહાણું વાયું. અને એ બધાં પૂર્વવિચાર અને કળા પર કેમ જાણે પાણી ન ફરી ગયું હોય એમ ગાંધીજીને આભાસ થયો.

સુરત જિલ્લાના કાર્યકર્તાઓ ગાંધીજીને ભરૂચ જિલ્લામાં મળી ગયા હતા; સંઘની અને ગાંધીજીની સગવડઅગવડ સમજી ગયા હતા.

ખેડા અને ભરૂચ જિલ્લામાં એક પણ ગામડામાં સવારે પાંચ વાગે દૂધ મળી શકે એવી વ્યવસ્થા નહોતી થઈ શકી. સુરત જિલ્લાનાં ગામડાંમાં આવી વ્યવસ્થા થઈ શકશે એવી ખાતરી ગાંધીજીને કાર્યકર્તાઓએ આપી, એટલે અમે ઉમરાછીમાં ક્રમ મુજબ રાબ ન બનાવી. અમે વખતસર દૂધ ન જોયું ત્યારે જાણ્યું કે દૂધ તો સુરતની ડેરીમાંથી મોટરે આવવાનું છે. સદ્‌ભાગ્યે મોટરના ટાયરમાં વીંધ પડયું ને મોટર ખોટકાઈ. અમે ગોળરોટલા ખાઇ નીકળ્યા.

કૂચ કરતાં ૬ વાગે ગાંધીજીએ સુરતના દૂધની વાત સાંભળી, અને નિસાસો નાંખ્યો, 'હે રા—મ, ગજબને!'

ગાંધીજી મોડા સૂતા હોય તોપણ કામ હોય તો રોજ ત્રણ વાગે ઊઠી જ જાય છે. ત્રણ વાગે ઊઠે તે પહેલા જ જુવારના રોટલાના પટાકા સાંભળીને તે ચોંકયા તો હતા. તેમણે સવારે જાણ્યું કે બીચારી રાનીપરજ બહેનો બે વાગે ઊઠી અમારા માટે તાજાતાજા રોટલા કરવા બેઠી હતી. ભરૂચ જિલ્લામાં જ અમે અનુભવી લીધું હતું કે સવારના નાસ્તા માટે ભાખરી બનાવવી મુશ્કેલ છે, તેથી ભાખરીને બદલે ચણા દાખલ કરી નાખ્યા હતા. રાનીપરજ બહેનોનો ઉજાગરો ગાંધીજીને સાલ્યા જ કરતો હતો.

આ વિચાર મનમાં ઘોળાયા કરતા હતા, અને અમે એરથાણ પહોંચ્યા. ખેડા અને ભરૂચ જિલ્લામાં એક ગામથી બીજે ગામ વિદ્યાપીઠના રેંટિયા લઈ જવામાં ગાડાભાડું વધારે પડતું હતું, અને રેંટિયાપિંજણને નુકસાન પણ સારી રીતે પહોંચતું હતું. આ વાત સુરત જિલ્લાના કાર્યકર્તાઓ સાથે ગાંધીજીએ ચર્ચી. સુરત જિલ્લામાં તો ખાદી અને રેંટિયાપ્રચાર સારા થયેલ હોવાથી ગામેગામ રેંટિયા મળી શકશે એમ સુરતના કાર્યકર્તાઓ પાસેથી ગાંધીજી સમજ્યા. એટલે ભરૂચ જિલ્લામાં વિદ્યાપીઠના રેંટિયા પ્રચારાર્થે મૂકી દીધા હતા. પણ એરથાણમાં તો જોઈએ તો રેંટિયા ન મળે. સાંજે સ્ટેશન પર બારડોલીથી મંગાવેલા રેંટિયા લેવા ગાડું ગયું હતું પણ

પાછું આવ્યું. ‘સવારનું ગાડું પાછું મોકલ્યું છે, હમણાં લઈને આવશે. સ્ટેશને તો રેંટિયા આવી જ ગયા છે.’ દશ વાગે બારડોલી કાર્યાલયના નવાનક્કોર રેંટિયા આવ્યા. ગાંધીજીએ જોયા અને તેમના હૃદયમાં ભારે આઘાત પહોંચ્યો.

આ શું! આમ કેમ છેતરાઈ રહ્યો છું? સંઘનો યજ્ઞ પૂરો કરાવવા માટે આમ દરિદ્રનારાયણને છેતરાય! આવાં અવળાં ખર્ચ કરાય!

ગાંધીજી જમવા બેઠા તો જુએ છે કે તેમને માટે તો કાચનાં વાસણોનો સેટ વસાવવામાં આવ્યો છે; લીલી દ્રાક્ષ અને સંતરાં સુરતથી મંગાવવામાં આવ્યાં છે; અને સૈનિકોને લીલું શાક તો આપવું જોઇએ એમ સમજી સુરતથી ટમેટાં અને દૂધી વેચાતાં લઈ હાજર કર્યાં છે.

આમ પૈસાનો દુરુપયોગ થયા કરે છે એ જોઇ ગાંધીજીનું દિલ તો બળ્યા કરતું હતું. તે જ સાંજથી ગાંધીજીએ આ ધર્મયાત્રામાં લીંબુ સિવાય તમામ લીલાં ફળ, સંતરાં, દ્રાક્ષ છોડયાં. ખજૂર, સૂકી દ્રાક્ષ, લીંબુ અને બકરીનું દૂધ મારે માટે બસ છે, એવો સંકલ્પ કર્યો. અને બારડોલી સરંજામ કાર્યાલયમાંથી મંગાવેલા રેંટિયા સાથે નહિ જ ફેરવવા એવો ઠરાવ થયો. હવે પછી રેંટિયા પર ૧૬૦ તાર કાંતી યજ્ઞ પૂરો કરતા, તે તકલી પર ગમે તેટલો વખત લાગે તોપણ— જો ગામમાંથી રેંટિયો ન મળે તોય—પૂરા કરવાનું નક્કી કર્યું. બસ, ગાંધીજીએ તે દિવસથી દરેક સભામાં તકલી પર કાંતવાનું શરૂ કરી દીધું.

એરથાણથી ભટગામનો રસ્તો બહુ કસૂરો હતો. રસ્તામાં કાંટા-કસ્તર, ખાડાખૂડી ઠીકઠીક હતા. ગાંધીજીને બચાવી લેવા, રાતનો દિવસ કરવા, એ ગામડાના રસ્તા પર બે કિટસન લાઇટ બાજોઠ પર બેસાડી ગરીબ દૂબળાના માથા પર મૂકવામાં આવી હતી.

આટલી ભારે બત્તી ચીંથરેહાલ મજૂર ઊંચકી ગાંધીજીના વેગે કેમ ચાલી શકે ? ગાંધીજીને આવી બત્તીનો આરોગ્યદષ્ટિએ પણ ભારે અણગમો છે. આશ્રમમાં પણ બાળકોએ સંગીતના જલસા વખતે આવી બત્તી વાપરી હતી ત્યારે સારી પેઠે ઝાટકણી કાઢી નાંખી હતી. તેમના મોઢા આગળ ચલાવવા માટે ગામના સ્વયંસેવકો વખતોવખત મજૂરને ટોકયા કરતા હતા. અને ઘોંચપરોણા કર્યા કરતા હતા. તેમની આંખ આગળ થઈ રહેલ આ બેગાર—વેઠ—જોઈ તેઓ અત્યંત ત્રાસી છૂટયા, અને આ ત્રાસમાંથી પોતાને અને પોતાનાને બચાવવા જુવાનીમાં રોજ ૪૦ માઈલ ચાલતા એટલા વેગથી ચાલ્યા. અમે પાછળ રહી જનાર સૈનિકો તો દોડયા તોપણ ગાંધીજીને પકડી પાડયા નહિ.

થોડા વર્ષ પહેલાં ગુજરાતમાં જ ગાંધીજીને જલદી પહોંચાડવા ગાડું હાંકનાર બળદને આર ભોંકતો હતો તે જેમ તેમનાથી જોયું નહોતું જતું, તેમ આ બત્તી ઊંચકવાનો જંગલી દેખાવ જોયો ન જતો.

આવી અંતર અને બાહ્ય વેદનાથી સળગી રહેલા ગાંધીજીના હૃદયમાંથી રામબાણ શબ્દો છૂટી નીકળ્યા: 'મને લાગે છે કે આ હાલતમાં સ્વરાજ આવવાનું નથી. એટલે હું ભાગવાનો છું એમ અર્થ ન કરશો. પ્રતિજ્ઞા લીધી છે તે ફરવાની નથી. સ્વરાજ વિના આશ્રમનું મોઢું જોવાનો નથી. કાગડા કૂતરાને મોતે મરીશ. સ્વરાજ્યની ઝંખના કરતો રઝળી રવડીને મરીશ પણ પાછો ફરવાનો નથી. બહેનો, હું આજે કબૂલ કરૂં છું કે શ્રદ્ધાથી આપેલા તમારા દાનનો હું દુરુપયોગ કરૂં છું હમણાં જ ગવાયેલા ગીતમાં ચાંડાલો વિષે તિરસ્કાર બતાવ્યો છે તેવો હું પણ છું.'

ગાંધીજીના સાથી કહેવરાવવાનું અમને મહાભાગ્ય પ્રાપ્ત થયું છે. પણ તેમના ચરણની રજ થવા જેટલી અમારામાં લાયકાત નથી એમ પળેપળે અમે તો અનુભવી રહ્યા છીએ.

# સ્વરાજગીતા

## (૨)

## ( ધર્મયાત્રા કરતાં ગાંધીજીએ કાઢેલા ઉદ્‌ગારો )

ઉમરાછીમાં એટલે સુરત જિલ્લામાં પ્રવેશ કરતાંની સાથે જ ગાંધીજી ફરી અંતર્મુખ થયા અને આ લડત વાટે તેઓ ઈશ્વરદર્શન શી રીતે કરવા ઈચ્છે છે તે સમજાવ્યું :

### રાક્ષસી રાજમાં રહેનારને મોક્ષ નહિ

૬૧ વર્ષે કૂચ કેવી? જો જવું હોય તો હિમાલયની જાત્રાએ જવું કે મોક્ષ તો મળે પરમેશ્વરનાં દર્શન તો થાય? પણ હું તો ઊલટો ધર્મ શીખ્યો છું. મારે દર્શન તો આમ કૂચ કરીને જ કરવાં છે! તમારાં પણ દર્શન કરી તમને એમાં ભાગ લેવા યાચના કરું છું; કારણ કે જ્યાં સુધી દેશમાં જે રાક્ષસી રાજ છે તેમાં ઊથલપાથલ ન થાય ત્યાં સુધી આપણે બધા તેમાં ભાગીદાર છીએ. એવો ભાગીદાર ઠેઠ ધવલગિરિ સુધી જાય તોય તેને મોક્ષ નહિ મળે, પરમેશ્વરનાં દર્શન તો દોહ્યલાં છે. એ તો ૩૦ કોટિના હૃદયમાં બેઠા છે. ત્યાં જોવા હોય તો એ હૃદયો સાથે ઓતપ્રોત થઈ જવું જોઈએ. એ ત્રીસ કોટીમાં આવી જાય છે. ઉત્કલનાં હાડપિંજરો, હિન્દુ અને મુસલમાન, પારસી, ખ્રિસ્તી, અને શીખ, પુરુષો અને સ્ત્રીઓ બધાં આવી જાય છે. જ્યાં સુધી આ પ્રત્યેક અંગ સાથે ઓતપ્રોત ન થવાય ત્યાં સુધી આપણે આસ્તિક નહિ પણ નાસ્તિક છીએ. એથી મેં વિચાર્યું કે ૬૧ વર્ષે પણ તારે શાન્તિ નથી જ લેવાની. જ્યાં સુધી આ સલ્તનતનો નાશ ન થાય, ત્યાં સુધી તારે આરામ કેવો? આજ સુધી હું મૂંગો હતો. મિત્રોનાં ટોણાં સાંભળતો અને સહેતો. મને ભય હતો કે રખેને લોકો

ઊંધે રસ્તે ચડે? હું કહું છું તે લોકો ન કરે તો? પણ મને લાગ્યું કે હું ડરપોક હતો. મારા હૃદયની આ નબળાઈ હતી. લોકોનો અવિશ્વાસ કરવાનો મને અધિકાર જ શો હતો? × × ×.

## સરકારના બે ટાંટિયા

તમે શાન્તિ જાળવી સરદારને ત્રણ માસ અને ત્રણ અઠવાડિયાં પહેલાં છોડાવવા હોય તો છોડાવી શકો છો. તમારી પાસે હું ૫૦ ટકા મુખીઓનાં નહિ પણ સોએ સો ટકાનાં રાજીનામાં માગું છું. તલાટીઓનાં પણ આવે જ. મુખી અને તલાટી સરકારના બે ટાંટિયા છે. એ ઉપર હિન્દનું રાષ્ટ્રીય શરીર નભે છે. જો એ તૂટે તો આખો માળો કડડભૂસ થઇ ધૂળ ભેગો થાય. × × ×.

## મુખીમતાદારને ચેતવણી

ખબરદાર! ખોટાં રાજીનામાં બાળી નાખજો. તે વિના ચલાવી શકાય એમ છે. કોઈ માને કે પેલો મહાત્મા છે, તપશ્ચર્યા કરી હશે, સરદાર સાથે બેસનારો છે, એટલે બે મહિનામાં આપણે પાછા ગોઠવાઇ જઈશું તો ખત્તા ખાશો. સ્વરાજ એકબે મહિનામાંયે મળે ને જન્મારોયે થાય, સરદારનાં ને મારાં હાડકાં રાખમાં મળે ને સ્વરાજ નયે મળે. પણ હવે તો બહારવટે નીકળ્યા છીએ. અને કંઈ જેવું તેવું બહારવટું છે? જે સલ્તનત ઉપર સૂર્યાસ્ત નથી થતો તેની સામે બહારવટે નીકળ્યા છીએ. પણ એ અસત્યનો પુંજ છે; ગમે તેવો મોટો એ પુંજ કાં ન હો? સત્યની ફૂંકથી એ ઢળી જશે. પણ એવું સત્ય આપણામાં પ્રગટ થાય ત્યારે ને? તેથી આજે, પહેલી રાતે પોકારીને હિસાબ કરી લેવા ઇચ્છું છું, ચેતાવું છું કે અમને દગો ન દેશો. મને દગો દેશો એ સરદારને દગો છે, ભારતમાતાને દગો છે, તમારી જાતને દગો છે. કોઈને તમારાં રાજીનામાંની ભૂખ નથી. ઝપાટામાં કામ ઉકેલાઈ જશે એમ માની રાજીનામાં રખે

આપતા! હવે કદી એ મુખીપણું કે તલાટીપણું પાછું ન જ મળે એમ સમજી રાજીનામાં આપજો. × × ×,

બહેનોએ ગાયું કે 'સ્વરાજ લેવું સહેલ છે,' પણ તે કરી બતાવો ત્યારે. મીઠા માટે આટલી વાત કરી અને રેંટિયાની વાત એકબે લીટીમાં સમજાવું છું. તો એમ ન સમજશો કે સ્વરાજ મીઠાના પહાડમાં છે અને સૂતરના તાંતણામાં નથી. સ્વરાજ તો સૂતરના તાંતણામાં જ છે. કરોડો માણસને સુખી કરવાનું અને શાંત રાખવાનું બીજું એકેય સાધન નથી. બધા મીઠા માટે આવો યા નહિ, પણ ખાદીનો મંત્ર તો ભણ્યા જ કરજો. અને શરાબ? તે પાછળ મીઠુબહેન તો ઘેલી બની છે. એક પારસણ ઘર છોડે અને આપણે હજુ ચડાવ્યે જ જઈએ એ શરમભરેલું છે.

હું અને સરદાર ખાદીના પોકારો પાડીને થાક્યા. આપણે સૂતરને તાંતણે સ્વરાજ એમ પોકારીએ છીએ પણ એ મંત્ર પ્રમાણે આચરતા નથી. તમને ખાદી જાડી અને મોંઘી પડે છે. તમે નાગા દેખાવા ઇચ્છો છો, જ્યારે હું તમને ઢાંકવા ઇચ્છું છું. નાગા રહેવું એ આપણા લોકોનો આજનો ધર્મ છે—એ રાક્ષસી ધર્મ છે. કપડાં તો અંગ ઢાંકવા માટે પહેરવાનાં હોય. પણ તમારે નાગા રહેવું છે તો કપડાં જ શા માટે પહેરો? આ સલ્તનતમાં નાગા રહેવું એ ગુનો નથી ગણાતો. તમે તેમ રહી શકો છો. જો અંગ ઢાંકવા કપડાં પહેરવાનાં હોય તો ખાદી વિના બીજી કઈ સારી વસ્તુ હું તમને આપું? તમે એવી બીજી વસ્તુ કેમ ઇચ્છો છો? તમારી જે માતાઓ, બહેનોને ખાવાનું નથી મળતું તે ઘેર બેઠી કાંતે ને તેનાં કપડાં વણાય તે પહેરતાં તમને શરમ આવે છે? × × ×.

આ સ્વરાજની શરતો રોજરોજ સંભળાવીને હું થાક્યો. હવે એ ઉપરાંત એક ધર્મ રહ્યો છે તે હું પાળી લઉં. મારે તો ધર્મ બતાવવો રહ્યો. હિંદમાં ગમે તે થાય પણ મારે સવિનય ભંગ કરીને

ખપી જવું કે સ્વરાજ મેળવવું એવો મેં નિર્ધાર કર્યો છે તેથી મેં માણસોને નોતર્યા ને હું ચાલી નીકળ્યો. કાલે જીવતો હોઇશ તો તમારા આશીર્વાદ લઈને અહીંથીયે જઈશ. તૈયાર હોય તેમને મારી સાથે આવવા આમંત્રણ આપું છું. બીજા નહિ આવે તે ખાદી પહેરે અને બનાવે. ખાદી ખૂટી ગઈ છે. એનો બનાવનારો હું તો ચાલ્યો. હું બેઠો હોઉં તો ગમે ત્યાંથી લઈ આવી બધાંને પૂરી પાડું. ખાદી કરનારો હું ખાદી કરનારાઓને લઇ ને ચાલ્યો, અને જે કરનારા રહ્યા છે તેમનામાં બધાને પૂરી પાડવાની શક્તિ નથી. એટલે તમારો ખાદી પહેરવાનો અને બનાવવાનો ધર્મ છે. × × ×.

## રાક્ષસી ન્યાય

નિમકના કાયદા જેવો ન્યાય જગતમાં ક્યાંયે સાંભળ્યો નથી. જ્યાં આવો ન્યાય થતો હોય, ત્યાં એવા ન્યાયને હું રાક્ષસી ન્યાય કહું, શયતાની ન્યાય કહું. જે સલ્તનત આવો ન્યાય તોળે તેની સલામી લેવી એ ધર્મ નથી, પણ અધર્મ છે.

જે માણુસ ઈશ્વરની સવારના પહોરમાં પૂજા કરે છે, તે આવી સલ્તનતની બંદગી ન કરી શકે—ન કરવી જોઈએ. અને પ્રાર્થના વખતે કે નિમાજ વખતે ખુદા કે ઇશ્વર પાસે માગવું જોઈએ કે હે ઇશ્વર! આવી શયતાની સલ્તનત—આવું રાક્ષસી રાજ્ય—એનો નાશ થાઓ. એમ નાશ ઇચ્છવો એમાં ધર્મ છે. પછી એમ કરતાં સરકાર આપણને મારી નાંખે તો તે આપણે માટે સારું જ છે.

આ રાજ્યને આજ સુધી રાક્ષસી કહેતો આવ્યો છું તે છતાં હું કબૂલ કરું છું કે હું એમ ઘડીભર પણ નથી માનતો કે આ રાજ્ય પાસે સત્તા કે શક્તિ નથી. એની પાસે લશ્કર છે, દારૂગોળો છે, અને મારા જેવાને એક ચપટીમાં કચરી નાંખી શકે એમ છે. પણ આ સરકાર ઝટપટ એની મર્યાદા મૂકી શકતી નથી. એને જગતની લાજ વળગી છે, મને એ કેમ પકડે? × × ×.

હું તો સ્વપ્નમાંયે અંગ્રેજ, પારસી, મુસલમાન કોઈનું બૂરું ન ઈચ્છું. હું તો બધાનું ભલું ઈચ્છનારો રહ્યો. એટલે મને શું કરે? એની હિંમત નથી ચાલતી. ચાલે તો પકડે. અને મને પકડે તો પણ જેલમાં પડયો પડયો પણ હું પ્રાર્થના કરું કે હે ઈશ્વર! આ સરકારમાં તું હૃદયપલટો કર. અને માણસ-ઈન્સાનને ન છાજે એવી ભાવના એના હૃદયમાં પેદા થયેલી છે તે કાઢ. એટલે જેલમાંયે હું તો એનું ભલું જ ઈચ્છું. હું રાજા કે તેના અમલદારોને મારી નાંખવા ઈચ્છતો નથી, એટલે મારા જેવાને પકડવો ને જેલમાં નાંખવો એ ભારે થઈ પડે. રાજકર્તાઓ ઈચ્છે છે તો મને પકડે, પણ મને પકડતાં તેમને શરમ આવે છે તે માટે તેમને હું ધન્યવાદ આપું છું. પણ હમેશ એમ નથી ચાલવાનું. કોક દિવસ પણ મને પકડે જ એનો છૂટકો છે. અને મને ન પકડે તો થોડા વખતમાં સારું હિંદ ધગી ઊઠવાનું છે. તમે બધાં ભાઈઓ અને બહેનો અત્યારે જેલમાં જવા તો નથી જ આવ્યાં એ હું જાણું છું. મને તો પકડાઉં કે અહીં બેઠો હોઉં એ બન્ને સરખું છે. તેમ તમારી બધાંની સ્થિતિ એક દિવસ થઈ જવાની છે.

સરકારની તો સાપે છછૂંદર ગળ્યા જેવી સ્થિતિ થઈ છે. મને બહાર રહેવા દેવો કે જેલમાં પૂરવો એ બન્ને વાત એને માટે મુશ્કેલ છે. તમને હું આ સામાન્ય ધર્મ બતાવું છું. હિંદુ, મુસલમાન, પારસી એમ દરેક એ ધર્મનું પાલન કરે. આપણે બધા એમ કરીએ ત્યારે પકડવાની વાત કોઇ પણ સત્તાની શક્તિની બહાર છે. × × ×.

## લડતમાં બહેનોનો હિસ્સો

મને તો લાગે છે કે આ સ્વરાજની લડતની અંદર પુરુષો કરતાં સ્ત્રીઓનો ફાળો વધારે હશે. આજે પણ ચરખાસંઘમાં સ્ત્રીઓનો ફાળો અતિશય વધારે છે. પંદરસો ગામડામાં લાખ દોઢલાખ ચરખા ચાલી રહ્યા છે તે સ્ત્રીઓ જ ચલાવે છે. આંધ્રની ઝીણી ખાદી પણ સ્ત્રીઓને પ્રતાપે જ મળી શકે છે. હું તમને કહું છું કે સૂતરને તાંતણે

સ્વરાજ એ સાવ સાચું છે. એ બ્રહ્માના અક્ષર છે. એટલે ખાદીની મારફતે પરદેશી કાપડનો બહિષ્કાર કરવો હોય કે પછી મિલ દ્વારા કરવો હોય તોપણ કાંતનારી બાઈઓ સ્ત્રીઓ જ છે. એટલે સ્વરાજ –અહિંસક લડતની અંદર સ્ત્રીઓનો જ હિસ્સો વધારે રહેશે, અને ભવિષ્યના છોકરા કહેશે કે આ લડતમાં મારી માનો, મારી બહેનનો વધારે હિસ્સો હતો. તમે આ કરી શકો એમ છો. પણ તમને દયાનું જ્ઞાન નહિ હોય તો રેંટિયાને નહિ અડો.

દારૂનિષેધના કામમાં પણ મીઠુબહેનની માફક કુમારિકા પણ નીકળી પડે તો આ ઓરપાડને તો 'સૂકું' કરી નાંખો. દારૂડિયા પાસે પુરુષો જશે તો ગાળ દેશે, પણ કુમારિકા પેલા માણસ પાસે ચાલી જાય અને કહે કે તમે શું દારૂ પીઓ છો ? આ તે શું કરો છો ? દારૂ પીધા પછી તમે મા ને દીકરી વચ્ચેનો ભેદ ભૂલી જાઓ એ તમને શોભે ? આવા પ્રેમથી નીતરતા શબ્દો સાંભળીને જ ગમે તેવો દારૂડિયો હશે તેનુંય માથું નમી જશે, અને ભલો હશે તો રડી પડશે ને રામનું નામ લઈ દારૂ છોડવાની પ્રતિજ્ઞા લેશે. પણ હિન્દુસ્તાનની સ્ત્રીઓમાં એ જોશ, હિંમત, પરોપકાર ક્યાં છે ? પણ એ હિંમત હું આપી શકું એમ છું. તમે ઈશ્વરનું નામ લઈને સરેરાટ ચાલ્યાં જાઓ ત્યાં તમારા તરફ કુદૃષ્ટિ કરનાર કોણ છે ? મનમાં વિશ્વાસ રાખો કે પવિત્રતા એ જ ઢાલ છે.

---

# સતત જાગૃતિની આવશ્યકતા

તા. ૨૯ મી માર્ચે ભટગામમાં આપેલું ભાષણ સ્વયંસેવકોએ વિચારવાયોગ્ય છે તેથી નીચે આપ્યું છે:

ઉપદેશ શબ્દ વાપરવો સહેલો છે, પણ ઉપદેશ દેવો અત્યંત કઠિન છે. ઉપદેશ દેવાની માણસમાં યોગ્યતા હોવી જોઈએ. મારામાં તે યોગ્યતા કેટલી છે એની મને ખબર નથી. પણ આજે હું કેટલીક વસ્તુઓની કબૂલાત કરવા ઇચ્છું છું. એ કબૂલાતને ઉપદેશ માનવો હોય તો ભલે તેમ માનજો અને બીજો કંઈ અર્થ આપવો હોય તો તે આપજો.

તમે ગુજરાતના માણસો—ખરું જોતાં આખા હિંદુસ્તાનના માણસો મારા એક સ્વભાવને જાણી ગયા છો; પણ બીજા કરતાં ગુજરાતી વિશેષે અને અહીં સુરત જિલ્લામાં તો મારા નિકટ પ્રસંગમાં આવેલા સાથીઓ પથરાઈ રહ્યા છે. તેમને તો મારો પરિચય છે જ, અને તેમની મારફત તમને પણ મારો પરિચય હોવો જોઈએ.

હું આખાબોલો છું. સરકારના પહાડ જેવા દોષો પહાડ જેવડા બતાવી શકું છું. આપણા પોતાના રજ જેવડા દોષો હોય તોપણ એ મને પહાડથીયે મોટા લાગે છે, અને તેવડા મોટા બતાવું છું. સામાન્ય નિયમ એવો છે કે પોતાના દોષ જોવા નહિ. દોષ પોતે કર્યા તો ઈશ્વર જેવડો ધણી છે, એમાં કબૂલ કરવાપણું શું છે એમ કહી મન મનાવી લેવું. એ સામાન્ય ન્યાયનો મેં વર્ષોથી અનાદર કર્યો છે. અને તેથી ઘણા મિત્રોને અને સાથીઓને દુઃખ લાગ્યું છે, રડવું પડયું છે, અને કોઈએ તો 'ડુંગરા દૂરથી રળિયામણા' એમ

કહી મારો ત્યાગ પણ કર્યો છે. આજે મારા એ સ્વભાવનો પરિચય કરાવવા ઇચ્છું છું.

મારી સાથે સંઘ ચાલી રહ્યો છે તેને મેં કહી દીધું છે કે આપણી કૂચનું આ છેલ્લું અઠવાડિયું છે. આવતા શનિવારે ધારેલા સ્થળે પહોંચી જઈશું એટલે કૂચ કરવાની નહિ હોય. પણ બીજો કાર્યક્રમ આપણી સામે હશે. આ છેલ્લા અઠવાડિયામાં આપણે સુરત જિલ્લામાંથી પસાર થવાનું છે. જ્યાં આપણા નિકટવર્તી સાથીઓ વેરાયેલા છે ત્યાં સાવધાન થઈ જવું ને આત્મશુદ્ધિનો વિશેષ પ્રયત્ન કરવો જોઈએ. આપણે કાંઇ ફિરસ્તા નથી, અનેક ખોડોથી ને અનેક લાલચોથી ભરેલા છીએ, અને આપણે તે બધાં ધોવાં છે. આટલી સાવચેતી આપ્યા પછી વધારે કહેવાનું નહોતું એમ મેં માન્યું. પણ ઈશ્વર મારા ઉપર કૃપા કરતો આવ્યો છે. મેં એક જ દિવસમાં એક પછી એક અમારા પોતાના દોષો જોયા. એ માટે મારે સાથીઓને કહેવું પડયું. મારી જીભથી નીકળે તેટલાં કડવાં વચન કહેવાં પડયાં. તોયે મારો ઉકળાટ શાંત પડયો નથી, પણ વધતો જ જાય છે. મારી સાથેના સંઘના દોષો મને ખટકયા કરે છે.

હું કોણ વાઇસરૉય ઉપર પત્ર લખનારો? વાઇસરૉય હિંદુસ્તાનની સરેરાશ આવકનો પાંચહજારગણો પગાર લે છે એ.ી મેં એમાં સખત ટીકા કરી છે. એ પગાર એમને કેમ પચે? અને આપણે પચવા પણ કેમ દઈએ? એમનો વ્યક્તિગત દોષ નથી. ઈશ્વરે તેમને ઢગલો પૈસા આપ્યા છે. પગારની તેમને ગરજ નથી. પત્રમાં મેં લખેલું કે તમે બધાય પૈસા પરોપકારમાં વાપરી દેતા હશો, અને પાછળથી મેં સાંભળ્યું કે એમ જ હોવાનો સંભવ છે. પરંતુ એ એમ કરતા હોય તોયે એ પગાર આપવો મને ખૂંચે. હું ૨૧,૦૦૦ તો ન જ આપું, ૨,૧૦૦ પણ ન આપું. પણ આ વિરોધ ક્યારે કરી શકાય? હું ગરીબ થઈને રહેતો હોઉં ત્યારે ને? ગરીબને નામે

નીકળીએ અને કૂચમાંના દરેક માણસદીઠ ગરીબની કમાણીથી પચાસગણું લેતા હોઈએ, તો એ કહેવાનો મને અધિકાર છે શું? મેં અમારા પર થતા ખર્ચનો હિસાબ સાથીઓ પાસે માગ્યો અને હું તે લેવાનો છું. હિંદુસ્તાનની દૈનિક આવક ૭ પૈસાની, તેનું પચાસગણું ખાતા હોઈએ એ અસંભવિત નથી. દેશમાં જ્યાંથી મળતી હોય ત્યાંથી તમે સારામાં સારી દ્રાક્ષ લઈ આવો, નારંગી લઈ આવો બાર જોઇએ ત્યાં ૧૨૦ લાવીને ઢગલો કરો. દૂધ ૧ શેર જોઇએ ત્યાં ૩ શેર લાવી મૂકો. ઘીદૂધ તમે આપો તેટલું તમને દુઃખ લાગશે કરી અમે લઈ લઇએ. જમરૂખ અને દ્રાક્ષ ભેટ આવ્યાં તો તેની કંઈ ના કહેવાય, એમ કરી ખાઈ લઈએ. અને પછી ટાઢુંબોળ પેટ કરી વાઇસરૉયને વિલાયતી ઈંડીપેનથી કાગળ લખીએ કે તમે પાંચહજારગણો પગાર લો છો, તો એ કેવું શોભે?

'કાચો પારો ખાવો અન્ન, તેવું છે ચોરીનું ધન.'

એ અખાની દિવ્ય વાણી છે. આપણી ગરીબીને છાજે તે કરતાં વધારે ખર્ચ કરવું એ ચોરી જ છે—અને ચોરી કરીને આ લડત નહિ જિતાય. આમ લડત જીતવા હું નીકળ્યો પણ નથી. હવે તો ઢગલાબંધ સ્વયંસેવકો નીકળશે. એ સૌને ખોટાં ખર્ચ કરીએ તો કેમ પહોંચી શકીએ? મારી તો એવી દીન દશા છે કે મારી સાથેના આ એંશીને પણ ઓળખાવી ન શકું. આવી સ્થિતિમાં જાહેરમાં મેલ ધોઈને જ મારે મનમાં સંતોષ માનવો રહ્યો. આ જો સાનમાં નહિ સમજી જાઓ તો સ્વરાજ્ય મળવાની આશા ન રાખશો.

અમે ૮૦ જણ કેવા દૂબળા છીએ ને વાઈસરૉયને લખ્યો તેવો કાગળ લખીને નાલાયક નીવડયા છીએ એ મેં બતાવ્યું; જોકે વીગતો મેં તમારી પાસે મૂકી પણ નથી. એમ કરવું મારા જેવા આખાબોલા માટે પણ મુશ્કેલ છે.

અહીં રહેલા મારા સાથીઓ, તે જ મને કેમ બગાડો? હું દીન, હીન, મલિન તો છું જ. તેને તમે વધારે શા માટે બગાડો

છો? આ લો તમારી (કિટસન) બત્તી. આવી બત્તી અહીં ન શોભે. આવી વસ્તુ ગામડામાં કેમ ઘુસાડીએ? પેલા એક લાખ માણસો આપણને લૂંટે છે. એ પણ નથી ખમાતું. જો આપણે ત્રીસ કરોડ એકબીજાને લૂંટવા લાગશું તો આપણી શી સ્થિતિ થશે? આપણાં હાડકાં કાગડાં કૂતરાં ખાશે. કોઈ એક જગ્યાએ તો મેં આગ્રહપૂર્વક આવી બત્તીનો ત્યાગ કરાવ્યો હતો. આપણે ખાવા એકઠાં થતાં નથી. સાંભળવાનું છે તે તો અંધારામાં થઈ શકે છે. મારું મોં જોવાની એમાં જરૂર નથી. અને મારા જેવા ૬૧ વરસના બુઢ્ઢાનું દાંત વગરનું મોઢું જોવામાં સાર પણ શો છે?

બત્તી તો મારી આંખ સામે ચડી છે એટલે મેં તેનું ઉદાહરણ આપ્યું છે. પણ બત્તીને નિમિત્તે હું સ્વયંસેવક માત્રને જાગૃત કરવા ઇચ્છું છું કે તેઓ એકેએક કોડીનો હિસાબ કરે ને મને આપે. તેમ ન કરશો તો મારું જીવતર ધૂળધાણી કરશો. જો મને સરકાર સાથે સત્યાગ્રહ કરતાં આવડે છે તો સ્વયંસેવકો અને સત્યાગ્રહીઓ સૌ જાણજો કે મને સગાં ને સાથીઓ સાથે સત્યાગ્રહ કરતાં વધારે આવડે છે. સરકાર સાથે મેદાને પડતાં તો મેં ઘણાં વર્ષો લગાડચાં, પણ સગાં ને સાથીઓ સાથે સત્યાગ્રહ કરતાં હું ક્ષણની વાર ન લગાડું. એમાં જોખમ છે તે હૃદયના ઘાનું છે. આથી મારી નોટિસ જાણજો કે આ લડતમાં અમને જે આપો તે કંજૂસ થઈને આપજો, ઉદાર થઈને નહિ. હું એમ રાવ નહિ ખાઉં કે મને અમુક ચીજ કેમ ન મળી? કે બકરીનું દૂધ કેમ ન મળ્યું? કોઈએ માંદા માટે બકરીનું દૂધ રાખ્યું હોય ને તમે તેની પાસેથી 'મહાત્મા'ને આપવું છે એમ કહી પરાણે લઈ આવો તો મારે માટે એ સોમલ સમું છે. એવું દૂધ પીવા હું નથી માગતો. સુરતથી દૂધ ને શાક આવે ને ખાઈએ! એવા દૂધશાક વિના અમે કોઈ મરવાના નથી. અને બેચાર મરીએ તોયે શું? એમ ઈશ્વરનું નામ લેતાં અને દિલમાં જરા પણ રોષ વિના મરશે તેનું કાર્ય પૂરું થયું ગણાશે. મોટરનાં કે બીજાં જે

કંઈ ખર્ચ કરો તે વિચારીને કરજો. પગે ચાલીને જઈ શકાય તો ગાડા પર ન બેસજો. ગાડીથી ચાલે તો ઘોડા પર ન ચડજો. ઘોડાથી ચાલે તો મોટર ન વાપરશો. આ ત્રીસ કરોડની લડત છે. તે રૂપિયાથી કે મોટરોથી ચાલવાની છે એમ ન સમજશો. એ તો ભૂખ્યાં પણ લડી શકાય છે એમ મારી ખાતરી ન હોય તો હું તેમાં કરોડોને નોતરું નહિ. પૈસા ઉઘરાવી કરોડોને ખવડાવી લડું એ મારી તાકાત બહારની વાત છે.

આ લડતમાં છેલબટાઉપણું ક્ષણ પણ નહિ ચાલે. એ વિના એ લડાય તો જ આપણે લડવી છે. તમે કહેશો, 'તો આટલા લોકોને ભેગા ન કરી શકાય.' તો મને બેચાર માણસોની સાથે વાતો કરતાં પણ આવડે છે. 'પછી છાપામાં રિપોર્ટો નહિ છપાય,' એમ કહેવાશે. હું કહી દેવા માગું છું કે આ લડત છાપાં મારફત જિતવાની નથી; એ તો શ્રીરામની મારફત જિતાવાની છે. અને તેની પાસે બત્તીની જરૂર નથી, શાહીલેખણી આદિ સામગ્રીની જરૂર નથી, જીભની પણ જરૂર નથી; તેની પાસે તો હાથપગ કપાયા હોય તોપણ અરજી પહોંચાડી શકાય છે.

આજે આપણે જેને વસવાયા માનીએ છીએ તેવા માણસને માથા ઉપર બત્તીજડેલો બાજઠ મેલીને મારી આગળ ચલાવવામાં આવતો હતોઃ એ બત્તી માથા ઉપર મૂકો તો તમને શરમ લાગે. તમારા પ્રમુખસાહેબ કે મીઠુબહેન માથે મૂકીને ચાલે તો હું સહન કરું. બત્તીવાળાને 'ચાલ, ચાલ,' કહીને દોડાવવામાં આવતો હતો. પણ કહેનારની હિમત નહોતી કે તેના માથા ઉપરથી લઈ પોતે તે ઊંચકી લે. હું ઊકળતો હતો ને વાયુને વેગે ચાલતો હતો.

યુરોપ અમેરિકામાં માણસની પાસે આ રીતે બત્તી ઉંચકાવાય નહિ. એ તો હિંદુસ્તાનના અજ્ઞાન લોકો પાસે જ ચાલી શકે. આપણે કહીએ છીએ કે સ્વરાજમાં વેઠ નહિ ચાલી શકે. આમ કહેવાનો

તમને અને મને શો અધિકાર છે? આ તમારાથી કેમ સહન થાય છે? હાથમાં ફાનસ પકડયું હોય તો બસ નથી? આવી ભારે બત્તી મારા માથા ઉપર મૂકો તો મારાં તો હાડકાં જ ભૂકો થઈ જાય. તો આપણા તે ભાઈ પાસે એ કામ કેમ લેવાય? તે એક દિવસ હિંદુસ્તાનનો વાઇસરૉય પણ થઇ શકે, આપણો પ્રતિનિધિ થઈ શકે.

હું આ વેણ બોલું છું તેથી ભાગવાનો છું એમ અર્થ ન કરશો. પ્રતિજ્ઞા લીધી છે તે ફરવાની નથી. સ્વરાજ વિના આશ્રમનું દર્શન હું કરવાનો નથી. કાગડાકૂતરાંને મોતે મરીશ, સ્વરાજની ઝંખના કરતો રઝળીરવડીને મરીશ, પણ પાછો ફરવાનો નથી જ.

બત્તી ને દૂધનાં મેં ઉદાહરણો આપ્યાં છે. તમે શાણા હશો તો 'સ્થાલીતંદુલ' ન્યાયથી કેમ વર્તવું જોઇએ તે સમજી ગયાં હશો. આ બહેનો કેટલી શ્રદ્ધાથી મને પૈસા આપી રહી છે? પણ અરે, બહેનો! હું આજે કબૂલ કરું છું કે શ્રદ્ધાથી આપેલા તમારા દાનનો હું દુરુપયોગ કરું છું. હમણાં અહીં ગીત ગવાયું તેની પંક્તિમાં ચાંડાલો વિષે તિરસ્કાર બતાવ્યો છે તેવો હું પણ છું, મારો ત્યાગ કરજો.



# ધર્મયાત્રા

[ ધર્મયાત્રાની તીક્ષ્ણ પરીક્ષા સૂચવતો તા. ૧૩-૪-૩૦ ના નવજીવનમાં શ્રી. પ્યારેલાલભાઈએ લખેલો લેખ નીચે પ્રમાણે છે. ]

## ભક્તરાજની કથા

જૉન બનિયને તેમની અદ્‌ભુત દંતકથા 'પિલગ્રિમ્સ પ્રોગ્રેસ'માં ભક્તરાજની યાત્રાના અનુભવો વર્ણવ્યા છે. તેમાં ભક્તરાજ કેવી રીતે તેમના ઘેરથી ઉત્સાહપૂર્વક 'સ્વધામપુરી' તરફ જવા નીકળે છે, રસ્તામાં ભય અને ત્રાસરૂપી ખીણોમાંથી પસાર થાય છે, અને કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સરરૂપી વાઘવરૂઓ સાથે યુદ્ધ કરે છે, અને આખરે કેવી રીતે ઈશ્વરની પ્રસાદીથી આ બધી પરીક્ષાઓમાંથી પસાર થઈ, સ્વધામપુરી પહોંચી, પરમ શાંતિ અને આનંદ પામે છે એનો ચિતાર એમની અદ્વિતીય શૈલીમાં આપ્યો છે. આ અદ્‌ભુત વાર્તાનું મધ્યબિન્દુ તો એ છે કે જીવનની ધર્મયાત્રાનું તત્ત્વ, તેમાં રહેલી તપશ્ચર્યા અને તેને અંગે પ્રાપ્ત થતી આત્મશુદ્ધિમાં છે. આપણા પૂર્વજોએ સમાજ ઉપર ચડી આવતાં વાદળો ટાળવા માટે યજ્ઞ, તીર્થયાત્રા આદિ સાધનો સૂચવ્યાં છે, તે પણ આ સિદ્ધાન્તને આધારે જ છે. જે હાજી લોકો અરબસ્તાન હજ કરવા જાય છે તેઓ પણ આ વાતનું કાંઇક સમર્થન કરી શકશે. પણ સર્વમાન્ય લોકો યાંત્રિક સગવડતાના આ જમાનામાં આ વાતનું રહસ્ય વીસરી ગયા છે. અને આમાં આશ્ચર્ય જેવું કંઈ નથી. કારણ તે જમાનામાં યાત્રાળુઓ હજારો માઈલોની મુસાફરી પગપાળા કરતા અને અનેક ભીષણ કષ્ટ ભોગવતા. કેટલાક તેમાં ગળી પણ જતા. પણ જેઓ અન્તે નિયત સ્થાને પહોંચતા તેઓ નિરંતર હૃદયમન્થનથી શુદ્ધ થયેલા અને શ્રદ્ધાની કપરી કસોટી પાર કરી ગયેલા જ હતા. તેઓ આત્મદર્શનની છેલ્લી સાધના માટે પૂરી રીતે તૈયાર થયેલા હતા.

## પહેલી કસોટી

ગાંધીજીએ આ કૂચને સ્વરાજ્યસિદ્ધિ માટે એક ધર્મયાત્રા તરીકે ઓળખાવી છે. આ કૂચ દરમ્યાન ટુકડીની અનેક પરીક્ષાઓ અને કસોટીઓ થાય છે. તે ઉપરથી બનિયનના ભક્તરાજની વાર્તા ફરી ફરી યાદ આવે છે. અમે જેમ જેમ આગળ વધતા જઈએ છીએ તેમ તેમ આત્મશુદ્ધિનું તત્ત્વ વધારે ને વધારે પ્રત્યક્ષ થતું જાય છે. એનો આરંભ તો કૂચની શરૂઆતથી જ થયો હતો. કેટલીક જગાએ તેમને માટે વિદેશી કાપડનાં ગાદલાં અને ઉશીકાં ઉપર ખાદી પાથરેલી ગાંધીજીના જોવામાં આવી. તેમને વાતાવરણમાં કૃત્રિમતાની ગંધ આવી. વળી સવાર સાંજની કૂચને અંતે સાથીઓ લોથ થઈ જતા તે જોઈ તેમને ઘણું દુઃખ થતું અને દયા પણ છૂટતી. તેઓ પોતે એક સમયે દિવસમાં ૫૫–૫૫ માઇલ ચાલતાં છતાં પણ કેવી રીતે રોજના કામમાં ગૂંથાઈ જતા તેનો દાખલો આપી બધામાં ઉત્સાહ રેડવા પ્રયત્ન કરતા. કર્તવ્યપરાયણ માણસને થાક કે શ્રમ લાગે જ નહિ એટલે સાથીઓમાં રાગ, દ્વેષ, મોહ આદિ આસક્તિઓ હોવી ન જોઈએ એ સમજાવતા, અને આ બધી નબળાઇના વાતાવરણનું મૂળ કારણ તેમનામાં રહેલી ખામીઓમાં જ શોધવા સૂચવતા. પણ આ બધા યત્નો છતાં ટુકડીમાં થાકથી લથડેલાની સંખ્યા વધતી જ ગઈ. એક કેસ શીતળાનો પણ થયો એકને તાવ આવી ગયો. આમ એક વખતે અઢાર માણસો ઘવાયા. ગાંધીજીને એમ કહેવામાં આવ્યું કે આનું કારણ મુસાફરીના થાક કરતાં નિયમબદ્ધતાનો બોજો વધારે છે. એટલે સાથીઓને કેટલે અંશે રાહત આપવા માટે નિયમોને હળવા કરવાની સૂચના પણ મુકાઈ. પણ ધર્મયાત્રા ઉપર નીકળેલ ગાંધીજીને આ દલીલ ગળે ઊતરે એમ નહોતું. તેમણે જણાવ્યું કે જેઓ જે જગાએ માંદા પડશે ત્યાં તેમને મૂકી દેવામાં આવશે. સાજા થઈને તેઓ પછી ટુકડીમાં જોડાઈ શકે છે, પણ જ્યાં સુધી યુદ્ધ પૂરું નહિ થાય ત્યાં સુધી તેઓ આશ્રમમાં પાછા નહિ જઈ શકે. આગળ

તેમણે કહ્યું: " સંભવ છે કે જે વાત તમે કહો છો તે કદાચ ઠીક પણ હોય. જો તમે આ નિયમોને બોજારૂપ માનો તો તેઓ બોજારૂપ છે. પણ આ બાબતમાં તો નીકળતા પહેલાં શરત થઈ ગઈ છે કે જે આ બોજો ઉઠાવી શકે તે જ આ કૂચમાં આવે. એટલે આ નિયમો જરા પણ શિથિલ થઈ શકે તેમ છે જ નહિ. આ નિયમોના સંપૂર્ણ પાલનથી જ વ્યાપક શક્તિ પેદા થશે. બાહ્ય અને સ્થૂળ કારણોથી થતી અસર કરતાં અદૃશ્ય, આધ્યાત્મિક નિયમોની અસર વધારે તીવ્ર હોય છે, એવી આ કૂચની પાછળ રહેલી કલ્પના છે. આ યુદ્ધમાં અહિંસાથી વ્યાપક હિંસાને મટાડવાનો આપણો પ્રયત્ન છે, એટલે એમાં જેટલે અંશે આપણને દૃઢતા અને ઉગ્રતાની જરૂર છે તેટલે અંશે નમ્રતાની પણ છે જ્યાં સુધી આપણામાં અભિમાન રહ્યું છે, જ્યાં સુધી આપણે પોતાના પ્રયત્નથી આગળ વધવા મથીશું ત્યાં સુધી આપણે પડવાના જ. '**जब लग गजबल अपनो बर्त्यो नेक सर्यो नहि काम**' એમાં મોટો સિદ્ધાંત રહ્યો છે. આપણે શું એ નથી જોતા કે આપણામાં જે દુર્બળ લાગતા હતા તે આજે સાજા છે, અને મજબૂત જણાતા પથારીવશ થયા છે. જ્યારે મનુષ્ય અહંભાવ મૂકી રજવત્ થઈ નિયમપાલનમાં લીન થાય છે ત્યારે તેનામાં અહિંસાની શક્તિ જાગ્રત થાય છે અને ઈશ્વરનું બળ તેનું બળ થાય છે. એટલે આપણે બધાએ સંપૂર્ણ કર્તવ્યપરાયણ બનવાનું રહ્યું છે, અને નમ્ર બનવાનું રહ્યું છે. આપણે ઈશ્વરની આગળ પ્રાર્થના કરીએ કે 'તું જ બધું કરે છે.' આમ ગૌંસી જે નીકળ્યા છે તે શૂન્યવત્ થઈ જાય તો આપણું કામ અવશ્ય સિદ્ધ થાય." આ બનાવ પછી નિયમોને શિથિલ કરવાની વાત ફરીથી ન નીકળી અને આમ પહેલી પરીક્ષા પૂરી થઈ.

## બાઈઓ અને બાબોચિયાં

ભરૂચમાં ટુકડીને માટે કસોટીનો બીજો પ્રસંગ બન્યો. ઉતારો દા. ચંદુભાઈના 'સેવાશ્રમ'માં હતો. તેમને લાગ્યું કે થાકયાપાકયા

સૈનિકોને થોડી રાહત આપવી જોઈએ. ત્યાંના ઉચ્ચ કુટુંબની સ્ત્રીઓએ ટુકડીની રસોઈની વ્યવસ્થા પોતાના હાથમાં લીધી હતી. આગલી રાતના ત્રણ વાગ્યાથી તેઓ પોતપોતાની નાની સગડીઓ. ચીપિયા, આડણી, વેલણ વગેરે લઈને ત્યાં પહોંચ્યાં હતાં, અને ખૂબ જ ભાવથી રસોઈ તૈયાર કરેલી. આ બધા આગ્રહ અને પ્રેમના વાતાવરણને વશ થઈ સૈનિકો પણ તેમની મર્યાદા ઘડીભર ભૂલ્યા, અને છૂટથી આતિથ્યનો સત્કાર કર્યો. પછી આ બાબતમાં કેટલીક તપાસ ચાલી. તે દરમ્યાન એક ભાઈથી પોતાની ભૂલ સ્વીકારવાને બદલે અભિમાનને વશ થઇ જૂઠું બોલાઈ ગયું. આનું એ ભાઈને દુઃખ થયું, પણ ગાંધીજી આગળ જઈ કબૂલત કરવાની હિમ્મત નહિ ચાલી. બીજે દિવસે ભરૂચ જિલ્લાની સીમા પાર કરીને સુરત જિલ્લામાં પ્રવેશ કરવાના હતા, પણ અંકલેશ્વર છોડતાં સુધી તો એ ભાઈથી જૂઠું બોલ્યાનું દુઃખ સહન ન થઈ શક્યું, અને તેમણે ગાંધીજી આગળ ભૂલની કબૂલત કરી લીધી. વળી કૂચની વ્યવસ્થા સંબંધી કેટલીક ઝીણીઝીણી વીગતો ગાંધીજી આગળ ઉકેલ માટે રજૂ કરવામાં આવી. ટુકડીના કેટલાક સૈનિકોએ ફરિયાદ કરી કે ટુકડીના પાછળના ભાગમાંથી આવીને કેટલાક ભાઈઓ વચમાં ઘૂસી જાય છે. આ બધા બનાવોથી ગાંધીજીને લાગ્યું કે સૈનિકોએ નમ્રતા અને આત્મશુદ્ધિના તત્ત્વને હજુ વધારે સમજવાની જરૂર છે. બીજે દિવસે પ્રાર્થના પછી તેમણે આ સંબંધી કેટલાક ધગધગતા ઉદ્ગારો કાઢ્યા, તે નીચે પ્રમાણે હતાઃ "એકબીજાનું કહ્યું ન માને એ ખરાબ કહેવાય. જો એક જણ બધાનું કહ્યું સાંભળતા રહે તો જરૂર છેવટે તેને બધા કહેતા બંધ થઈ જાય. દરેકે નમ્ર બનીને રહેવાનું છે. કોઈ બીજાની ખામીઓ ન જોયા કરે, પોતાની ખામીઓ જુએ અને દૂર કરે. કોઇ એમ અભિમાન ન કરે કે હવે આટલા દિવસ ઠીક ચાલ્યું એટલે દાંડી પહોંચ્યા છીએ. આવતી કાલે અથવા બીજી ક્ષણે શું થશે એ કોને ખબર છે? રામચંદ્રજીને અને લોકોને આગલી

રાત્રે એમ ખબર હતી કે સવારે રાજ્યાભિષેક થશે, પણ પ્રભુની લીલા અગમ્ય છે. એટલે આપણે પ્રતિક્ષણ ઈશ્વરને ન ભૂલીએ. આશ્રમમાંથી નીકળતાં એ શરત હતી કે કૂચ શરૂ થાય ત્યાં સુધીમાં જેને નીકળી જવું હોય તે નીકળી જાય. આજે એથી આગળ વધીને એમ કહું છું કે દાંડી પહોંચતાં સુધીમાં પણ જેને નીકળી જવું હોય તે નીકળી જાય. હું એકલો રહીશ તો પણ બસ છે. હું હસતો રહીશ. દુનિયા મારી નિંદા કરશે તો હું પણ તેમાં શામેલ થઈશ અને માનીશ કે હું મૂર્ખાઈના આરોપને પાત્ર છું. પણ તેમ છતાં હું એકલો પણ ઝૂઝીશ ને મીઠું પકવતો રહીશ." વ્યવસ્થાની બાબતમાં પોતાનો નિર્ણય આપતાં તેમણે કહ્યું: "આજથી પહેલી ટુકડી એ છેલ્લી રહે અને છેલ્લી ટુકડીથી હારની શરૂઆત થાય. બીમાર કે ઢીલા હોય અને ધૂળનો ત્રાસ લાગતો હોય તે આગળ જઈને ઉતારે બેસી શકે છે, અથવા પછીથી પણ આવે. લોકોનાં ટોળાં વચ્ચે ઘૂસવા આવે તો આપણે છેલ્લા થઈ જવું. એમ કરીશું તો કંઈ હરકત નહિ આવે. તેઓ પણ કદાચ સમજી જશે અને આપણો માર્ગ સીધો થઈ જશે."

## કીમોલ્લંઘન અને અગ્નિપરીક્ષા

તા. ૨૮મીએ કીમ નદી પાર કરી અમે સુરત જિલ્લામાં પ્રવેશ કર્યો. ગાંધીજીએ કીમ ઓળંગણને પણ આત્મશુદ્ધિના ચિહ્નરૂપે તેમના સાથીઓ આગળ રજૂ કરતાં કહ્યું "આપણી યાત્રાનો આ છેલ્લો હપતો છે. એની શરૂઆતમાં જ આપણે બધા મેલ ધોઈ કાઢીએ. દરેક જિલ્લાની હદ ઓળંગતાં આપણને નદી મળી છે. નદીને પવિત્ર માનીએ છીએ; નદી વગેરે તો શુદ્ધિનાં બાહ્ય ચિહ્નો છે. આપણે તો એનો આધાર લઈને પણ શુદ્ધ થઈએ, નમ્ર બનીએ. . . . દાંડીને આપણે હરદ્વાર માન્યું છે, તો હરદ્વાર જેવા પવિત્ર ધામમાં જવાની લાયકાત આપણે મેળવીએ."

સુરત જિલ્લામાં પ્રવેશ કરતાં જ વાતાવરણમાં કંઈ જુદો જ રંગ જણાયો. સુરત જિલ્લો સરદાર વલ્લભભાઇનો વહાલો જિલ્લો ગણાય. બારડોલીના મહાયજ્ઞના એ ભાગીદાર હતા. ગાંધીજીના જૂનામાં જૂના મોટી સંખ્યામાં કામ કરનારા સાથીઓ એમાં પથરાયેલા છે. શ્રી મીઠુબહેન જેવાં વીરાંગનાએ એને પોતાનું સેવાક્ષેત્ર બનાવ્યું છે. એ કારણે ગાંધીજી સુરતમાં મોટી આશાઓ બાંધીને આવ્યા હતા. પણ કોણ જાણે આ જિલ્લો ગાંધીજી અને તેમના સાથીઓની અગ્નિપરીક્ષા માટે જ નિમાયો હોય એમ પાછળથી બધાને લાગ્યું. ટુકડી જ્યારે આશ્રમમાંથી નીકળી હતી ત્યારે જોઈતા રેંટિયા વિદ્યાપીઠમાંથી લાવી ગાડામાં સાથે રાખી લીધા હતા. સુરતના કાર્યકર્તાઓએ ટુકડીને રેંટિયા પહોંચાડવાનું બીડું ઝડપ્યું હતું. એટલે ભરૂચ છોડતાં પહેલાં તે પાછળ મોકલી દેવામાં આવ્યા હતા. એમની જગ્યાએ પણ સ્થાનિક રેંટિયાઓની વ્યવસ્થા કાર્યકર્તાઓથી ન થઈ શકી અને જોઈતા રેંટિયા બારડોલીથી ગાડામાં લાદીને લઈ આવ્યા. ગાંધીજીની પ્રત્યે લાગણીવશ થઈ તેમને માટે ફ્લાદિ પણ ઠીકઠીક પ્રમાણમાં સુરત અને મુંબઇથી લઇ આવ્યા હતા. ગાંધીજી કોઈકવાર કાચના પ્યાલામાં લીંબુનો રસ અને સોડા લેતા હતા. એટલે તેમને ખબર પડી કે કાચના પ્યાલા અને ચીનીના કપ રકાબીના બે સેટ ખરીદવામાં આવ્યા છે. સાંજની કૂચમાં રસ્તો બતાવવા માટે અને રાત્રીની સભા માટે ભડકાદાર કિટસન બત્તીઓની પણ વ્યવસ્થા કરી હતી. કેટલીકવાર તે મજૂરોના માથાં ઉપર ઉંચકાવવામાં પણ આવતી હતી. દરિદ્રનારાયણને નામે ચાલતું આ ખર્ચાળપણું ગાંધીજીને અસહ્ય લાગ્યું. અને આ બધા માટે જવાબદાર કાર્યકર્તાઓને બોલાવી તેમની આગળ તેમના હૃદયની વ્યથા તેમણે રજૂ કરી. કોઈ દિવસે ન સાંભળાવ્યાં હતાં એવાં કડવાં વેણો તેમને સંભળાવ્યાં. તેમની બધી ખર્ચાળુ ગોઠવણો રદ કરી, પ્રાયશ્ચિત્તરૂપે પોતે દાંડી પહોંચે ત્યાં સુધી બધાં લીલાં ફળોનો ત્યાગ કર્યો. રેંટિયાઓ પાછા બારડોલી મોકલાવ્યા

અને ભવિષ્યમાં સ્થાનિક રેંટિયા નહિ મળે તો તકલી ઉપર જ બધાયે ૧૬૦ તાર પુરા કરવાનો અનિવાર્ય નિયમ કર્યો. ભટગામમાં સાંજે સભામાં તેમણે તેમની અને તેમના સાથીઓના આ દોષની જાહેર સભામાં કબૂલત કરી. આ ભાષણ કરતી વખતે જે ઉગ્ર સ્વરૂપ ગાંધીજીએ ધારણ કર્યું હતું તે ભુલાય તેમ નથી. એક પ્રચંડ જ્વાળામુખીમાંથી નીકળતી અગ્નિધારાની જેમ તેમનો શબ્દપ્રવાહ ચાલતો હતો, તેની આગળ તેમના સાથીઓ અને આવેલા બીજા લોકો સમસમી ગયા હતા. આ ભાષણનો હેવાલ વાચક (પૃ. ૨૯૧માં) જોઈ શકશે. પણ આટલાથી આ પ્રકરણ પૂરું ન થયું. ગાંધીજીના એક અતિવિશ્વાસપાત્ર સાથીએ તેમને મળેલાં વધારેનાં ખજૂર અને દૂધ એક બીજા સાથીને નિયમવિરુદ્ધ આપ્યાં, અને બીજા સાથીએ તે લીધાં. પછીથી પોતાનો બચાવ કરતાં તેમણે કહ્યું કે પેલા ભાઇએ તેમને આપેલી વસ્તુ ગુપ્ત રીતે ખાવાની સલાહ આપી હતી, અને તેમના આગ્રહને વશ થઈને તેમણે તે ખાધી હતી. પેલા ભાઈએ આમ કર્યું હોવાનો ઇનકાર કર્યો. આ બનાવથી ગાંધીજીની વ્યાકુળતાનો પાર ન રહ્યો. આખી રાત વ્યાકુળતામાં ગાળી. બીજે દિવસે સવારની પ્રાર્થના પછી પ્રવચનમાં તેનું કેટલેક અંશે સાથીઓને દર્શન કરાવ્યું! “આજે મારું હૃદય વ્યાકુળ થયું છે, કારણકે આપણામાં હું બહુ ગંદકી જોઉં છું. આજનું ભજન ‘લજ્જા મોરી રાખો શ્યામ હરિ’ મને બરાબર લાગુ પડે છે. તેમાં જે સ્થિતિ દ્રૌપદીની બતાવી છે તે જ સ્થિતિ આજે મારી છે. યુધિષ્ઠિર, ભીમ, અર્જુન વગેરેના જેવા પતિદેવો, ભીષ્મ, વિદુર વગેરેના જેવા વડીલગણ સાક્ષી હોવા છતાં દ્રૌપદી બેહાલ સ્થિતિમાં હતી તેવી રીતે આજે આટલા સાથીઓની વચ્ચે પડયો છું, છતાં એકલો બેહાલ લાગું છું. એક મારા પરમ મિત્ર અને સાથીએ મને ચેતવણી આપી હતી કે જોજે, તું એક દિવસ એકલો રહી જવાનો છે, પણ જ્યારે બધા સાથીઓ મારો ત્યાગ કરશે ત્યારે હું તમારી પડખે હોઇશ. પણ આજે તેની

એ પ્રતિજ્ઞા પણ જૂઠી હતી એમ મને લાગે છે. પણ તેનું મને દુઃખ નથી. કારણકે મારો મિત્ર સંસારમાં એક છે અને તે ઈશ્વર છે. તે મારી પાછળ લાગ્યો છે. હું ભાગું તો પણ તે મને છોડે એમ નથી. અત્યારે તો હું ઘોર સંગ્રામમાં પડ્યો છું ખૂનની નદીઓ વહેશે તોપણ લડવાની પ્રતિજ્ઞા છે, તેમાંથી પાછો હઠીશ નહિ પાછું કદમ ભરતાં પહેલાં ભસ્મીભૂત થઈ જઈશ પણ સાથીઓ પાસેથી જે આશા રાખી હતી તે ન જોઈ. જેની મેં આશા રાખી નહોતી તે કીમ નદી ઓળંગ્યા પછી જોયું. . . ." બીજા સાથીઓની વાત કરતાં તેમણે કહ્યું: "જેવો હું પાપી છું તેવા મારા સાથી, આવા પાપસમુદ્રમાં ડૂબેલો હું સામ્રાજ્યનો નાશ કરવા પેદા થયો છું એમ કહેતાં શરમાતો નથી. અર્જુનને ભગવાન શું કહે છે? "તું શું કરે છે? તું તો નિમિત્તમાત્ર છે." એટલે જે નિશ્ચય થયો છે તેમાંથી પાછો હઠવાનો નથી પણ હૃદય તો રડયાં જ કરે છે. આનાથી જે બચવા ઇચ્છે તે બચે અને મને બચાવે. જે આમાં ન ચાલી શકે તે ભાગી જાય, અને એવાને હું મારા સાચા મિત્ર માનીશ. પણ પોતાને અને મને ન છેતરશો. જે શરતો કરી છે તેનું પાલન ન થાય તો જાઓ, અને રહેવું હોય તો સાચા બનો. સંભવ છે કે આપણે જ્યાં પહોંચવું છે ત્યાં પહોંચીએ ત્યારે ઈશ્વરકૃપા હોય તો બધા સાચા થઈ ગયા હોઇએ, અને મહાયજ્ઞને લાયક બની શકીએ. પણ એટલું ખચીત માનજો કે બધા શુદ્ધ નહિ થઈએ તો સફળતા નહિ મળે. પણ એંસીમાંથી આઠ પણ શુદ્ધ થઈ શકશે તોયે સફળતા મળશે."

ભટગામ પછી આ પાવકની જ્વાળા શમવા લાગી. અને ચૈત્ર-વૈશાખનો સખત તાપ તપ્યા પછી વરસાદના શીતળ છાંટાની જેમ એક પછી એક મીઠા અનુભવો મળવા લાગ્યા. છાવણીમાં એક નવી જાગૃતિ આવી. સૈનિકો વધારે સાવધ બન્યા. તા. ૩૦મીએ દેલાડ પહોંચ્યા. ત્યાં અમદાવાદથી આવેલાં શ્રીમતી ખુરશેદબહેન અને આશ્રમની બીજી કેટલીક બહેનો હાથસાવરણી લઇને ગામસફાઈ

માટે નીકળ્યાં અને ગામના લોકો આ શુભ યજ્ઞમાં ભળ્યા. સાંજે કૂચમાં મજૂરોના માથા ઉપર ઊંચકેલી ભડકાદાર ભારી બત્તીઓની જગા મશાલોએ લીધી, અને દેલાડની જાહેર સભામાં પણ ખુલ્લા આકાશની નીચે લીલાં પાંદડાંનાં તોરણોથી તગતગતા ફાનસોનું આંખને ઠારે એવું સુંદર દૃશ્ય જોવામાં આવ્યું. આમ ચોવીસ કલાકમાં બધો રંગ જ બદલાઈ ગયો. દેલાડની આ સભામાં જે શાંતિ અને ગાંભીર્ય હતાં તે અપૂર્વ હતાં અને જોકે છેલ્લા દિવસોના બનાવોથી થયેલી ગાંધીજીની વ્યાકુળતા હજુ બીલકુલ મટી ગઈ નહોતી, છતાં ગાંધીજીના ભાષણમાંથી દયા અને કરુણાની અમી જ ઝરતી હતી. આ ભાષણનો મહત્ત્વનો ભાગ આપવો અહીં અસ્થાને નહિ ગણાય: "ગીતામાં કહ્યું છે તેમ જે વસ્તુ આરંભમાં કડવી લાગે પણ પરિણામે મીઠી હોય તે સાત્ત્વિક છે. તેથી જોકે ગઈ કાલે હું વ્યાકુળચિત્ત થયો અને હજુ વ્યાકુળતા ન મટીહોય તોપણ હું શાન્તિ ખોઇ બેઠો નથી; જે પ્રેમના અંગારા મેં મિત્રો, સાથી અને સભા પાસે કાઢ્યા હતા તે અંગારા તરીકે તેમણે નહિ માનેલા. પેલી જબરદસ્ત બત્તીને બદલે ઝીણાંઝીણાં ઝાંખાં લાગતાં ફાનસો જોઈ રહ્યો છું.

"આજની સભામાં અંતર અને બાહ્ય શાંતિ જોઉં છું તે કાલે નહોતો જોઈ શકતો. ગઇ કાલના ભડકામાં કૃત્રિમતા લાગતી હતી. આપણાં ગ્રામ્યજીવન અને એ ભડકા વચ્ચે સંબંધ નહોતો જોતો. શહેરના સ્પર્શમાં આવવાથી આવા ભડકા સાંપડી શકે છે પણ એવાં અસંખ્ય ગામડાં શહેરથી અને રેલના પાટાથી સેંકડો માઇલ દૂર પડયાં છે. એવાં ગામડાંની સેવા કરવાની આપણી ભાવના છે. એવાં ગામડાંને તો તમે ઓળખતા પણ નથી. એવાં ગામડાં કદાચ ગુજરાતમાં તો નહિ હોય પણ ગુજરાત તે કાંઈ હિન્દુસ્તાન છે? તે તો હિન્દુસ્તાનનું એક બિંદુમાત્ર છે. બંગાળા, બિહાર અને સંયુક્ત પ્રાંતના પ્રમાણમાં ગુજરાત તો શું છે? સંયુક્ત પ્રાંતની મુસાફરી કરતાં રાત્રે એવાં કેટલાંય ગામડાંમાંથી હું પસાર થયો છું

કે જ્યાં રાત્રે બત્તી પણ ન જોવામાં આવે, માત્ર કુતરાં જ ભસતાં હોય. ગુજરાતનાં ઘરો સાથે તે ઘરો સરખાવતાં તો ખંડેર જેવાં લાગે અને રડવું આવે અને થાય કે હે દૈવ! હિન્દુસ્તાનમાં આવાં ઘર! અને તે માણસો તો હાડપિંજર જેવાં. કડકડતા શિયાળામાં ગોદડી સરખી તેમને ન મળે. બારણું બંધ કરી ચીથરાં ઓઢી જેમતેમ પડયાં હોય. એવાં ગામોને હું યાદ કરું છું, એવાં ગામોમાં આવા ભડકા પાલવે? એ ગામો માટે કોઈ શેઠીઓ મને પાંચ બત્તીઓ આપે અને હું લઈ જાઉં તો હું અધર્મ કરું છું અને તેટલે અંશે પાપનો ભાગી બનું છું. જ્યાં ઘર ઉકરડા જેવાં પડયાં છે અને જ્યાં માણસો પાણી અને અન્ન વિના ટળવળી રહ્યાં છે ત્યાં તો પ્રથમ મને કોઈ પૈસા આપે તો કૂવા ખોદાવું અને તેમનાં ઘર સમરાવી આપું; ગાય અને રેંટિયા વસાવું અને સગવડ હોય તો ગામને બગીચો પણ આપું. પણ ભડકાને સારું તો પૈસા ન જ લઉં. જોકે હું જાણું છું કે બત્તીના અભાવે આવાં ગામડાંમાંથી સરકારની ગણતરી પ્રમાણે ૨૦ લાખ જેટલા માણસો સર્પના ડંખથી મરણ પામે છે અને એ સિવાય ગણતરી વિનાના તો કેટલાય હશે! એ લોકોના બચાવ માટે ત્યાં નથી દવા કે નથી બત્તી; પણ ત્યાંયે આવી ભડકાબત્તી લઈ જવાની હું હિંમત નહિ કરું. એ તો હાજત વધારવા જેવું થઈ પડે. એ તો ઉપવાસીને ચૂરમું આપવા સમાન થઇ પડે. એક વખત હાજત વધી તો તે પૂરી પાડવા સારું માણસ લંકા સુધી જશે. જ્યાં કરોડો માણસોને ખાવાને અડધો રોટલો અને ખરાબ મીઠું પણ પૂરું ન મળતું હોય ત્યાં મને ખાતાંખાતાં પણ એમ વિચાર થાય છે કે આટલું ખાવાનો તને શું અધિકાર છે? પણ મોહને વશ થઈને અને સેવા કરવાની આશાએ હું દૂધ ખાઇ લઉં છું.

"આપણે તો ધર્મનો વિચાર કરવો છે. રાક્ષસી સલ્તનત સાથે બાથ ભીડવી છે તે તુચ્છકારીને કે રાડો પાડીને નહિ બની શકે,

પણ એ તો અહિંસાની વાટે જ બની શકશે. અહિંસા આંધળીપાંગળી કે ચીથરેહાલ લાગે પણ જ્યારે તેની સાથે ઈશ્વરદત્ત શક્તિ ભળે છે ત્યારે સામો માણસ તેની આગળ ઝાંખો પડી જાય છે, તેને લકવો થઈ જાય છે. એવી શક્તિથી આપણે કામ કરવાનું છે અને એ તો ભડકાથી નહિ થાય. આ ભડકાને કાઢી નખાવવામાં સાથીઓને આઘાત પહોંચાડચો છે. આ ભડકા વિના લોકો અશાન્ત થશે એવું તેમને લાગતું હતું, પણ મારી દૃષ્ટિએ તો શંકાને સ્થાન રહ્યું નહોતું. અત્યારે હું જે સંદેશ આપી રહ્યો છું તે તમને કઠોર નથી લાગતો. આવી અસર ભડકામાં ન થઈ શકત."

આ ઉપરથી કોઈ એમ નહિ સમજે કે આ પરીક્ષા અહીં પૂરી થઈ છે. આ નોંધ નવસારીમાં લખાઈ રહી છે. ઈશ્વરની કૃપા હશે તો બે દિવસમાં દાંડી પહોંચી જઇશું. સાચી કસોટી તો ત્યાં થશે. પરિણામ ઇશ્વરના હાથમાં છે. પણ સત્યાગ્રહીઓનો માર્ગ ગાંધીજીએ સહેલો બનાવી દીધો છે. આ સંબંધી તેમના નીચે આપેલા ઉદ્ગારો દરેક સત્યાગ્રહીને હૃદયાંકિત હોવા જોઈએ: "બદ્રીનાથની યાત્રાએ જઈએ તો એકદમ બદ્રીનાથની હવા બદલાયેલી નહિ હોય. રસ્તામાં ફેરફાર થયા જ કર્યો હશે. તેવી જ રીતે સ્વરાજ્યને પહોંચવું હોય તો સ્વરાજ્યમાં ફેરફારો એકદમ નહિ માલમ પડે. એ તો ધીમેધીમે ઘડાયા હશે. જેલમાં પણ આપણે આત્મશુદ્ધિ કરવાની છે. હું જીવતો હોઇશ તો પૂછીશ અને તમારી રોજનિશી જોઈશ. કોઇ એમ નહિ માનતા કે જેલમાં કંઇ કરવા નહિ દે. જેલમાં આપણે રોજનિશી લખવાના છીએ, કાંતવાના છીએ. ગીતા, રામાયણ વગેરે વાંચવાના છીએ. તે માટે કાગળ, શાહી, રૂ, પીંજણ, રેંટિયો, પુસ્તકો આપશે. નહિ આપે તો પણ આપણે લેવાના છીએ. એ તો આપણી યોગ્યતા સિદ્ધ કરીશું એટલે મળવાનું, અને એ યોગ્યતા માટે જ આ પ્રયત્ન છે. આપણે જેમ બહાર જીવન જીવવા

પચાવીએ છીએ, અને જીવીએ છીએ, તેવું જ જીવન ત્યાં ગાળવાનું છે. હા દૂધ, ઘી, ગોળ ત્યાં નહિ મળે, પણ તે આવશ્યક છે એમ છે જ નહિ. એ તો આપણી નબળાઈને લીધે લઈએ છીએ તે ત્યાં છોડી દઈશું. પણ કાંકરાવાળો કે કચરાવાળો ખોરાક ખાવાના નથી.

આપણે જે કાર્ય માટે નીકળ્યા છીએ તેની જવાબદારી અને ગંભીરતા સમજાવું છું, અને તેમાં ભૂલ ન થાય તે માટે વારંવાર ચેતવું છું. આ યાત્રા પાછળ આખું જગત આજે કેમ જોઈ રહ્યું છે? તેની અસર કેટલી છે? એ શાથી થઈ છે તે સમજશો તો સમજાશે કે આપણે કેટલું સાવધાન રહેવાનું છે. આપણને નાલાયક સમજી બુદ્ધિમંદ ન થઇએ. હમેશાં પ્રયત્નશીલ થઇએ. અને પ્રયત્નશીલ હોઈશું તો કોઈ તમને કાઢનાર નથી, એને લાયક થવાના જ એવો વિશ્વાસ અને શ્રદ્ધા રાખીએ."

# નવસારીનું ભાષણ

નવસારી પારસીઓનું મુખ્ય મથક હોવાથી પારસી કોમને ઉદ્દેશી ગાંધીજીએ નવસારીના જાહેર ભાષણમાં નીચેના ઉદ્‌ગારો કાઢયા હતાઃ

નવસારી તો પારસી ભાઈઓનું મથક છે. પારસીની વસ્તી આખી દુનિયામાં લાખની અંદર છે, અને તેમાંયે પારસીઓનો ઘણો મોટો ભાગ તો મુંબઈ ઈલાકાની અંદર મુખ્યત્વે કરીને નવસારી અને મુંબઈની વચ્ચે રહેનારો છે.

હિંદુસ્તાનમાં ભ્રમણ કરતાંકરતાં ઠેકઠેકાણે હું પારસી ભાઈઓને મળું છું ત્યારે તેઓ મને ઓળખ્યા વિના રહેતા નથી.

લેંગ નામના એક ગોરા લેખકે દુનિયાની બધી સખાવતોની સરખામણી કરીને સિદ્ધ કરી બતાવ્યું છે કે ઉદારતામાં તો પારસીઓનો જ વસ્તીના પ્રમાણમાં પહેલો નંબર આવે છે. સમુદ્રમાં બિન્દુ જેટલા પારસી ભાઇઓએ આખા જગતને પોતાની ઉદારતાથી ગજવી મૂકયું છે. પૃથ્વીના ઈતિહાસમાં આટલી બધી સખાવત નિષ્પક્ષપણે બીજી કોમોએ કરેલી કોઈએ જાણી નથી. જ્યારેજ્યારે પારસીઓ પાસે મેં હાથ લંબાવ્યો છે ત્યારે કદી એ હાથ ખાલી નથી ફર્યો.

દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહની લડતમાં પણ પારસી ભાઇઓએ અગ્રેસર રહી મને મદદ કરી હતી. શેઠ રૂસ્તમજીએ તો પોતાને લૂંટાવી દીધો. અને તેથી જ તેમનાં ભાટની માફક મેં વખાણ કર્યાં છે.

પારસીઓનું આ લહેણું હું શી રીતે ફેડી શકું ? હું તો ભિખારી રહ્યો એટલે એ કરજ પૈસાથી કેમ પતાવાય ? હું કાંઈ સાહેબ નથી કે વાઇસરૉય નથી કે તેમને કોઇ મોટી નોકરી કે ઈલ્કાબ પણ આપી શકું ? તેથી આજે નવસારીમાં આવી તેમની સ્તુતિ કરું ને

સાથે કંઈક લઈ લઉં. આ લડતમાં પારસીઓ તો છે જ. એક જરથુસ્ત્ર ભાઈ કે જે મારા સગા ભાઈ સમાન છે અને તેમને કૅન્સર હોવાનો ભય છે છતાં આ લડતમાં જોડાવાને તલપાપડ થઈ રહ્યા છે.

દાદાભાઈની પૌત્રીઓનો જ દાખલો લો. તે બધી બહેનો લડતમાં ઊતરવા માટે ગાંડી અને અધીરી થઈ રહી છે. એટલે પારસીઓની મદદ વિષે હવે વિશેષ શું સંભળાવું? પણ મારે તો વિશેષ જોઈએ.

મીઠાનો કર તો ગયો જ છે એમ તમે સમજજો. આશ્રમથી નીકળ્યો છું ત્યારથી ઠેકઠેકાણે પારસીઓએ મારા ઉપર આશીર્વાદનો વર્ષાદ વરસાવ્યો છે અને કહ્યું છેઃ "તારી ફતેહ થજો. ખુદા તારી સાથે છે. અને સ્વરાજ લઈને વહેલો આવજે." અને હું જીવતો હોઈશ તો સ્વરાજ લઈને જ પાછો ફરવાનો છું.

મીઠાની લડતમાં ન જોડાઈ મદ્યપાનનિષેધની ચળવળમાં ધારો તો મોટામાં મોટો ફાળો આપી શકો.

દારૂ પાછળ ૨૫ કરોડ રૂપિયા આપી આપણે બરબાદ બનીએ છીએ. તેની બદીથી આપણાં ઘરબાર ભાંગી ગયાં છે. દક્ષિણ આફ્રિકામાં વકીલાતનો ધંધો કરતો છતાં ત્યાંના મજૂરભાઈઓ સાથે હું ભમતો હતો. એ મજૂરો પોતાના કામને અંગે મને મળવા પણ આવતા. અને હું તેમના જીવનમાં ઓતપ્રોત થતો હોવાથી તેઓ પોતાનાં સુખદુઃખની વાતો કરીને પોતાની કરુણકથા સંભળાવતા. અને પીવાથી તેઓ કેટલા પાયમાલ થઈ જતા તે કહેતાંકહેતાં ડૂસકેડૂસકે રડી પડતા. આવા જ હાલ અમદાવાદના ઘણા મજૂરભાઈઓના થઇ રહ્યા છે એમ મેં જાતે અનુભવ્યું છે. દારૂ પીનારા પોતાની પત્ની, માતા, દીકરી વચ્ચેનો ભેદ પણ ભૂલી જાય છે. માણસ મટી પશુ બને છે. જે કોઈ આ દારૂની બદીમાં ફસાય છે તે બધા હેવાન બની જાય છે, મારી નરી આંખે સ્ટીમરના

કેપ્ટનને દારૂ પીને ઓકેલામાં આળોટતો મેં જોયો છે. આવી બદીમાંથી મદ્યપાન કરનારને છોડાવવા સારુ પારસી ભાઈઓની મદદ માગી રહ્યો છું.

દારૂ પીનારાઓને મીઠુબહેને જોયા તેથી તેમનું હૃદય પીગળ્યું અને માતા છોડી, ઘરબાર છોડયું અને દારૂનિષેધના કામમાં ઝંપલાવ્યું છે. પણ એક પારસણના ત્યાગથી આ કામ પૂરું ન થાય. આ કામ માટે તો પારસીમાત્રનાં હૃદય હલાવવાં પડશે. અને જરૂર જણાયે તેમની સાથે મારા જેવાએ સત્યાગ્રહ પણ કરવો પડશે. પારસી પાસે બુદ્ધિશક્તિ પડી છે. તે કરોડો રૂપિયા પેદા કરનારા છે. ઈશ્વરથી ડરનારા છે. જો આજથી દારૂનો વેપાર કરવો હરામ છે એમ સમજી પારસી પીઠાવાળા દારૂનો ધંધો છોડી દે તો બીજા પીઠાંવાળા તેમની નકલ કરશે જ.

જ્યારે ૨૫ કરોડ આમ બચાવી લઈશું ત્યારે કરોડો ગરીબનાં ઘર આપણે સાજાં કર્યાં હશે. ત્યારે દેવતાઓ પુષ્પનો વરસાદ વરસાવશે.

લોકોનાં હૃદયમાં પ્રવેશીને તમે આ દારૂ છોડાવ્યો હશે ત્યારે જે શક્તિ પેદા થશે તે શક્તિથી આપણને જે જોઈએ તે મળી શકશે.

આ કામમાં હું ખાસ બહેનોની મદદ માગું છું. બહેનો દારૂ પીનારના ઘરમાં જાય ને તેમને વીનવે. મેં મુક્તિફોજની બહેનોને આવાં કામ કરતાં ભાળી છે. તેમ જ હિંદી બહેનો કાં ન કરે? શું હિંદુસ્તાનમાં હિંદુ, મુસલમાન કે પારસી બહેનો આના કરતાં કંઈ ઓછું કરશે? શું દારૂની બદીમાં ફસાયેલાઓ એમના ભાઈઓ નથી? હું એ દારૂ પીનારાઓને સમજાવવા જાઉં તો મારી સાથે કે બીજા પુરુષો સાથે એ કજિયા કરવાના છે. પણ એક પણ સ્ત્રીનું તેઓ અપમાન કે અનાદર નહિ કરે. તમને ન સમજે એવા એ હેવાન નથી. તમારો હાથ અડતાં એ સાનમાં આવશે અને પાછું પગલું

ભરશે અને તમારી આંખમાં પ્રેમ અને અમી વરસતાં હશે એ જોઈને જ આ તો સતી કે કોઈ યોગિની આવી છે એમ તેમે થશે અને શરમાઈને દારૂ છોડશે.

તમે બહેનો દારૂ પીનારાઓનાં બૈરાંછોકરાંઓને ઓળખતાં થશો. એમનાં રખડુ અભણ છોકરાં સાથે દોસ્તી કરશો અને તેમની પાસે ઉપર આભ અને નીચે ધરતી સિવાય કંઈ નથી છતાં તે પીધે રાખે છે તે જોશો ત્યારે આ પવિત્ર કાર્ય કરવા માટે પ્રેરાયા વિના રહેશો નહિ.

સરકાર મને જેલમાં લઈ જાય તો આ સંદેશો હું બહેનો માટે મૂકી જાઉં છું, ગુજરાતની બહેનો આવી વાતમાં કુસાયલી છે. તેમના જેટલી તાલીમ હિંદમાં બીજી કોઈ જગ્યાએ બહેનોને મળી નથી. તેથી મીઠુબહેન જે ક્ષેત્ર તૈયાર કરીને બેસી ગયેલ છે તે ક્ષેત્રમાં બધી બહેનો ઝંપલાવે.

આ અહિંસક લડતમાં પુરુષો કરતાં પણ બહેનો વધારે ભાગ લઈ શકે, કારણ કે સ્ત્રીઓ તો ત્યાગ અને દયાની મૂર્તિ એટલે અહિંસાની મૂર્તિ છે. પુરુષ અહિંસાધર્મ બુદ્ધિથી સમજે છે, જ્યારે સ્ત્રી અહિંસા પીને જ જન્મેલી છે. પુરુષ તો જરાક જેટલી જવાબદારી ભોગવી છૂટી જાય છે, ત્યારે બહેનોને તો ધણીની, બાળકોની અને કુટુંબીઓની સેવા કરવાની રહેલી છે.

પારસીઓએ તો મને તેમના દેવા નીચે કચરી નાખ્યો છે. તેમણે તેમના પ્રેમપાશમાં મને ગુલામ બનાવી દીધો છે. અને ગુલામને માલિક પાસેથી વધારે માગવાનો અધિકાર મળે છે, આ આત્મશુદ્ધિના યજ્ઞમાં તમે મને પૈસાથી ડુબાડી દેશો કે સ્વયંસેવકો આપશો તેથી મને સંતોષ નથી થવાનો. પણ સંતોષ તો મને ત્યારે જ થશે કે જ્યારે સમસ્ત પારસી કોમ આ મારી અરજ સાંભળે અને મીઠુબહેન જે કામ કરી રહેલ છે તે કામને પારસી ભાઈબહેનો અપનાવી લે.



**નિમક-કાયદાનો ભંગ**

"ગરીબ વર્ગના દૃષ્ટિબિન્દુથી આ કાયદો મને સૌથી વધુ અન્યાયી લાગ્યો છે."—**ગાંધીજી**

# દાંડીમાં ગાંધીજીનું પ્રથમ પ્રવચન

દાંડીબંદર આવવા હું જ્યારે સાથીઓને લઇ સાબરમતીથી નીકળ્યો ત્યારે હું અને મારા સાથીઓ અહીં પહોંચી શકશું એમ મારા મનમાં ખાતરી તો નહોતી. સાબરમતીમાં જ મને પકડવાની અફવા તો ચાલતી જ હતી. સરકાર સાથીઓને કદાચ દાંડી લગી પહોંચવા દે પણ મને તો નહિ જ પહોંચવા દે એમ હું માનતો હતો. તેમાં કોઈને મારી અધૂરી શ્રદ્ધાની ગંધ આવે તો તેનો ઇનકાર નહિ કરું. અહીંઆં હું પહોંચ્યો છું તેમાં શાન્તિનો અને અહિંસાનો પ્રભાવ ઓછો નથી. તેનો પ્રભાવ જગતવ્યાપી છે, સરકારને આ બાબતમાં ધન્યવાદ જોઈએ તો લઈ શકે છે, કારણકે એકેએકને પકડી લેવાની શક્તિ સરકારના હાથમાં છે. એમ છતાં આ શાન્તિસેનાને પકડવાની હિંમત નથી ચાલી એમ કહેવામાં પણ સરકારની સ્તુતિ આવી જાય છે. એવી સેનાને પકડતાં તેને શરમ લાગી.

જે કૃત્યને પાડોશીઓ નિંદે તે નિંદવાલાયક કામ કરતાં પણ માણસ શરમાય તો તે સભ્ય માણસ છે.

જગતની નિંદાથી શરમાઈને પણ જો અમને સરકારે નથી પકડયા તેટલે અંશે પણ તેમને ધન્યવાદ ઘટે છે.

આવતી કાલે મીઠાના કરનો સવિનય ભંગ થશે એને પણ સાંખી લેશે કે નહિ તે નોખો સવાલ છે. અને ન પણ સાંખી લે. પણ સરકારે આ ટુકડી વિષે જે ધીરજ અને શાંતિ રાખ્યાં તે વિષે તો તે ધન્યવાદને પાત્ર ગણાશે.

આખા હિંદુસ્તાનમાં વ્યાપક સવિનય ભંગ ચાલે અને તેને સાંખી લે તેમાં જ મીઠાના કાયદાનો નાશ છે. જ્યારે મીઠાના કાયદા

તોડવાનો સંકલ્પ થયો, અને થોડાઘણા માણુસોએ પણ સ્વાધીનતા ન મળે ત્યાં સુધી જાનને જોખમે પણ એ કામની પાછળ મંડયા જ રહેવું છે એવી પ્રતિજ્ઞા લીધી ત્યારથી જ એ મીઠાનો કર ગયો છે તે વિષે મારા મનમાં લેશમાત્ર પણ શંકા નથી.

આ સવિનય ભંગ સરકાર સાંખી લેશે તો ખચીત માનવું કે સરકારે આ કર વહેલોમોડો કાઢી નાખવાનો નિશ્ચય જ કર્યો છે. આવતી કાલે મને યા સાથીઓને પકડે તો મને આશ્ચર્ય નહિ થાય. દુ:ખ તો નહિ જ થાય. જે વસ્તુને વહોરવા નીકળ્યા હોઈએ તે મળ્યા પછી દુ:ખ માનીએ તો નાદાની ગણાય.

મને પકડે અને ગુજરાત—હિંદુસ્તાન—ના પ્રખ્યાત નાયકોને પકડી લે તોયે શું? જ્યાં આખી પ્રજા ઊખડી પડે અને જાગૃત થાય ત્યાં નાયકની જરૂર જ રહેતી નથી, એવા વિશ્વાસ ઉપર આ લડતનું મંડાણ રચાયું છે. જે લાખો માણુસોએ અમારી કૂચ દરમ્યાન અમને આશીર્વાદ આપ્યા છે અને મારાં ભાષણો સાંભળ્યાં છે તેમાંના ઘણા આ લડત ઉપાડવા તૈયાર રહેશે અને તેનું જ નામ વ્યાપક સત્યાગ્રહ કહી શકાય.

આપણે તો હવે સરકાર થાકે ત્યાં સુધી જ્યાંજ્યાં બની શકે ત્યાંત્યાં મીઠું આપણા પૂર્વજો જે પ્રમાણે બનાવતા હતા તે પ્રમાણે ઘેરઘેર બનાવીને ઠેરઠેર વેચવું છે અને એટલી હદ સુધી કે સરકારની વખારમાં જે મીઠું પડ્યું છે તે નકામું થઈ પડે. જો દેશમાં પ્રજાજાગૃતિ ખરેખરી થઈ હશે તો મીઠાનો કાયદો નહિ જ રહે.

આપણે જ્યાં જવું છે તે બહુ દૂર છે. આપણી યાત્રાનું ધામ હાલ તો દાંડી થયું છે. પણ ખરું ધામ તો સ્વતંત્રતા દેવી છે. તેનાં જ્યાં સુધી દર્શન થયાં નથી ત્યાં સુધી આપણા મનમાં અશાન્તિ રહેવાની, અને સરકારને પણ શાંત રહેવા નહિ દઈએ.

જે પટેલોએ રાજીનામાં આપ્યાં છે તેમણે તે પુરવાર કરી આપવાં જોઈએ, અને સ્વતંત્રતાની સ્થાપના ન થાય ત્યાં સુધી આ સરકારની સલામી ભરવી હરામ છે એમ માનવું જોઈએ.

જે બીજાં કામ હાલ ચારપાંચ દિવસથી ગણાવી રહ્યો છું તેનો અમલ પણ જલાલપુર તાલુકામાં તરતોતરત થવો જોઇએ. દારૂ પીવામાં સુરત જિલ્લો પ્રખ્યાત છે અને તેમાંયે આ તાલુકો વધારે પ્રખ્યાત છે. એ તાલુકામાં જ્યારે આજે આત્મશુદ્ધિનો પવન વાઇ રહ્યો છે ત્યારે દારૂતાડીનો સદંતર નાશ કરવો એ મુશ્કેલીનું કામ નથી. અને જે ખજૂરાના પાંદડેપાંદડે પાપ પ્રગટ થઈ રહેલું છે, જેમાં આપણા નાશપૂરતી જ કિંમત રહેલી છે અને જે ઝાડ આપણને ઝેરસમાન છે તે તમામ ઝાડો જમીનદોસ્ત થવાં જોઈએ

જલાલપુર તાલુકામાં એક પણ માણસ વિદેશી વસ્ત્ર પહેરતો ન હોવો જોઈએ. દાંડીમાં આવનાર સ્વરાજયજ્ઞમાં ભાગ લેવા અને દેવા આવે છે એવી દાનતથી આવનાર હોવો જોઈએ.

દાંડીની અંદર વિદેશી વસ્ત્ર પહેરીને કોઇપણ આવશે તો મને ગમશે નહિ. દાંડીને આપણે યાત્રાનું ધામ કે પૂર્ણ સ્વરાજનો કિલ્લો બનાવવા ઇચ્છતા હોઈએ તો બધાય ખાદી પહેરીને જ આવજો. આજે હું જાણું છું કે દેશના ખાદીભંડારોમાં ખાદી ખૂટવા આવી છે, તેથી લાંબા પનાની સાડી કે ધોતિયાં ન મળે તો માત્ર લંગોટી પહેરીને આવશો તોય તમને સભ્ય માણસ તરીકે આવકાર મળશે. અને તેમ છતાં જો કોઈ વિદેશી કાપડ પહેરનારા આવશે તો મારે દાંડીના નાકા ઉપર સ્વયંસેવકો બેસાડવા પડશે અને તેઓ તમને પગે લાગીને ખાદી પહેરવા વીનવશે. અને તેમ કરતાં તમને દુઃખ થશે અને થપ્પડ મારશો તો પણ એ સત્યાગ્રહીઓ તમારી થપ્પડ સહન કરશે.

આ દાંડીની પસંદગી મનુષ્યની નથી, પણ ઈશ્વરની જ છે. જ્યાં અનાજ ન મળે, જ્યાં પાણીના અભાવનો ભય હોય અને જ્યાં

હજારો માણસો અગવડથી જ આવી શકે, જ્યાં પહોંચવા માટે સ્ટેશનથી દસ માઈલ દૂર આવવું પડતું હોય, પગપાળે ચાલનારને કાદવકીચડની ભરેલી ખાડી ઓળંગવાની રહી હોય એવા ખૂણે પડેલી જગ્યાએ સત્યાગ્રહનો મોરચો કેમ મંડાતો હશે? પણ સાચી વાત જ એ છે કે આ લડત જ સહન કરવાની છે.

તમે તો નવસારીથી દાંડીના આખાયે રસ્તાને પાણીનાં ઠેરઠેર પરબ માંડી જગતમાં વિખ્યાત કરી મૂક્યો છે. આ લડતમાં તમારી સંમતિ ન હોય, આશીર્વાદ ન હોય તો તમે આ કામ શા માટે ઉપાડો?

દાંડીને હરમ અથવા પાકપવિત્ર ભૂમિ સમજી આ જગ્યાએ જૂઠું ન બોલાય, પાપ ન કરાય એવી ભાવનાથી દરેકે પ્રવેશ કરવો જોઈએ. તમે સાચા સેવક અને સેવિકાઓ થઈને આવશો અને સરકાર ગમે તેટલો ડર બતાવે તોપણ મીઠાના કાયદાનો સવિનય ભંગ કરશો, અને બીજાં દર્શાવેલાં કામ ઉપાડી લેશો તો સપ્તાહમાં જ સ્વરાજનો કાયદો ઘડાશે. ઈશ્વરની શક્તિથી એક દિવસમાં પણ જે આપણો જન્મસિદ્ધ હક છે તે મળી શકે.

## બ્રિટિશ કાયદો

દરેક વ્યક્તિનું શરીર પવિત્ર છે એમ બ્રિટિશ કાયદો શીખવતો હોવાથી હું બ્રિટિશ રાજ્ય પર મોહિત થયો હતો. એ કાયદા પ્રમાણે માણસ મહાખૂની હોય તોપણ તેને સિપાઈ મારી શકતો નથી, એ ખૂનીને જીવતો જ સિપાઇએ કોર્ટમાં હાજર કરવો જોઇએ. જેલની બહાર ચોરીનો માલ પણ ઝૂંટવી લેવાનો સિપાઈને અધિકાર નથી. પણ અત્યારે તો ઊંધો ન્યાય ચાલે છે. મારી મૂઠીમાં મીઠું છે કે કાંકરા એનો ન્યાય કરનાર પોલીસ શી રીતે હોઈ શકે?

દરેક મનુષ્યનું ઘર એ કિલ્લો છે. આપણું શરીર પણ એક જાતનો કિલ્લો છે અને એ કિલ્લામાં મીઠું આવ્યા પછી ઘોડાઓ

માથે ફરી વળે તોપણ મીઠું નીકળે નહિ. કાંડું કપાય પણ મીઠાની મૂઠી ન છૂટે એવું મનોબળ આજથી કેળવવું જોઈએ.

ઘરપ્રવેશ કરે તે જંગલીપણું કહેવાય. મારા હાથમાં ધૂળ લીધી છે કે મીઠું તેનો ન્યાય તો ન્યાયાધીશ કરે છે. અંગ્રેજના કાયદામાં શરીર પવિત્ર મનાય છે. દરેક અમલદાર ન્યાયાધીશ થઈ ઘરપ્રવેશ કરતો થઈ જાય તોતો તે લૂંટારાનો ધંધો થયો કહેવાય.

પણ હિંદુસ્તાનના અમલદારો અંગ્રેજી કાયદાઓને પણ જરૂર પડયે તોડીને ઘોળીઘોળી શરબત કરીને પી જાય છે, અને ૧૮૧૮ ના કાયદા મુજબ બધા કાયદાઓ પર પાણી ફેરવી શકે છે.

## ગુજરાતનું કર્તવ્ય

હવે એક પછી એક નેતાઓ પકડાવા લાગ્યા છે. અને આ લડતમાં તો જે વધારેમાં વધારે દુઃખ સહન કરે એ મુખી થઇ શકે છે. એ ધોરણે બહાર રહેલા માણસોમાંથી એક સરદાર થઇને આ લડત આગળ ચલાવી શકે છે

આ લડત એક માણસની નથી પણ કરોડોની છે. બેચાર માણસ લડીને જો સ્વરાજ જીતી શકતા હોય તો દેશની હકૂમત પણ એ બેચાર માણસો ચલાવતા થઈ જાય, તેથી આ સ્વરાજની લડતમાં તો કરોડો માણસોએ પોતાનો ભોગ આપી કરોડોને લાભદાયી થાય એવું સ્વરાજ મેળવવાનું છે.

દેશના મોટા નેતાઓને સરકાર એક પછી એક ઉપાડતી ચાલી છે અને આપણે તેમને પગલે ચાલવા તૈયાર હોઈએ અને એમણે બતાવેલો ધર્મ પાળી શકતા હોઈએ તોતો હસી શકીએ છીએ, નહિ તો શરમાવું જોઈએ. નેતાઓ ગયા અને હવે આપણો વારો આવ્યો છે એમ માનવું જોઈએ.

ગુજરાતના અને ગુજરાત બહારના આટલા બધા નેતાઓ જેલમાં ગયા અને કેટલાય સ્વયંસેવકો મીઠું સાચવતાં ઘાયલ થાય છે

અને કયાંકકયાંક કેટલાક તો માર ખાઈ બેભાન પણ થયા છે. છતાં તેની અસર મારા ઉપર થઈ નથી. આજે મારી છાતી પત્થર જેવી થઈ ગઈ છે. આ લડતમાં હજારો અને લાખો માણસોનો ભોગ આપવો પડે તો તે માટે પણ હું તૈયાર થઈ ગયો છું જ્યાં હજારોને જેલમાં મોકલવા માટે ઉદ્યમ જ માંડયો હોય ત્યાં તેમને કોઈ લઇ જાય તો રડવા બેસાય છે? આ તો ચોપાટના દાવ રમતાં ધાર્યા પાસા પડે છે, તેમાં રડવાનું કે હસવાનું શું હોય? એ ઈશ્વરની કૃપા છે. અને જે ચમત્કારો ચાલી રહ્યા છે તેનું તટસ્થ રહી નિરક્ષણ કરીએ.

તેરમી પછી આ છાવણી ઉપર મીઠાના અનેક કાયદા તોડવા છતાં સરકાર નજર નહિ નાખે તો તેને વિખેરી નાખશું અને તેરમી પછી બીજે કયાંક જઈશું, પણ આ યોજનાનો બધો આધાર સરકારની નીતિ ઉપર રહે છે. હમણાં તો સરકાર જેમ પિરસે તેમ ખાઈ શકાય.

તમે હજુ સુધી મીઠું કાઢવા ન ગયા હો તો આખું ગામ ભેગું થઈને જજો. અને મૂઠીમાં મીઠું ભરી લેજો અને મારા હાથમાં ૬ કરોડનું મીઠું લઈ જાઉં છું એમ જાણજો. સરકાર દર વર્ષે ૬ કરોડ રૂપિયા મીઠાવાટે આપણી પાસેથી ખાઈ જાય છે.

તમે આજે સરકારી મીઠું ન ખાવાની પ્રતિજ્ઞા લઈ શકો છો. તમારા ઘરના આંગણે તો મીઠાની ખાણ પડી છે,

## ૧૨૪ અ. કલમ

રોહતકમાં લાલા શ્યામલાલ નામના નમ્ર, બહાદુર, ત્યાગી સેવક છે. તેમણે ૧૯૨૧ ના અસહકારના આંદોલનમાં વકીલાત છોડી હતી. પણ ફરી ઓટ વખતે વકીલાત શરૂ કરી હજારો રૂપિયા જમા કર્યા. પણ લાહોરની મહાસભા પછી ફરીથી તેમનું હૃદય પીગળ્યું અને આશ્રમમાં આવવા માટે આજીજી કરી. આ સત્યાગ્રહી કૂચમાં પણ

આવવાને તેમણે ઇંતેજારી બતાવી. પણ આ સોનામહોરને દોકડામાં કેમ વટાવું? એટલે મેં ફરી તેમને રોહતક મોકલ્યા. અને તેમના લખવા મુજબ અહિંસાનું અમૃતપાન કરી સત્ય અને અહિંસાની કિંમત પ્રથમ કરતાં વધારે જાણી તેમણે વિદાય લીધી. અને હવે હું અહિંસાને કદી છોડીશ નહિ અને આશ્રમને કદી બેવફા નહિ થઇશ એવી પ્રતિજ્ઞા લીધી. એ લાલા શ્યામલાલને બેવફાદારીના ગુના સારુ પકડવામાં આવ્યા છે.

બેવફાદારીને ધર્મ માનનાર મારા 'યંગ ઇંડિયા'ના લખાણ જેવું કંઈક તેમણે ભાષણ કર્યું હશે. પ્રથમ તો જે માણસ સલ્તનતનો હરેક ક્ષણે નાશ થાઓ એવી પ્રાર્થના કરી રહેલ છે અને નાશ કરવા પ્રયત્ન પણ કરી રહેલ છે તે માણસને—મને ૧૨૪ અ કલમ લાગવી જોઈએ. પણ સાચી વાત તો એ છે કે જે બંડ કરીને કે દારૂગોળો વાપરીને સલ્તનતનો નાશ કરવા ઇચ્છે છે તેને જ ૧૨૪ અ લાગી શકે. પણ જે અહિંસાથી અને સત્યને માર્ગે સહન કરીને સલ્તનતનો નાશ ઇચ્છતો હોય તેને એ લાગુ ન જ પડે. પણ હું ક્યાં ન્યાયાધીશ છું? મારી તો બૅરિસ્ટરી પણ છીનવાઈ ગઈ છે.

---

# સત્યાગ્રહીની રોજનિશી

## ( ૩ )

( આ લેખ છગનલાલ જોષીએ કૂચ પૂરી થયા પછી તા. ૧૩–૪–૩૦ ના નવજીવનમાં લખેલો )

આ પત્ર ૧૦મી તારીખે દાંડીથી લખી રહ્યો છું. આજે અમારી કૂચનું વર્ણન કરવા કલમ ચાલતી જ નથી, કારણકે આશ્રમથી અમે નીકળ્યા બાદ દરેક તાલુકામાં વારાફરતી જે ' જેલરો ' ને અમને હવાલે કરવામાં આવતા હતા તે લગભગ બધાય જેલરો તાલુકાના અને જિલ્લાના નેતાઓ જેલમહેલમાં બિરાજમાન થઈ ગયા છે. આ આત્મશુદ્ધિની લડતમાં આશ્રમનું ગાંધીજી પ્રથમ બલિદાન આપવા ઇચ્છતા હતા, તે ધારણા આજે પાર પડી નથી. જોકે છઠ્ઠી તારીખે ' સમુદ્રસ્નાન ' કરી બરાબર સાડાછ વાગે પ્રાતઃકાળે અમે મીઠાનો કાયદો તોડયો, ત્યારથી આજ સુધી રોજ મીઠું એકત્ર કરવા દરિયા-કિનારે જઈએ છીએ, રોજ ગામેગામ મીઠું વેચવા નીકળીએ છીએ. અમારી છાવણીમાં તરેહતરેહના મીઠાના ઢગલા ચોગાનમાં પડયા છે. મીઠાને શુદ્ધ કરવાના પ્રયોગો પણ ચાલે છે. કાલ તો દાંડીના અનાવિલ અને કોળી નવજુવાનો અમારા ફળિયામાં આવી ખાડીનું પાણી ઉકાળી પોણો મણ મીઠું બનાવી ઘેર લઈ ગયા. દાંડી કે સામાપુરમાં એવું એક પણ ઘર રહ્યું નથી કે જેણે અમારું ગેરકાનૂની મીઠું પૈસા લઇને જાણીજોઇને ન ખરીદ્યું હોય. દાંડીમાં વહોરાઓનું યાત્રાનું સ્થળ છે ત્યાં જે વહોરા કુટુંબો હવા ખાવા આવીને વસેલાં છે તેમણે પણ આ ગેરકાનૂની મીઠું લેવું ગુનો છે એ જાણવા છતાં

ખરીદ્યું હતું. આવી રીતે મીઠું ઘેરઘેર વેચી અમારો સંઘ અત્યાર સુધીમાં રૂા. ૩૯–૧૦–૩ કમાયો છે. સંઘના કેટલાક વિદ્યાર્થીઓ તો ખુદ સોલ્ટ ઑફિસર અને પોલીસઈન્સ્પેક્ટરને બંગલે મીઠું વેચવા ગયા હતા. તેમણે આ મીઠું ઝેર છે એમ કહી ખરીદ્યું નહિ; પણ આ કાંઠા પર થતું નિર્દોષ મીઠું ગામડિયાઓ વાપરતા થઈ ગયા છે. તેમને એ મીઠું ઝેરને બદલે અમૃતસમાન લાગે છે. એની બિચારા અમલદારોને હજુ ખબર નથી.

ગુજરાતમાં, કાઠિયાવાડમાં અને દિલ્લીમાં મીઠું બનાવનાર કે વેચનાર પર પોલીસ અનેક પ્રકારના જુલમ કરે છે, ત્યારે અમારો સંઘ પોલીસના દેખતાં મીઠું પકવતો અને વેચતો હોવા છતાં તેમના પર હજુ આંખ સરખીયે કરડી કરતા નથી. આમ કરીને પોલીસ અમલદારો સરકારી કાયદાનો–બીકણ થવાનો–ભંગ કરી રહ્યા છે.

દાંડીમાં અમારો સંઘ આવી પહોંચ્યો તે પહેલાં મીઠાખાતાના પોલીસો અને મજૂરોએ ભેગા થઈ જે ખાડીમાં ઢગલાબંધ મીઠું પથરાઈ ગયું હતું તેના પર ધૂળ ફેરવવામાં અને માટી સાથે ભેળવી દેવામાં કશી મણા રાખી નહોતી. પણ જ્યાં મીઠાની ખાણ ચારેકોર પડી હોય ત્યાં બિચારી પોલીસ પણ શું કરે ? ગઈ કાલે અમારી છાવણીથી બેએક માઇલ દૂર મીઠાનાં ખેતરો નજરે પડયાં. એટલે સવારે જે આઠદસ સ્વયંસેવકો ત્યાં પહોંચ્યા તેઓ ઘડા અને ફાંટ ભરીને લાવ્યા. આ પોલીસે જોયું અને બપોરે ત્રણ વાગે આખોય સંઘ બધું મીઠું ઊંચકી લેવાના સંકલ્પથી નીકળ્યો. પણ પહેલાં બપોરના બાર વાગે મીઠાખાતાના પોલીસોએ મજૂરોને લઈ ત્યાં પહોંચી જઈ ધાનને ધૂળ કરવાનો ધંધો આદરી દીધો. અમારો સંઘ ત્યાં પહોંચ્યો ત્યારે મીઠાને ધૂળ સાથે ભેળવી દીધેલા ઢગલા જોઈ અમારા કેટલાક સ્વયંસેવકો નિરાશ થયા. અમેરિકામાં દસ વરસ ગાળીને હિંદુસ્તાનમાં તાજેતર આવેલા અમારા સાથી બોલી ઊઠયા કે આવા કામની અમેરિકામાં કોઈને કલ્પના પણ ન આવે. કોઈ રાજ્યમાં

કુદરતી બક્ષિસને રગદોળી નાખવા કાંઈ પૈસા ખર્ચાતા હશે! પણ આ ધૂળમાંથી અમે ધાન કર્યું. ધૂળધોયાનો ધંધો કરવા ઘડા અને ફાંટો ભરી આવ્યા છીએ.

આમ અમારો સંઘ કામ કરે જાય છે, પણ સરકારની નજર અમારા પર પડતી નથી. તેથી અમને અમારા કામમાં ઉત્સાહ અંદરથી જ મેળવવાનો રહે છે.

આશ્રમના સંઘમાં જોડાયેલા બધા ભાઈઓએ માથું મૂકીને આ સલ્તનતની સાથે બાથ ભીડી છે. જ્યાં સુધી મીઠાનો રાક્ષસી કાયદો રદ થાય નહિ, અને પૂર્ણ સ્વરાજ–રામરાજ સ્થાપન થાય નહિ, ત્યાંસુધી ઘરબાર છોડી જીવનનો એક માત્ર ધંધો આ રાક્ષસી રાજ્યનો નાશ કરવાનો લઈને અમે નીકળેલા છીએ એમ હવે તો બધાય જાણી ગયા છે. આવી ભીષણ પ્રતિજ્ઞા ઈશ્વરની સહાય હોય તો પાળી શકાય, એમ સહુ કોઈ સમજતા હોવા છતાં ગયા અઠવાડિયામાં વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ અને શિક્ષકો મળી ૧૧ જણ–જેમાંના એક મુસલમાન ભાઈ પણ છે–ભળ્યા છે.

આજે અમે બહાર છીએ. પણ આવતી કાલે તીવ્ર કસોટીમાં ઊતરવાની ઘડી આવવાની છે એમ અમે હરરોજ ગાંધીજીનાં પ્રવચનો સાંભળી સમજી ગયા છીએ. તેથી જ આજે કેટલાયને બહાર રહેવું ન ગમતું હોવા છતાં તેઓ ધીરજ ખોઈ બેઠા નથી.

ગુજરાત અને કાઠિયાવાડમાં ઠેકઠેકાણે નેતાઓ પકડાઈ ગયા છે, તેથી તેમની જગા પૂરવા જરૂર જણાય અને અમે છૂટા હોઈએ તો કેટલાયને ત્યાં દોડી જવા ઈચ્છા થઈ આવે છે. પણ જ્યાં દરેક ગામડા અને જિલ્લામાંથી સ્વયંસ્ફુરણાથી–સરદાર વલ્લભભાઈ સાહેબ કહેતા કે લડતનું ડાકલું વાગશે અને હજારો ભૂવા ધૂણવા મંડી પડશે તેમ–આજે હજારો સૈનિકો નીકળી પડયા છે ત્યાં અમારે શા માટે આજે ઝંપલાવવું એમ પણ એક બીજી વિચારશ્રેણી અમારામાં ચાલે છે.

સુરત જિલ્લામાં ઓરપાડ તાલુકામાં મીઠાનો સત્યાગ્રહ કરવા નવાં થાણાં ખોલાયાથી અને નાયકો પૂરા પાડવાની માગણી થવાથી અમારા સંઘમાંથી ત્રણ ભાઈઓ ઓરપાડ ગયા છે.

સંઘથી છૂટા પડયા પછી, ગાંધીજીની ઢાલથી દૂર ગયા બાદ, આ નાયકો પર સરકારની કેવી કૃપા ઊતરે છે એ હવે જોવાનું રહે છે પણ ગુજરાત બહારના પંજાબ, સંયુક્ત પ્રાંત, મધ્ય પ્રાંત અને મહારાષ્ટ્રના જે સાથીઓ અમારા સંઘમાં ભળ્યા છે તેમની માગણી તે તે પ્રાંતોમાંથી થવા લાગી છે. અને અમારામાંના સાથીઓને પણ પોતાનું કર્તવ્ય આજે પોતાના પ્રાંતમાં દોડી જવાનું છે એમ લાગવાથી આજ સુધીમાં આઠ ભાઈઓ ગુજરાત બહાર ગયા છે. દેવદાસભાઈ તો જામિયામાં રહી મુસલમાન ભાઈઓ સાથે દિલ્હીમાં ગિરફતાર થયા. તેમનું કામ ઉપાડવા જામિયા વિદ્યાપીઠના સ્નાતક મલબારીભાઈ આજે જાય છે.

દાંડીથી ચાર માઈલ દૂર આવેલ આટ અને કરાડીમાં પણ આશ્રમ અને આશ્રમના જ એક વિશાળ અંગ વિદ્યાપીઠના ભાઈઓ ગોઠવાઈ ગયા છે. ત્યાં પોલીસ અમલદારોએ પોતાનું પોત પ્રકાશ્યું છે. અને ત્યાંના ગામોએ સામુદાયિક સત્યાગ્રહ કરીને ગુજરાતને અને આખા હિંદુસ્તાનને પદાર્થપાઠ પૂરો પાડચો છે, તેથી અમે પણ રણભૂમિ પર જ મોરચો નાંખી બેઠેલા છીએ એમ લાગે છે. આ સ્થળે બારડોલીના ખેડૂતના નવજુવાન દીકરા ઉકાભાઈ જેવા સ્વયંસેવકના હાથમાંથી મીઠું ઝૂંટવા માટે પોલીસે નખ ભરાવી લોહી કાઢચાં છે. કેટલાક સ્વયંસેવકો પાસેથી મીઠું ઝૂંટવી લેવા સારુ એકએક સ્વયંસેવક પાછળ ત્રણચાર પોલીસ પડે છે. બે પગ વચ્ચે મીઠું ઝાલી રાખનારને ચાર માણસ ભેગા થઈ પગે ઊંચકે છે. અને આ ઊંચકવામાં અહિંસાની હિમાયત કરનાર એક પોલીસ ઇન્સ્પેકટર પણ ભળતાં અચકાતા નથી. પણ જેમ આટમાં ત્રાસ વધતો જાય છે તેમ તેમ ગામમાં ઉત્સાહ પણ અપાર વધે છે. આટ ગામના

નેતા દા. મનુભાઈ તથા સ્વયંસેવકોના નાયક ગુજરાત વિદ્યાપીઠના અધ્યાપક કીકુભાઈ દેસાઈને પકડવામાં આવ્યા, તેને બીજે દહાડે તો આખું ગામ મીઠું વીણવા સવારના ખાડીમાં ભેગું થઈ ગયું હતું. દા. ચંદુલાલભાઈએ આખા ગામનાં સ્ત્રીઓ, પુરુષો અને બાળકોને મીઠું બનાવવા લઈ જવાનું નક્કી કર્યું હતું. પણ જે ચંદુભાઈ ન કરી શકયા તે આટ સ્વયંસ્ફૂરણાથી કરી શકયું.

આટની વસ્તી ૧,૬૬૪ છે. અનાવિલ, કોળી અને મુસલમાન ભાઈઓની ત્યાં મુખ્ય વસ્તી છે. આ આટની ખાડીમાં સાતમી તારીખથી રોજ સવારના બે થી અઢી હજાર માણસો ઢીંચણખૂડ કાદવમાં પડી મીઠાના ગાંગડા ને ગાંગડાની થેલીઓ ભરી જાય છે.

કાખમાં છોકરાં લઈને માથે સૂંડલા લઈ જ્યારે કોળી બહેનો મીઠું લેવા ખાડીમાં ખૂંદે છે અને બાળકો ટોપી અને ખીસાં મીઠાથી ભરી નાચતાં હોય છે, ત્યારે એ દૃશ્ય દેવોને પણ જોવા જેવું હોય છે.

બહેનો પાસેથી પોલીસ હજુ મીઠું છીનવી લેતા નથી, પણ પોતાનું મીઠું પ્રાણસમાન સાચવી રાખવા બહેનો બંદૂકવાળા પોલીસ આસપાસ ફરી વળેલા જોઈ ટોપલા પર બેસી જાય છે.

આટની ખાડીમાં અખૂટ મીઠું હોવાથી અત્યાર સુધીમાં ઓછામાં ઓછું હજાર મણ મીઠું ઉસેડાઈ ગયું છે. અને આમાંનું ૩૦ મણ જે પોલીસ બળાત્કાર કરીને છીનવી ગઈ તે સિવાયનું બધું આસપાસનાં ગામડાંમાં ઘેરઘેર પહોંચી ગયું છે. જે ૧૫૪ સ્વયંસેવકોની ટૂકડી આટમાં થાણું નાખીને પડી છે તેમનાં મા, બહેન, દીકરીઓ વગેરે મળવા આવે છે તેઓ પણ પોતાનાં સગાં સાથે મીઠું લેવા નીકળી પડે છે.

ગઈ કાલે તો મીઠાનો ભંડાર આટમાં વધારે થઈ જવાથી બારડોલી અને જલાલપુર તાલુકાના ગામડાંમાંથી જે સ્વયંસેવકો આ ટુકડીમાં જોડાયા છે તેઓ પોતપોતાને ગામે પગે ચાલી ગયા, અને

એક દહાડામાં જ ત્રણસોપચીસ રૂપિયાનું મીઠું વેચીને રાત્રે વીસવીસ માઈલ ચાલી પાછા ફર્યા.

વ્યાપક સત્યાગ્રહ કોને કહેવાય એ અનેક વ્યાખ્યાઓ જાણ્યા બાદ કંઈક સમજાયું હતું. પણ તેનો સાક્ષાત્કાર તો આટનું દશ્ય જોયા પછી જ થયો.

આ આટની ખાડીમાં લાગતો ખજાનો ભરપૂર હોવાથી અને કરાડી મટવાડમાં કાંઠાપર મીઠું ઓછું હોવાથી કરાડીની ટુકડી પણ આટની ખાડીમાં ગયે પરમદિને પહોંચી ગઈ હતી. આ ટુકડીમાં દારૂનિષેધની ચળવળ માટે પ્રખ્યાત થયેલ પારસી દરબારી સાધુ કે કરાડી રાષ્ટ્રીય શાળાના આચાર્ય વિદ્યાપીઠના સ્નાતક મણિલાલભાઈ જોડાયા નહોતા. પણ જલાલપુર તાલુકામાં મદ્યપાન-નિષેધની ચળવળના આ બે ભાઈઓ પાયારૂપ હોવાથી અંગ્રેજ સલ્તનતની તેમના પર કરડી નજર ફર્યા જ કરતી હતી. તેમને પકડવા ખાતર ત્રણ મોટરબસ ભરેલી પોલીસની પાર્ટી ઊતરી પડી; ત્યારે દરબારી પારસી સાધુ મીઠું ઊંચકતા નહોતા. અમલદારે પારસી સાધુને કહ્યું "જરા મીઠું ઊંચકોને એટલે તમને પકડીએ." આ ઉશ્કેરણીને લીધે દરબારી સાધુએ મીઠું ઊચકયું કે તરત જ તેમને પકડયા. અને ભાઈ મણિલાલને તો ઢીંચણબૂડ કાદવમાંથી છ પોલીસો ભેગા થઈ આખા ને આખા ઊંચકી મોટર પાસે લઈ ગયા ત્યારે ભાઈ મણિલાલને કહ્યું કે તમને પકડવામાં આવ્યા છે. જો મણિલાલ-ભાઈને પકડવા જ હતા તો તેમને ઊંચકવા અગાઉ જ વૉરંટ બતાવ્યું હોત તો સરકાર સભ્ય ગણાત. પણ જ્યાં ચારેકોર સરકાર જ જુલમ કરી લૂંટનો ધંધો ચલાવી રહી હોય ત્યાં ભૂખે ટળવળતા ગરીબની આંતરડી ઠારવા છ કરોડનું મીઠું બચાવવાને માટે પ્રાણ પાથરનારની કિંમત ક્યાં થાય !

---

# આત્મશુદ્ધિ સપ્તાહનું છેલ્લું પ્રવચન

[ દાંડીમાં તા. ૧૩મીએ ગાંધીજીએ નીચેનું ભાષણ આપ્યું હતું. ]

આત્મશુદ્ધિના છેલ્લા દિવસે તમે આટલી મોટી સંખ્યામાં પોતાની મેળે અત્રે આવ્યા છો તે મને ગમે છે, અને આ સમયે તમને કંઈ ન કહું એ તમને પણ નહિ ગમે.

હમણાં જ બહેનોની પરિષદ પૂરી થઈ, અને ત્યાં બહેનોને કહી આવ્યો તેમાં તમારું સ્થાન ક્યાં છે તે જણાવી દેવું આવશ્યક છે. બહેનોએ પરદેશી કાપડની દુકાનોની અને તે વાપરનારાઓની તથા દારૂતાડી વેચનારાઓની તથા પીનારાઓની ચોકી કરવાનો ઠરાવ કર્યો છે. આ કામમાં તમે પુરુષો વચમાં ન પડજો. એ બહેનોનો સ્વતંત્ર ઈલાકો થયો એમ માનજો.

આ કામની સફળતા પુરુષોના સંયમમાં જ રહેલી છે. આની પાછળ કલ્પના એ રહેલી છે કે પુરુષો પોતાનો ગુસ્સો ઝટઝટ નથી રોકી શકતા, અહિંસાનું પાલન સહેજે નથી કરી શકતા; જ્યારે સ્ત્રીઓ અહિંસાનું પાલન સહેજે કરી શકે છે, સ્ત્રીને ત્યાગ અને અહિંસા સહજ વસ્તુ છે. આ કલ્પનાથી પ્રેરાઈને મેં બહેનોને આ વસ્તુ સમજાવવાનો પ્રયત્ન કર્યો છે. જો મારી આ કલ્પના ખોટી હોય તો આ મંડાણ એટલે અંશે ખોટું છે.

પુરુષોનો તો બહેનોના કામ માટે વાતાવરણ અનુકૂળ કરી દેવાનો ધર્મ છે. આપણે પુરુષોએ દારૂ અને પરદેશી કાપડની દુકાન રાખનારાઓને ત્યાં વ્યક્તિગત જઈ સમજાવવું જોઈએ કે હવે હિંદુસ્તાનની બહેનો નીકળી પડે ત્યારે તેમણે દારૂ અને પરદેશી કાપડનો વેપાર છોડવો જોઇએ.

આ બહેનોનો સંઘ જોઈને તો પીઠાંવાળાઓ અને પરદેશી કાપડના વેપારીઓ પણ ચમકી જશે અને પોતાના વેપાર છોડશે.



(ફોટો : માહુલીકર)

દાંડીમાં કાયદાભંગ પછી

વેપાર છોડવો એ સહજ નથી એ હું જાણું છું. પણ જ્યારે સ્વદેશાભિમાન અને દેશભક્તિનું વાતાવરણ ચારેકોર પથરાઈ ગયું હોય ત્યારે સહેજે પ્રજામાં ત્યાગશક્તિ પણ વધી જાય છે. આ સપ્તાહમાં જ પ્રજાની ત્યાગશક્તિ સોગણી વધી ગઈ છે, પણ તે હજારગણી વધવી જોઈએ.

પરદેશી કાપડના વેપારીઓ વેપાર છોડતાંછોડતાં હજી હિસાબ કરી રહ્યા છે. ત્રણ મહિનાની અને વરસની તે પ્રતિજ્ઞાઓ કરે છે. એની પાછળ એવી માન્યતા છૂપીછૂપી રહેલી છે કે વરસ પછી તો વિદેશી કાપડ લઈ શકાશે. સ્વરાજ મેળવવા સારુ જેટલો પ્રયત્ન કરવો જોઈએ તેટલો તેઓ કરતા નથી. કારણ કે તેમનામાં શ્રદ્ધા રહી નથી. પણ આ કામની પ્રગતિ થતી જશે તેમ તેમ આ દારૂ અને પરદેશી કાપડનો વેપાર બંધ થયા વિના નહિ જ રહે.

જ્યારે દેશમાં લાખો માણસોએ પોતાનું સર્વસ્વ હોમી દીધું હોય ત્યારે આ અશ્રદ્ધાળુ વેપારીઓને પણ ત્યાગ કરવાની શક્તિ આવી જ જવાની.

બહેનોનું કામ ઊપડયા પછી એ કામ ચલાવવા માટે પૈસા ખૂટી જશે તો તમારી પાસે હાથ લંબાવીશ, જોકે આજ તો ઈશ્વરકૃપાએ જોઈએ એના કરતાં વધારે પૈસા મળી રહે છે. આજે જ બહેનોની સભામાં લગભગ હજારેક રૂપિયા થયા અને વગર માગે કઠોરના ગળિયારા કુટુંબની બહેને ચાર સોનાની બંગડીઓ આપી દીધી.

આપણે પુરુષો જો નફ્ટ નહિ થઈ જઈએ અને આપણે આપણી મેળે કામ કરતા થઈ જઈશું એટલે કે પૂરતી ખાદીના અભાવે લંગોટી પહેરવાની જરૂર પડચે લંગોટી પહેરશું તો બહેનોનું કામ એટલે અંશે હળવું કર્યું ગણાશે.

ઘણામાં બહેનો પ્રત્યે કશી લાગણી નથી, તેમણે કેમ જાણે ગુલામગીરી કરવા જન્મ લીધો હોય તેમ મજૂરણની માફક તેમની પાસેથી આપણે કામ લઈએ છીએ, એવા આરોપો મિસ મેયોએ

આપણા પર મૂકયા છે. જ્યારે બહેનો જાગૃત થઈને દારૂનિષેધ અને અને પરદેશી કાપડના બહિષ્કારનું કામ પાર પાડશે ત્યારે મિસ મેયોની વાત જૂઠી હતી એમ જગત પોતાની મેળે જાણી જશે.

આજે દેશમાં ખાદી ખૂટવા આવી છે એટલે જ હું આજે બધાને કહી રહ્યો છું કે કાંતો અને ખાદી પહેરો અને એનું પ્રદર્શન તકલી કાંતીને તમારી સમક્ષ રોજ કરી રહ્યો છું. જેમ કાચું અનાજ મળે તેને ઘેરઘેર આપણે દળીને રાંધી લઈએ છીએ, તેમ આ હિંદુસ્તાનમાં પુષ્કળ કપાસ થાય છે તેમાંથી કાચુંપાકું સૂતર કાંતતાં અને કપડું વણાવીને પહેરતાં આપણે થઈ જવું જોઈએ. કાંતવાનો વેપાર દેશભરમાં સાર્વજનિક થઈ જશે ત્યારે ખચીત માનજો કે વિદેશી કાપડનો વેપાર બંધ થયો જ છે.

હિંદુસ્તાનને જોઈતું કાપડ કોઈ દિવસ મિલ પૂરૂં પાડી શકનાર જ નથી, અને હિંદુસ્તાનની ઘણીખરી મિલો પરદેશી કે અર્ધપરદેશી છે તેથી થોડી જ મિલોનાં કપડાં જરૂર જણાયે વાપરી શકાય.

આ પ્રવૃત્તિઓ ઉઠાવી લેવા માટે સારાસારા ઘરની બહેનો બહાર પડેલી છે. દીવાન શ્રી. મનુભાઈના પુત્રી શ્રીમતી હંસા મહેતા અને બીજી બહેનોએ મળીને હમણાં જ મુંબઈમાં દારૂનિષેધનું કામ ઉપાડી લેવા સરક્યુલર કાઢ્યો છે. એમ ગુજરાતની બહેનો બરાબર કામ કર્યા કરશે અને એમની પાછળ પુરુ.ા ઊભા રહી મદદ કર્યા કરશે તો આ પ્રવૃત્તિ આખા હિંદુસ્તાનભરમાં વ્યાપક થઈ જશે. આ ત્રણે વસ્તુઓ સહેલી છે. આ ત્રણે વસ્તુ જ્યારે આપણે સાધી હશે ત્યારે ૭ કરોડ મીઠાના કરમાંથી, પચીસ કરોડ દારૂમાંથી અને સાઠ કરોડ પરદેશી કાપડના વેપારમાંથી એમ કુલે ૯૧ કરોડ બચાવી શકયા હઈશું. ત્યારે આપણે વધારે શુદ્ધ થયા હઈશું અને આપણી શક્તિ પણ વધી હશે, અને તે ઘડીએ સ્વરાજ મેળવવામાં વાર નહિ લાગે.

છેવટે એટલું ધ્યાન રાખજો કે સાત દિવસમાં જે આપણે કમાયા છીએ તે ગુમાવી ન બેસીએ.

હમણાં જ ખબર મળ્યા છે કે કલકત્તામાં કેટલાક નવજુવાનો બંધી કરેલા એટલે કે પ્રતિબદ્ધ પુસ્તકમાંથી સભા ભરીને ફકરાઓ વાંચતા હતા ત્યારે તેમને વિખેરી નાંખવામાં આવ્યા હતા. પોલીસોનો આવો જુલમ જોઈને કલકત્તાના મેયર શ્રી. સેનગુપ્તા પણ એ મનાઈ કરેલા પુસ્તકમાંથી ફકરાઓ વાંચવા મંડયા. તરત જ તેમને પકડવામાં આવ્યા.

અભયાશ્રમના ખાદીના બાહોશ કાર્યકર્તા ડૉ. સુરેશચન્દ્ર બેનરજી જેઓ એક વખત સરકાર પાસેથી છસો રૂપિયા મહિને મેળવતા હતા તેમને મીઠાના કાયદાનો ભંગ કરવા માટે અઢી વરસની સખત મજૂરીની જેલ મળી છે.

આવા જુલમ છતાં જેમ આપણે ગુજરાતમાં ડરી કે નમી નથી ગયા તેમ ત્યાં પણ કોઈ ડર્યાં નથી, એટલું જ નહિ પણ ઊલટી શક્તિ વધી છે. આપણા ઉપર ગમે તેટલો જુલમ થાય તોપણ આપણે કોઈના ઉપર બળાત્કાર કરવો નથી, કોઇને તુંકારવો નથી. મુંબઈમાં પરદેશી કાપડની હોળી કરતી વખતે બીજાના માથા ઉપરથી ટોપીઓ ઉપાડીને બળાત્કારે બાળવામાં આવી છે એમ એક ગૃહસ્થે મને જણાવ્યું છે. આ વસ્તુ કેટલે અંશે સાચી છે એ હું જાણતો નથી. પણ જો સાચી હોય તો ખચીત માનજો કે આ લડત નહિ ચાલે. જો બળાત્કાર થશે તો લોકો સહન નહિ કરે અને માંહેમાંહે લડાઈ ફાટશે અને સરકાર ફાવશે.

લોકોને પરદેશી કાપડના બહિષ્કાર વાટે સ્વરાજ ન જોઈતું હોય તો આપણે પરાણે તેમની પાસે પુણ્ય નહિ કરાવી શકીએ. એમનાં હૃદય પિગળાવવા માટે તો આપણે વધુ ત્યાગ કરી છૂટીએ, અને તેમના સામે સત્યાગ્રહ કરવો પડે તો એ પણ કરીએ.

જો મને ખાતરી થઈ જાય કે લોકો મને છેતરે છે, ખાદી મારફત જ પરદેશી કાપડનો બહિષ્કાર કરવાનો સંકલ્પ કરે, પ્રતિજ્ઞા લે અને પછી ન પાળે તો મારે ક્યાં જવું ?

હું શુદ્ધ થયો છું, મારામાં સંપૂર્ણ દયા આવી ગઈ છે, એમ મને લાગી જાય તો હું તો પ્રસંગ આવે સત્યાગ્રહ કરી અનશનવ્રત લઈને બેસી જાઉં. તમે રોજ હાથ ઉંચા કરો, ખાદીને અભાવે ખાદીની લંગોટી પહેરશું એમ કહો અને પછી એક બહેન પણ ન કાંતતી હોય તો મારે શું કરવું? જે અમદાવાદના મિલમજૂરોની પ્રતિજ્ઞાનો ભંગ થતો જોઈને મારે કરવું પડયું, જે મારે મુંબઈના હુલ્લડ વખતે કરવું પડયું. તે જ આ ઉત્તરાવસ્થામાં પણ મારે કદાચ કરવું પડે. જ્યારે આપણે ઈશ્વરને રોજ છેતરીએ છીએ એવું મને ઊગે ત્યારે અનિચ્છાએ પણ આવું થાય. હું માનું છું કે ગુજરાતનાં માણસો મને કદી દગો નહિ દે.

આપણે શાંતિથી બેસવું છે અને શાંતિથી સ્વરાજ લેવું છે, હું દેશમાં અશાંતિ જોઈને જીવવા ઈચ્છતો નથી.

આ ઉપવાસને દિવસે તમે સહેજે આવેલા છો એટલે આટલું સહેજે કહેવાઈ ગયું છે. અહીં કે મુંબઈમાં કોઈ પણ ઠેકાણે બળાત્કાર થતો હોય તો રોકજો. જ્યારે જ્યારે આપણા માણસોમાંથી કોઇએ કોઈને ગાળ દીધી છે, અવિનય કર્યો છે કે બળાત્કાર કર્યો છે એવું હું સાંભળું છું કે તરત જ મને સખત આઘાત પહોંચે છે, અને સાચે જ મારી છાતી થડકી જાય છે. તે વખતે જો કોઈ ડાકટર પણ તપાસે તો તે પણ એ ધબકારા જોઈ શકે. છતાં હું નભી શકું છું, કારણ કે આવે સમયે બે ક્ષણ આંખ મીંચી રામનામ લઈ લઉં છું. એમ ન કરું તો છાતી એમ ને એમ અટકી જાય. તમે બધા ભલે મહાત્મા કહો, પણ મારું કામ તો દુર્બળ માણસનું છે. તેથી કોઇ પણ કાળે મને આ લડતમાં છેતરશો નહિ. ઘર ઝાલીને બેઠા રહેશો તે ચાલશે, પણ જો મેદાનમાં પડો તો સાચી રીતે પડજો.

# વિઠ્ઠલભાઈ લલ્લુભાઈનું શ્રાદ્ધ

[ પૂજ્ય ગાંધીજીએ બલિદાનના સ્વરૂપ વિષે આ લેખ તા. ૨૭-૪-૩૦ના નવજીવનમાં લખેલો ]

આ લડત ઘણાના પ્રાણ લેશે. આપ મૂઆ વિના કોઈ સ્વર્ગે પહોંચ્યું નથી. આપણામાંથી હજારોના મૂઆ વિના કદાચ સ્વર્ગથી પણ મોઘું સ્વરાજ નહિ મળે. જેમ વધારે શુદ્ધનું બલિદાન દેવાશે તેમ વહેલું સ્વરાજ આવશે, ને તેમ ઓછાં બલિદાન દેવાં પડશે. જો સહુ પોતાનો ધર્મ સમજે ને પાળે તો કોઈને મરવાપણું ન હોય. પણ એવી આદર્શ સ્થિતિ જગતમાં ભાગ્યે જ હોય છે. બીજાને દોષે પોતે નિર્દોષ હોઈ મરવું એનું જ નામ બલિદાન છે. એટલે કોઈ દોષ ન કરે તો બલિદાન શાને?

બલિદાન એટલે ઈચ્છાપૂર્વક સરકાર તરફથી દેહાંત દંડ વહોરી લેવો એ જ નહિ. લડતમાં રોકાતાં વગરવાંકે દરદ થાય ને મરવું પડે તે બલિદાન છે. લડતને અંગે ખજૂરાં ખોદતાં અકસ્માત થવો ને મરવું એ પણ બલિદાન છે.

આવું બલિદાન ગઈ કાલે વિઠ્ઠલભાઈ લલ્લુભાઈએ આપ્યું. વિઠ્ઠલભાઈ રાષ્ટ્રીય શાળાના શિક્ષક હતા. હોંશે તે સ્વયંસેવક થયા હતા. ખજૂરાં કાપતા તેમના પગ ઉપર કુહાડી પડી ને તેમનું હાડકું ભાગ્યું, તેમને હાથમાં કાંટા વાગ્યા. દાક્તરે ઉપચાર કરવામાં મણા ન રાખી. પણ ઈશ્વરેચ્છા જુદી જ હતી. ચોથે દિવસે તેમનો પ્રાણ ગયો.

જે દિવસે ઘવાયા તે જ દિવસે હું વિઠ્ઠલભાઈને મળ્યો હતો. તેમની વીરતા ભારે લાગી. એવી કઠણ શસ્ત્રક્રિયા છતાં તે પ્રફુલ્લિત હતા. દાક્તરે તેમની બહાદુરીની છૂટે મોઢે સ્તુતિ કરી હતી. અમને સહુને તેમના જીવવાની આશા હતી. પણ પૂર્ણકામ વિઠ્ઠલભાઈ પોતાના ધર્મનું પાલન કરી માતૃભૂમિનું ઋણ સોળે આના ચૂકવી ચાલ્યા ગયા.

નવસારી ગામ પણ આ વાત સમજી ગયું. જખમીના ખાટલા આગળ લોકો ટળવળતા હતા. શબની પાછળ મોટું સરઘસ થયું. સરઘસ તે આનંદોત્સવ હતો. નવસારીએ હડતાળ પાળી.

આવું ધન્ય મૃત્યુ કોણ ન માગે? વિઠ્ઠલભાઈનાં માતા, તેમના ભાઈ, તેમની પત્ની સહુ ધન્યભાગ્ય ગણું છું.

આવાં મૃત્યુ કેમ ઇચ્છવાયોગ્ય છે? કેમકે તેથી પાછળના પાવન થાય છે, તેમનામાં સેવાભાવ વધારે જાગૃત થાય છે. એવું આપણે વિષે થયું છે. જો થયું હોય તો શ્રાદ્ધ ઊજવીએ. વિઠ્ઠલભાઈએ મદ્યપાનનિષેધને અંગે પ્રાણ આપ્યો. આપણે એને અંગે પ્રાણ આપવા લગી કામ કરવું ઘટે. વિઠ્ઠલભાઈએ જલાલપુર તાલુકામાં પ્રાણ છોડચો. એટલે જલાલપુર તાલુકાનો વિશેષ ધર્મ છે કે તેણે વિઠ્ઠલભાઈના રક્તથી ખરડાયેલાં ખજૂરાંને નિર્મૂળ કરવાં, દારૂનાં ને તાડીનાં પીઠાં બંધ કરવાં ને દારૂ પીનારાએ દારૂ છોડવો.

ગઇ કાલે હું બોદાલે ગયો હતો. ત્યાંના લોકોએ એક શ્રદ્ધાંજલિ સરસ રીતે આપી. મેં માગણી કરી ત્યારે ઠીક પ્રમાણમાં ત્યાંના જાણીતા લોકોએ પોતાનાં ખજૂરાં કાઢી નાંખવાની રજા આપી.

જેમ વિઠ્ઠલભાઈ તેમ દત્તાત્રેય અને મેઘરાજ. આ ભાઈઓએ કરાંચીમાં છૂટેલી ગોળીઓને ભોગ આપ્યો. વિઠ્ઠલભાઇ મદ્યપાનનિષેધના કામમાં રોકાયા હતા તેથી મેં તેવા શ્રાદ્ધનો વિધિ સૂચવ્યો. દત્તાત્રેય અને મેઘરાજ શાંતિ જાળવવાના કામમાં રોકાયા હતા તેથી તેમનું શ્રાદ્ધ શાંતિની વૃદ્ધિ કરીને ઊજવાય. જેમ અશાંતિ થશે તેમ આપણે વધારે સંખ્યામાં વધારે તીવ્ર બલિદાન આપવાં પડશે ને સ્વરાજ લંબાશે. જેમ વધારે શાંતિ હશે તેમ ઓછું બલિદાન આપવું પડશે. કાંકરા ફેંકીને, રાડો પાડીને, કચેરી વગેરે ઉપર હુમલો કરીને, ટ્રામગાડીઓ બાળીને આપણે ગરીબોને સારું તો સ્વરાજ નહિ જ મેળવી શકીએ.

# સત્યાગ્રહીની રોજનિશી

[ 'જ'ની સંજ્ઞાથી નવજીવનમાં આવેલા લેખ નીચે પ્રમાણે છે. ]

( ૪ )

## 'સાધુ તો ફરતા ભલા'

આ પત્ર ચૈત્રની અંધારી એકાદશીએ કરાડીથી લખી રહ્યો છું. કેટલાકને પ્રશ્ન ઊઠશે કે દાંડીમાં લડત શરૂ કરી ને દાંડીમાં ન રહેતાં કરાડી શું કામ છાવણી નાંખી? કરાડી છાવણી લઈ જવા વિષે ગાંધીજીએ જે કહ્યું હતું એમાં જ એ પ્રશ્નનો ઉત્તર આવી જાય છે એટલે એ આપું છું: 'આશ્રમમાંથી આપણે નીકળ્યા ત્યારથી જ આપણી પ્રતિજ્ઞા છે કે સ્વરાજ્ય મળ્યા સિવાય આપણે કયાંય ઠરીને બેસવાના નથી. એટલે આપણાથી લાંબો વખત દાંડીમાં ન રહી શકાય. લાંબો વખત કદાચ દાંડીમાં રહીએ અને એની સાથે કયાંક પાછી માયા બંધાઈ જાય તો? એટલે રાષ્ટ્રીય સપ્તાહ પછી આપણે આ જગા બદલવાની રહેશે!' આ પ્રમાણે વીજલપુર સૈનિકસંમેલનમાં હાજરી આપવા ચૈત્ર વદ ૩ ને બુધવારે દાંડી છોડયું તે છોડયું. ચોથ ને ગુરુવારે સંમેલનમાં હાજરી આપી પાંચમ ને શુક્રવારે અહીં આવ્યા છીએ. અહીં કયાં સુધી મુકામ હશે તે કોણ જાણે?

## પત્રાળાં કે થાળી?

તમારે થાળીવાટકાનું કાંઇ કામ નથી એમ કોઈએ કહ્યું હશે એટલે, તેમજ ભાર ખમવાની તૈયારીને અભાવે આશ્રમ તથા વિદ્યાપીઠના ઘણા ભાઈઓ થાળીવાટકો લઈ આવ્યા નહોતા. મહાયાત્રામાં ઠેકઠેકાણે પત્રાળાંપડિયા મળતા હતા, એટલે જેમણે આણ્યાં હતાં તેમાંથી પણ થોડાકે પાછાં મોકલી દીધાં! કરાડી આવ્યા પછી રસોડાનો કારભાર સંઘના હાથમાં આવ્યો, અને જાણ થયું કે પત્રાળાંપડિયામાં તો શુદ્ધ દેવાળું જ છે. એક ટંકે સો માણસ

પત્રાળાંના આશરે દશ આના ખાડામાં નાંખે, અને એક ઠીકઠીક મોટી થાળીનું નવ આનાથીયે ઓછું બેસે. આ પ્રમાણે સો માણસનો સંઘ પચાસ દિવસ પત્રાળાં વાપરે એના ખાડામાં જતા પૈસામાંથી ઓછામાં ઓછી સો પિત્તળની થાળી વસાવી શકાય. એટલે હવે પત્રાળાં વેચાતાં લેવાનું બંધ કરીને જે ભાઈઓ પાસે થાળી નહોતી એમને સંઘ તરફથી થાળી લઈને વાપરવા આપી છે. જ્યાં પત્રાળાંપડિયા વપરાતા હોય ત્યાંના સૈનિકો આ વાત ધ્યાનમાં રાખે એ ઇષ્ટ છે. કાં તો સૌ પોતપોતાને ઘેરથી થાળીવાટકો મંગાવી લે, નહિ તો છાવણી તરફથી થાળી લઈને વાપરવા અપાય; પણ પત્રાળાંપડિયાનું ખર્ચ તરત જ બંધ કરવું ઘટે.

## પહેલો ભોગ

ગયા પત્રમાં અમારામાંના કેટલાક ભાઈઓ બહાર ગયા એ વિષે લખેલું. આ પખવાડિયામાં તેમની સંખ્યા વધી છે. મહારાષ્ટ્રની વધુ માગણી આવી હોવાથી કેટલાક બીજા મહારાષ્ટ્રીઓ પણ મહારાષ્ટ્ર ગયા છે. પાંચ જણા અધ્યાપક મલકાનીનો તાર આવતાં સિંધ જવા નીકળી ચૂકયા છે, અને કેટલાક ખેડા જિલ્લા અમદાવાદ જિલ્લા તથા સુરત જિલ્લામાં વહેંચાઈ ગયા છે. ગઈ પરમ સુધી એવા કોઈ ભાઈ ઉપર સરકારી નજર ઠરી નહોતી. પણ ગઈ પરમે સવારે વલસાડ તાલુકામાં હરિયા ગામે મોહનલાલ પંડયાની જગાએ અમારા સંઘમાંથી ગયેલા ભાઈ રમણીકલાલ મોદી ઉપર સરકારની કૃપાદૃષ્ટિ ઊતરી છે. કલમ તો આજકાલ પ્રખ્યાતિમાં આવેલી સિવાયની બીજી કઈ હોય ? ઇ. પી. કોડની ૧૧૭ તથા સૉલ્ટ ઍકટ ૪૭ મુજબ તે ગિરફતાર થયા ને એક વર્ષની સખત સજા પામ્યા. આમ અમારી ટુકડીમાંથી પહેલા ગિરફતાર થવાનું માન એમને મળ્યું છે.

હવે અમારા કામની થોડી વીગત આપું. સરકાર અમારી સાથે કોઈ પણ જાતનું ચેડું કરતી નથી તેમજ બીજી જગ્યાએ પણ નાયક

સિવાય બીજા કોઈને પકડતી નથી. જેથી સ્વયંસેવકો નવરા પડી રહે છે એ જોઈ ગાંધીજીએ અમને મીઠાના કામ સિવાય ખજૂરાં કાપવા અને રેંટિયાપ્રવૃત્તિ કરવા સૂચવ્યું. દાંડીથી જ આ પ્રવૃત્તિ શરૂ કરી હતી. મીઠાનું કામ તો એ બે પ્રવૃત્તિ દરમ્યાન ચાલુ જ હતું. મીઠાના પ્રયોગો પણ આ પક્ષ દરમ્યાન અમારી ટુકડીમાંના વિજ્ઞાની શ્રી. મદનમોહન ચતુર્વેદીએ ચાલુ રાખ્યા હતા, અને જે પરિણામ તેમણે કાઢયાં છે તે નીચે મુજબ છે:

| વસ્તુ | વજન | કેટલું મીઠું નીકળ્યું | ટકા | વખત |
|---|---|---|---|---|
| ખાડીનું પાણી | ૩૧ તોલા | ૩ તોલા | ૧૦ | ૨૫ મિનિટ |
| ક્ષારવાળી ભીની માટી સાદા પાણીમાં ભેળવીને | ૪૦ તોલા | ૫ તોલા | ૧૨ાા | ૨૦ મિનિટ |
| ક્ષારવાળી સૂકી માટી સાદા પાણીમાં ભેળવીને | ૪૦ તોલા | ૬ તોલા | ૧૫ | ૨૦ મિનિટ |
| ભીની તથા સૂકી માટી ખાડીના પાણીમાં ભેળવીને | ૪૦ તોલા | ૮ાા તોલા | ૨૨ | ૩૫ મિનિટ |

આ પક્ષ દરમ્યાન સરકારે પણ મીઠું બગાડવાનું તો ચાલુ રાખ્યું જ હતું. ગઈ આઠમ ને સોમવારે આટની ખાડીમાંથી અમે મીઠું લઈ આવ્યા તથા રસ્તામાં આવતી એક જગા બીજે દિવસે મીઠું લઈ જવા પસંદ કરી. એ જ દિવસે બપોરે ખબર આવ્યા કે આટની ખાડીમાં તો ઝેરી દવા નાંખી મીઠું બગાડયું છે; અને મંગળવારે પસંદ કરેલી જગાએ જતાં જણાયું કે મીઠા ઉપર માટી પાથરી હતી અને પાણી ઉલેચી બીજી જગાએ ફેંકી દીધું હતું. તોય અમે મીઠું તો લાવ્યા જ. કરાડીવાસીઓ પણ થોડું થોડું પાણી લઈ આવે છે, ને એમાંથી સૂર્યના તાપે મીઠું પકવે છે.

આ ઉપરાંત દાંડીમાં હતા તે દરમ્યાન બોરીફળિયામાં ૯ અને દાંડીમાં ૩ ક્યારા દરિયાનું પાણી ભરી મીઠું પકવવા કર્યા હતા, પણ એમનો ઉપયોગ કરવાનો અવસર તો અમારે આવ્યો જ નહિ.

## ખજૂરાં

ખજૂરાં કાપવાની ગાંધીજીની સૂચના થઈ એટલે તરત અમે એ દિશા તરફ ધ્યાન દોડાવ્યું. પકવેલું મીઠું બીજે ગામ વેચવા જનાર ભાઈઓએ તે તે ગામમાં તપાસ કરવા માંડી. એક ટુકડી આવી રીતે બોરીફળિયે ગયેલી. ત્યાં સારી પેઠે ખજૂરાં છે. ગામની મુખ્ય વસ્તી કોળીની છે. અને બીજાં કોળીનાં ગામોની માફક પુરુષોની સંખ્યા અહીં ઓછી હોઈ પરદેશ વધારે છે ત્યાંના કેટલાક ભાઈઓને ગયેલી ટુકડીએ સમજાવ્યા અને એકબે ભાઈઓ પાસેથી તેમનાં ખજૂરાં કાપવાની રજા મેળવી. બીજે જ દિવસે (સુદ ૧૪ ને શનિવારે) અમે ઊપડ્યા ને ખજૂરાંનું નિકંદન શરૂ કર્યું. કેટલાક બીજા ભાઈઓને આંખ સમક્ષ થતા આ કાર્યથી અસર થઈ, અને તેમણે પણ પોતાનાં ખજૂરાં કાપવાની રજા આપી. આમ તે દિવસે અમે કુલ ૭૬ ખજૂરાં કાપ્યાં.

ત્યારપછી બીજી ટુકડી પણ ત્યાં ગયેલી, પણ તેણે ખજૂરાં કાપવાને બદલે દરિયાનું પાણી ભરવા ખાડા ખોદવાની વધારે અગત્ય જણાતાં તેમ કર્યું. ત્યારબાદ અહીં આવ્યા એટલે ત્યાંનાં થોડાંક ખજૂરાં તો બાકી જ રહ્યાં છે.

અહીં પણ ખજૂરાંનું કામ ચાલુ જ રહ્યું છે. અત્યારસુધીમાં અહીં કુલ ૧૧૪ ખજૂરાં કપાયાં છે. અહીંની વિશેષતા એ છે કે સ્થાનિક સ્વયંસેવકો પણ આ કામ ઉપર રોજ આવે છે. તેમણે આ છઠ, સાતમ ને આઠમ ત્રણ દિવસમાં ૩૧૩ ખજૂરાં કાપ્યાં હતાં.

## રેંટિયાપ્રવૃત્તિ

આ કામનો આરંભ પણ દાંડીથી જ સરૂ થઈ ગયો છે. ચૈત્રી પૂર્ણિમા રાષ્ટ્રીય સપ્તાહનો છેલ્લો દિવસ હોવાથી તે દિવસે સામાન્ય

દિવસો કરતાં કાંતણુપ્રવૃત્તિને વધુ મહત્ત્વ અપાયું હતું. એક રેંટિયો તો ૨૪ કલાક અખંડ ચલાવ્યો હતો, અને બીજા રોજ ત્રણુચાર કલાક ચાલતા તેને બદલે આઠદસ કલાક ચાલ્યા હતા.

આ તો અમે કરેલા કામની વીગત થઈ; કરાવેલાની નહિ. પણુ એય આવે છે.

કાંતણુપ્રચારની શરૂઆત અમારામાંના શ્રી. વિનાયકરાવ આપટે તથા માધવલાલ શાહે દાંડીમાં શાળામાં ભણુતા વિદ્યાર્થીઓથી કરી. રેંટિયા ગમે ત્યારે અને ગમે ત્યાં મળી ન શકે, એને માટે ખર્ચ કરવો પડે, એની ઉપાધિ પણુ ઘણી, એ બધી મુશ્કેલી નિવારવા તકલી મારફત પ્રચારકાર્ય શરૂ કર્યું. અને એ તકલી પણુ કેવી ? એક પણુ પાઈ જેને માટે ખરચવી ન પડે એવી. ઠીકરું ગોળ ઘસીને તૈયાર કરી, બરાબર વચ્ચે એક કાણું કર્યું, અને એ કાણુામાં વાંસની છ આઠ તસુ લાંબી ગોળ સળી બંધબેસતી કરીને બેસાડી કે તકલી તૈયાર. સૌ વિદ્યાર્થીઓને આમ તકલી બનાવવાનું શીખવ્યું, અને સાથેસાથે તેનો ઉપયોગ કરતાં એટલે કાંતતાં પણુ શીખવ્યું. વિદ્યાર્થીઓ તો હોંશેહોંશે કાંતતા થઈ ગયા. શાળામાંથી રજા પડી કે તરત આવ્યા જ છે. રમતતોફાન બધુંય એ તો તકલી શીખવામાં ભૂલી ગયા. પણુ આ કામ ત્રણુચાર દહાડા ચાલ્યું ત્યાં તો અમારે દાંડી છોડવાનું થયું.

અહીં પણુ એ કામ ચાલુ જ રહ્યું છે; ઊલટું વધુ પ્રમાણુમાં થયું છે. વિદ્યાર્થીઓમાં તો એ ચાલે જ છે એ ઉપરાંત ગામમાં ભાઈબહેનોને પણુ પૂણી આપીને કંતાવવાનું શરૂ કર્યું છે. ગામના નોંધાયેલા સૈનિકો પાસે પણુ કંતાવવામાં આવે છે, અને તે રોજ સૂતર આપી પૂણી લઈ જાય છે.

સ્થાનિક ભાઈબહેનોને પીંજવાનું શીખવવાની વ્યવસ્થા પણુ કરી છે, અને આશા રહે છે કે બેચાર ભાઈઓ પીંજવાનું શીખી લઈ અમારી ગેરહાજરીમાં રેંટિયાપ્રવૃત્તિને ધપાવ્યે જ રાખશે. આ

ઉપરાંત અમારામાંથી પણ કેટલાક ભાઈઓએ તકલી બનાવવાનું તથા પીંજવાનું ન આવડતું હોવાને લીધે શીખવું શરૂ કર્યું છે, અને ગાંધીજીએ તેમને એકદમ શીખી જવા ખાસ સૂચના આપી છે.

ત્રણેક સાળ ચાલુ કરવાનો પણ વિચાર થઈ રહ્યો છે, અને અમારી ટુકડીમાંના વણકર ભાઈઓએ આ કામ પોતાને માથે ઉપાડી લઈ તૈયારીઓ પણ શરૂ કરી દીધી છે. બેત્રણ દહાડા પછી છાવણીની મુલાકાત લેનાર ચાલતી સાળ પણ જોઈ શકશે.

## સ્ત્રીસૈનિક પરિષદ

ગયા પક્ષ દરમ્યાન મળેલી સ્ત્રીસૈનિક પરિષદ અને સૈનિક પરિષદ ખાસ ઉલ્લેખનીય છે. બંને પરિષદમાં ગાંધીજીએ પોતાનું હૃદય ઠાલવ્યું. સ્ત્રી પરિષદમાં ટૂંક સૂચનાને લીધે બહારની કેટલીક બહેનો હાજર નહોતી રહી શકી, પણ તેનો બદલો સુરત જિલ્લાની બહેનોએ વાળી દીધો હતો. ગ્રામ્ય પ્રજા પણ આ ધર્મયુદ્ધમાં શામેલ છે એમ એ બહેનોની હાજરી જોઈને તરત જ ખ્યાલ આવી જતો હતો. તેમજ તેમની બહાદુરી અને હિંમત જોઈ સ્ત્રીઓ એટલે 'અબળા' એ ખ્યાલ તરત જ મનમાંથી ભુંસાઈ જઈ પ્રાચીનકાળની રણે ચડેલી રજપૂતાણીઓનો ખ્યાલ આવતો હતો. એ અભણ કહેવાતી બહેનોના પ્રશ્નો પણ શિક્ષિત અને સંસ્કારી બહેનોના પ્રશ્નોની હરોળમાં ઊભા રહે એવા હતા. ગાંધીજીએ અહીં કહ્યું, "૧૯૨૧ માં જે કામ હું પુરુષો મારફત ન કરાવી શકયો તે કામ આજે હું તમારી પાસે કરાવવા માગું છું. તમે તો દયા અને પ્રેમની મૂર્તિ છો, ગમે તેવા પાષાણહૃદય પુરુષને તમે ધારો તો પિગળાવી શકો એમ છો. ઇતિહાસમાં બહેનોએ કયાંય અત્યાચાર કર્યાનો દાખલો નથી. બધે જ એની અમીઝરણી દષ્ટિનો ઉલ્લેખ છે. એટલે તમારે માટે તો આ કામ સાવ સહેલું છે. કેરીને અને પીડાંવાળાને ભાઈ સમાન માનજો. ભાઈ બહેન ઉપર હુમલો કરે તો શું બહેન ભાઈ ઉપર રીસ કરે કે? એ તો ઊલટી ભાઈની દયા ખાશે અને સમજાવશે કે આ તે તમે

શું કરો છો? અને તમે ચોક્કસ માનજો કે જે દિવસે તમારા ઉપર કોઈ ભાઈ—ફેરી કે પીઠાવાળો—હુમલો કરશે તે જ દિવસથી દારૂ તથા દારૂનો ધંધો ગયો જ છે. આવું જ વિદેશી વસ્ત્રબહિષ્કાર માટે છે. પણ એમાં એક વિશેષ કર્તવ્ય રહેલું છે, અને તે ચોકી સાથે ખાદી ઉત્પન્ન કરવાનું. તમે જુઓ છો કે હું અત્યારે તમારી સાથે વાત પણ કરી રહ્યો છું અને મારા હાથમાં તકલી પણ ચાલી રહી છે. સભામાં જાઓ કે ચોકી કરો કે નવરા બેસીને વાતો કરો ત્યારે તકલી ચલાવ્યાં જ કરજો. એટલે જોતજોતામાં કપડું તૈયાર થઈ જશે અને કોઈ ઉપર આધાર નહિ રાખવો પડે.”

પરિષદે જે ઠરાવો કર્યા છે એ તો 'નવજીવન'માં આવી ગયા છે એટલે એને અહીં ફરી નહિ આપું. આના જ અનુસંધાનમાં વીજલપુરમાં વદી ૩ ને બુધવારે બહેનોની બીજી પરિષદ મળી હતી. આ પરિષદમાં અનેક શ્રીમંત તથા સુશિક્ષિત બહેનો સાથે ગ્રામ્ય સ્ત્રીઓએ પણ ભાગ લીધો હતો. આ પરિષદે ગઈ પરિષદે પસાર કરેલા ઠરાવો પુન: પસાર કર્યા અને કાર્ય કરવાની રેખા દોરી. હવે તો સુરત જિલ્લામાં અને અમદાવાદ જિલ્લામાં કામ પણ શરૂ થઇ ગયું છે.

સૈનિકસંમેલન વદી ૪ ને ગુરુવારે કુમારભૃત્ય જીવકના આમ્રવનનું સ્મરણ કરાવનારા મણિલાલ શેઠના આમ્રવનમાં વીજલપુર મળ્યું હતું. સંમેલન ખુલ્લું મૂકતાં કેટલુંક કહ્યા બાદ ગાંધીજીએ નીચેના યાદગાર ઉદ્ગારો કાઢયા:

“કરાંચીમાં સિપાઇઓએ ગોળીબાર કર્યા તેમાં જયરામદાસ ઘવાયા છે. જયરામદાસ કોણ છે? સિંધના એ એક જબરદસ્ત કાર્યકર્તા છે. વિદેશી વસ્ત્રબહિષ્કાર સમિતિના એ મંત્રી છે. એમના કરતાં વધારે નિખાલસ, વધારે સત્યશીલ તેમ જ વધારે દૃઢ માણસ મેં બીજો નથી જોયો. એમની પૈસેટકે પણ સારી સ્થિતિ હતી, પણ આજે તો એમણે

દેશ કાજે ફકીરી લીધી છે, આવાને ધા વાગ્યો તેથી મને ખૂબ આનંદ થયો છે. આપણે તો યજ્ઞ માંડ્યો છે. અને યજ્ઞમાં તો શુદ્ધતમ–પવિત્રતમ બલિદાન આપવું જોઈએ. જયરામદાસથી પવિત્ર બલિદાન બીજું કયું હોઈ શકે?"

આમ પવિત્ર અને નિર્દોષ લોહીની કથાથી ગંભીર થયેલા વાતાવરણમાં ગાંધીજીએ એક પછી એક નિયમો મૂક્યા, અને તે સૈનિકોએ ચર્ચામાં બહુ સમય ન ગાળતાં બરાબર સમજી જઈ ટપોટપ પસાર કર્યા. સંમેલનની શરૂઆત જેમ ગંભીર વાતાવરણથી થઈ તેવી જ રીતે તેનો અંત પણ ગંભીરાઈથી આવ્યો. બીજા નિયમો ગણાવી અન્તે તેમણે બ્રહ્મચર્યની મહત્તા વિષે બોલતાં કહ્યું, "તમારે હવે ગામડાંમાં રહેવાનું છે. ત્યાં બહેનોને શીખવતાં તેમના પ્રસંગમાં આવવું પડશે. આવે વખતે તમારી આંખમાં જો જરા પણ મેલ હશે તો મરી પડવાના. હું હમેશાં એકાન્તમાં ઈશ્વરને વીનવું છું કે અમે મનથી કે આંખથી મેલા હોઈએ તો સ્વરાજ્ય હાથમાં આવેલું હોય તોય ઝૂંટવી લેજે. મારે વ્યભિચારી સમાજ નથી ઊભો કરવો; એ તો મારે મન નરકવાસ છે. ખોરાકમાં સંયમ તથા ઉદ્યમ ઉપર મેં ભાર મૂક્યો એ આ જ દૃષ્ટિએ. જો તમારામાંથી કોઈ બ્રહ્મચર્યનું પાલન ન કરી શકો તો તમે તમારી આંખ ફોડીને મારી પાસે આવજો. હું તમને બહાદુર ગણી ભેટીશ. હું તમને ખાતરીપૂર્વક કહું છું કે જો હિંદુસ્તાનની બધીય વસ્તી સંપૂર્ણપણે બ્રહ્મચર્યનું પાલન કરે તો સ્વરાજ લેવા બીજું કશુંય કરવાની જરૂર ન પડે. સંપૂર્ણપણે નિર્મળ રહો ને જેટલી આવે તેટલી ગોળીઓ છાતીમાં ઝીલો. તમારામાંથી નિર્મળ માણસો વીંધાયાનું સાંભળીશ ત્યારે મને શોક નહિ થાય, આંખમાંથી આંસું નહિ પડે, પણ હું આનંદથી નાચવાનો છું."

આમ બધું કામ પત્યા પછી આખરે ગાંધીજીએ કહ્યું, "જે ભાઈ એકલા મીઠાના કાયદાભંગ માટે જ જોડાયા હોય તે આમાંથી નીકળી જાય. મારે તો પૂર્ણસ્વરાજ માટે લડનારી સેના જોઈએ છે. સેના માટે હું પ્રજા પાસે ખરચ માગી શકું, મીઠાના કાયદાભંગની સેના માટે ન માગી શકું." આવા સ્પષ્ટીકરણ પછી પચાસેક સૈનિકો હાથ ઊંચા કરી છૂટા થયા.

## ગાંધીજીનું હૃદયમંથન

આ પક્ષમાં ગાંધીજી અમારી પાસે બહુ ઓછા રહ્યા છે. એમનો ઘણો વખત પ્રવાસમાં જ ગયો છે. છતાં પ્રાર્થનામાં કરેલાં કેટલાંક પ્રવચનોથી એમનું હૃદયમંથન જાણી શકાય છે. આશ્રમમાંથી નીકળ્યા ત્યારે તો એવી આશા હતી કે સરકાર તરત ઝડપી લેશે અને આખા આશ્રમનું બલિદાન આપવાની ઇચ્છા પૂરી થશે. પણ એ ઇચ્છા તો પૂરી ન થઈ. ધોળેરા અને વિરમગામમાં પોલીસે સ્વયંસેવકો ઉપર પશુનેય લજાવનારા અત્યાચાર કર્યા, ભરૂચમાં ને બિહારમાં ઘોડા દોડાવ્યા, કરાંચીમાં ગોળીબાર કર્યા તેમાં જયરામદાસ ઘવાયા ને બે સૈનિકો મરણ પામ્યા. આમ આશ્રમને બદલે બીજાઓનું બલિદાન લેવાતું જોઈ ગાંધીજી કોઈ એવી યોજના વિચારી રહ્યા છે જેથી અત્યારસુધીનો બધોય ખંગ વળી જાય. ગઈ કાલ સવારે અચાનક તેમણે આ ઉદ્દગાર કાઢ્યા, "પરમ દિવસથી હું એક નવો વિચાર કરી રહ્યો છું. વળી કહેવાય છે કે સરકાર મીઠામાં ને ખાડીના પાણીમાં ઝેર નાંખી આપણને હરાવવા માગે છે. પણ આપણે એમ કેમ હારીએ? અને એટલા માટે જ હું કંઈક નવો જ વિચાર કરી રહ્યો છું, જેથી સરકારને કાં તો લાઠીના ઘા અથવા તો ગોળીબાર કરવા પડે. સાબરમતીથી કૂચ કરી ત્યારે પણ અમુક હદ સુધી પહોંચેલા જ સાથે આવી શકે એવો નિયમ કર્યો હતો. આપણી કૂચથી જે કંઈ જાગૃતિ આવી છે તે આપણી આત્મશુદ્ધિને આભારી છે. હવે હું એક

બીજી કૂચ કરવાનો વિચાર કરી રહ્યો છું. એમાં જરા વધુ સખત નિયમ કરવા માગું છું. તમે કહેશો સાબરમતીથી નીકળ્યા ત્યારે આવું કંઈ કરવાનું તમે કહ્યું નહોતું. સાચી વાત. પણ તે વખતે ક્યાં આવી પરિસ્થિતિ હતી? અને કયે વખતે કોને લેવા કે ન લેવા એનો વિચાર કરવાની તો મને સ્વતંત્રતા હોવી જોઈએ ને? સંખ્યા ઘટશે તો એનો મને ડર નથી. કોઈ સાથે નહિ હોય તો હું એકલો જઈશ ને ગોળી ખાવી પડશે તો ખાઈશ. મારી સાથે હવે આવવું હોય તો પીંજતાં, તકલી બનાવતાં અને કાંતતાં બરાબર શીખી લેજો. પહેલાંની જેમ આ કૂચ કરતાં પહેલાં પણ હું સરકારને ચેતવણી તો આપવાનો જ છું. કદાચ એ અઠવાડિયાની પણ હોય ને કદાચ એનાથી ઓછી પણ હોય.”

હૃદયમંથનના આ ઉદ્‌ગારોથી અમારામાંના જેઓ સરકારે કદર ન કરી હોવાથી કંઈક નિરાશ થયા હતા તે ફરી ઉત્સાહિત થયા છે, અને ગાંધીજી જે નિયમન કરે તે માથે ચડાવવાની તાલીમ સૌ લઈ રહ્યા છે, અને નવો મોરચો કેવી રીતનો મંડાય છે એની આતુર હૃદયે રાહ જોઈ રહ્યા છે.

# અમૃતવાણી

## (૧)

[ ગાંધીજીએ સુરત જિલ્લામાં લવણસંગ્રામ દરમ્યાન આપેલાં ભાષણોમાંથી નીચેના ઉતારાઓ લીધા છે. ]

### પુરુષની શરમ

[ ઓરપાડના ભાષણમાંથી ]

### સરકારને શું ન પોષાય?

સરકાર આપણા આગેવાનોને લઈલઈને આપણી પેટ ભરીને પરીક્ષા કરી રહી છે. એ માને છે કે કાંતો આપણે આગેવાનો જતાં ખૂણામાં ભરાઈ જઈશું, અથવા તોફાને ચડશું. જો ખૂણામાં ભરાઈએ તો એને એથી રૂડું શું? આપણે ઊંચું માથું ન કરીએ અને વરસોવરસ મહેસૂલ આપ્યે જઈએ, દારૂ પીઈએ, સવા રૂપિયે મણનું મીઠું ખાઈએ, વિલાયતી કપડાં પહેરીએ. એથી વધુ સરકારને કંઈ નથી જોઈતું. બીજી તરફથી આપણે તોફાન કરીએ તો તે પણ એને પોષાય એમ છે, કારણ કે એને દારૂગોળાની ઘરાકી જાગે, એના દેશના ધંધાને લાભ મળે, એના સરદારોને, કૅપ્ટનોને, સિપાઈઓને, સૌને ઇનામઅકરામની લહાણી મળે. સરકારને એક જ વસ્તુ પોષાય તેવી નથી, અને તે એ કે આપણે તેનો હુકમ માનીએ નહિ અને નમીએ પણ નહિ.

× × × ×

આપણે નિમકહરામ છીએ તેથી જ આપણાં પાક અને મિસ્કીન ભાઈબહેનોને હાથે બનેલાં કપડાં છોડી આપણે બહારથી મંગાવ્યાં. ઇસ્લામમાં મોટામાં મોટા ખલીફા થઈ ગયા. તેમણે બગદાદથી રેશમી ઝભ્ભાઓ પહેરીને આવેલા મોટા મોટા સુબાઓને શું સંભળાવ્યું

હતું ? “તમારા પેગંબર સાહેબ તો જાડી ખાદી પહેરતા, તમે આવાં મુલાયમ કપડાં પહેરતા ક્યાંથી થયા ?” તે વખતના ધર્માત્માઓનો તાપ એવો હતો કે લોકો એમનાથી થરથર કાંપતા. એટલે તેમની તલવારથી કાંપતા એમ નહિ, પણ તેમના તેજથી. આજે હિંદુ શું કે મુસલમાન શું, મને સંભળાવે છે કે ખાદી જાડી પડે છે, ખૂંચે છે. એ સાંભળી હું હસું છું, જો કે એ છે તો રડવાની વાત.

## કીડી ઉપર કટક

મેં સાંભળ્યું કે બહેનો ફરવા નીકળી હતી ત્યારે સુરતમાં પીઠાવાળાએ તેમના પ્રત્યે અવિવેક કર્યો. કોઈએ તો ઢેફાં પણ માર્યાં. એ સાંભળી મને શરમ આવી. એક પણ પુરુષ આવી બહેનો તરફ તોછડાઈ કરે કે ગાળ કાઢે કે ઢેફું ઉપાડે તે પહેલાં તેણે મરવું જોઈએ. એ દારૂ પીનારો હશે તોપણ શું ? શું પીનારાઓને ઘેર માતાઓ ને બહેનો નથી હોતી ? બહેનો કંઈ આવીને તમને ગાળો નથી દેતી, તેઓ તો દીનભાવે વિનય કરે છે. એ શું તેમનો ગુનો થયો ? બહેનોનું આવું અપમાન ન સાંખવું એટલો જુસ્સો આ દેશના દરેક પુરુષમાં હોવો જોઈએ. પણ એનો અર્થ એમ નહિ કે ગાળ દેનાર ઉપર ગુસ્સો કરવો. પણ એક પણ પુરુષ બહેનને ગાળ દે કે ઢેફું મારે એ હિંમત જ એની કેમ ચાલે ? એને એમ થવું જોઈએ કે હે પ્રભુ, એવો અત્યાચાર કરું તે પહેલાં મારો હાથ ભાગજો.

## બુઢ્ઢાની વિનવણી

હાથ તો કોના ઉપર ઉપાડવાનો હોય ? કોઈ તમારી સાથે લડતો હોય તેના ઉપર; જો કે તેની પણ આજે મનાઈ છે. બહેનો પર હાથ ઉપાડવો એ તો કીડી ઉપર કટક જેવું થયું, એ ન બનવાજોગ છે. હું ઈચ્છું છું કે આમાં કોઈ હિંદુસ્તાનીનો હાથ ન હો. ઢેફું પડયું તે પણ અકસ્માત જ હો. મેં માનેલું છે કે રાક્ષસીમાં રાક્ષસી સ્વભાવના હિંદુસ્તાની હશે તે પણ આટલી મર્યાદા તો પાળશે જ. પણ તેમ છતાં

થોડા ભાઈઓની ખોપરી તૂટી તેમ બેચાર બહેનોની તૂટવાની હશે તો તૂટશે, પણ ઈશ્વરનું નામ લઈને જે કામ આરંભાયું છે તે બંધ થશે નહિ જ. બહેનોને નસીબે માર ખાવાનો હશે તો તેઓ માર ખાશે, પણ દારૂ તો હવે ગયો જ એમ પીનારાઓ પણ જાણી લે અને પીઠાંવાળાઓ પણ નોંધે.

રઘુકુળ રીતિ સદા ચલી આઈ,
પ્રાણ જાય અરુ વચન ન જાઈ.

એ ચોપાઈ હવે બહેનો અને ભાઈઓ ગાતાં થયાં છીએ. આપણે કંઈ નાટકી નથી કે ગાઈએ તે કરીએ નહિ. જેમ મીઠાનો કાયદો ગયો એમ આપણને વિશ્વાસ પડી ગયો છે તેમ દારૂની બદી પણ ગઈ જ એમ આપણને વિશ્વાસ હો.

મારી આ દીન વિનવણી યાદ રાખજો. તમારી મારફત મારો સંદેશો—આ બુઢ્ઢાનો વિનય—લાગતાવળગતાંને અને સુરતના પીઠાવાળાને પણ પહોંચે એમ ઈચ્છું છું.

## ખુદાનું કામ

[ રાંદેરના ભાષણમાંથી ]

મુસલમાન ભાઈઓને મારી પ્રાર્થના છે કે અત્યારે આપણે પાક થવાની લડત લઈ બેઠા છીએ. અત્યારે ભાગ પાડવાનો સમય આવ્યો નથી. તે આવશે ત્યારે આપણે હિસાબ કરી લઈશું, અને લડવાનું નસીબમાં હશે તો લડી લઈશું. પણ હું તો માનું છું કે એ દિવસ આવશે ત્યારે તો હિંદુસ્તાનમાં આપણે લડવાનું નહિ હોય, અવિશ્વાસ કરવાપણું કે એકબીજાથી ડરવાપણું રહ્યું નહિ હોય. અત્યારે મુખ્ય લડત મીઠાના કરની છે. મીઠાનો કર ઇસ્લામમાં હરામ છે. મીઠું બધાને સરખું જોઈએ છે. હિંદુમાં ને મુસલમાનોમાં મોટો ભાગ મિસ્કીનોનો છે, તે કર તેમની ગરદન ઉપર પડે છે. પણ રાંદેરમાં તો કરોડપતિઓ અને લખપતિઓ વસે છે. તેઓ તો મારી સાથે ગામડાંમાં આવે તો જ આ જોઈ શકે.

એ જ રીતે બીજું કામ વિદેશી વસ્ત્રને કાઢવાનું છે. એના પરિણામે હું હજારો રૂપિયા મુસલમાન બહેનોને ને વણકરોને ચૂકવું છું તે ચરખાસંઘના આંકડા પરથી હરકોઈ જોઈ શકે છે. વિજાપુરમાં અનેક બહેનો રોજગાર પામી મને દુવા દે છે તે બધી મુસલમાન છે. એમને જ્યારે મારા માણસો પૂણી પૂરી પાડી શકતા નથી ત્યારે એ બીચારીઓ રડી પડે છે.

ત્રીજું કામ શરાબનું. એ કોનામાં હરામ નથી? હું તો મુસલમાનોની જોડે મારી જિંદગીમાં બહુ હર્યોફર્યો છું, તેમની અનેક જાફતો મેં માણી છે. શરાબ જેવી ચીજને હિંદુસ્તાનમાં હરામ કરવાની લડત ચાલે તેમાં મુસલમાનો ન ભળે એમ હોય જ નહિ. અમદાવાદમાં આજે પીઠાંની ચોકી કરે છે, ખામોશીથી માર અને ગાળો સહન કરી પીઠાંવાળાને અને પીનારાઓને વિનવે છે એ મુસલમાન મજૂરો જ છે ને?

આ ખુદાનું કામ છે. એ તો મરણિયો થાય તે જ કરી શકે. સમુદ્રમા ઊતરે તે જ મોતી લાવી શકે. મારા મુસલમાન અસીલો અને બીજાઓ પાસે એટલું જ માગું છું કે આ પાક થવાની લડતમાં કોઈનો ઇજારો નથી, તેમાં સૌ પેટ ભરીને ઊતરો. પછી સરકાર આપણને શું જોઈએ એ પૂછવા આવશે ત્યારે જોઈ લઈશુ. પણ મારી ભવિષ્યવાણી તો એ દિવસ વિષે એ છે કે ત્યારે આપણે લડવાનું નહિ રહ્યું હોય, ત્યારે તો એક ભાઈ બીજાને કહેશે કે તારે જોઈએ તે માગી લે, ત્યારે આપણી અંદર શરાફત આવી હશે. વાણિયાવૃત્તિ ઊડી ગઈ હશે. આપણે તો આ કામ ખુદાને નામે મિસ્કીનોને નામે કરવાનું છે. એમાં બધી કોમો મદદ કરો અને રંદિર કસ્બો પણ તેમાં સંપૂર્ણ મદદ કરી પોતાની કીર્તિને ઉજ્જ્વલ કરો.

## (૨)

## ગંદી નોકરી ને મેલી સત્તા

[ બારડોલીમાં ૧૯મી એપ્રિલને રોજ આપેલા ભાષણમાંથી ]

"પટેલો અને તલાટીઓ હજુ ભયભીત જોવામાં આવે છે. સરકાર મારફતે પ્રતિષ્ઠા મેળવી શકાશે, સાહેબી ભોગવી શકાશે, સરકારને નામે પ્રજામાંથી લૂંટ કરી શકાશે એમ હજુ એમના મનમાં રહી ગયું છે. તેથી હજુ તમારે એમને રાજીનામાં આપવા સમજાવવું પડે છે, અને બહિષ્કારનું શસ્ત્ર તેમની ઉપર ઉગામવું પડે છે. ખરી રીતે તો આ બાબતમાં હવે કોઈને સમજાવવાપણું અથવા બહિષ્કારનો બોજો કોઈના ઉપર નાખવાપણું ન રહેવું જોઈએ. માણસને પોતાને સૂઝી જવું જોઈએ કે એ ગંદી નોકરી ને મેલી સત્તા ત્યાજ્ય છે. પટેલતલાટીની તો શી વાત કરવી? પણ એમના સિવાયના બીજા બધાને પણ આ લડતને વિષે સંપૂર્ણ વિશ્વાસ બેસી ગયો છે એમ હું નથી માનતો. પણ જેટલી હિંમત પ્રજામાં આવી છે તેટલા ઉપર ચણતર ચણવું રહ્યું. જે પટેલતલાટીઓ હજુ બાકી રહ્યા છે તેઓ તરત રાજીનામાં આપી દે એમ ઇચ્છું છું. પણ જો રાજીનામાં આપો તો પૂરાં આપી દેજો. રાજીનામું આપ્યા પછી ચોપડા રાખી રહો, અમલદારોની ખિદમત કરવાનું ચાલુ રાખો તો તમે પ્રજાને દગો દીધો કહેવાય. એ કરતાં તો હિંમતપૂર્વક કહી દેવું જોઈએ કે બહિષ્કાર કરવો હોય તો કરો, પણ રાજીનામું આપવાની અમને હજુ સૂઝ પડતી નથી.

"પણ મીઠાના કાયદાનો ભંગ કરવો એ આપણા કાર્યનો એક અંશ થયો. આપણે તો સ્વરાજ લેવું છે. તે અર્થે બીજાં કામો પણ કરવાની જરૂર છે. દારૂની જેટલી દુકાનો છે તે બધી બંધ થવી જોઈએ. અત્યારે થોડી બહેનો હિંમત કરીને નીકળી પડી છે અને કામ શરૂ કરી દીધું છે. બધી બહેનોને ઘર બહાર

નીકળવાની જરૂર નથી. તેઓ પોતાના જ ગામમાંથી દારૂને કાઢે. આપણે કોઈને ગાળ દેવાની નથી, કોઈની ઉપર હાથ ઉઠાવવાનો નથી. દુકાનવાળાને જઈને કહો કે કૃપા કરી તમારી દુકાન બંધ કરો. પીનારાને પણ વિનયપૂર્વક સમજાવો. આ કામ બહેનો માટે સહેલું છે. પુરુષો સમજાવવામાં મદદ કરે, ખજૂરાંના માલિકોને ખજૂરાં કાપી આપે. આ બધું ઘેરબેઠાં બહેનો અને ભાઈઓ કરી શકો છો.

## ૬૬ કરોડ બચાવો

"ત્રીજી વસ્તુ વિદેશી વસ્ત્રના બહિષ્કારની છે, અને તે પણ બહેનોના જ હાથમાં આપણે મૂકી છે. એ તમને કઠણ લાગે છે, પણ મારા જેવાને સહેલી છે. અથવા એ કામ જેટલું કઠણ છે તેટલું જ તે વડે સ્વરાજ લેવું સહેલું છે. આ સરકાર મુખ્યત્વે કાપડના વેપાર માટે આ દેશમાં પડી છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. ૬૬ કરોડના એ સીધા વેપારની પાછળ બીજો એટલો વેપાર સંકળાયેલો છે કે અક્કલ કામ કરે નહિ. કરાડીના લોકોની માફક વિદેશી કપડાં એકઠાં કરી બાળી નાંખવાં એ તો છે જ. બારડોલીનાં ભાઈઓ અને બહેનો શ્રદ્ધાથી વિદેશી વસ્ત્રો હોય તેટલાં બાળો; પણ તે સાથે પ્રતિજ્ઞા લો કે ખાદી જ પહેરીશું. ખાદી પહેરશો તો તમારે ઘણાં કપડાંનું ખર્ચ બચી જશે. પાતળાં વિદેશી કે મિલનાં પહેરો તો પાંચપચીસ જોઈએ, પણ ખાદીમાં તો એક કચ્છથી અથવા જરા જેટલી સાડીથી ચાલે વળી ખાદીની પ્રતિજ્ઞા એટલે હવે તો એવી પ્રતિજ્ઞા લેવી જોઈએ કે પોતે જ કાંતેલા સૂતરની ખાદી બનાવીને પહેરવી. એ અઘરું નથી. કારણ તમને વણતાં તો તરત ન શીખવી શકાય, પણ તકલી કાંતતાં તો તુરત શીખવી શકું. તમે સૂતર કાંતો, વણી આપવાનું આશ્રમોનું કામ છે. અહીં આશ્રમો છે તે બધાં ખાદીકામને અર્થે જ છે. તેમાં કામ થયું છે, પણ થવું જોઈએ એથી હજુ બહુ ઓછું થયું છે."

## સાચી પટેલાઇ

[ તા. ૧૯મી એપ્રિલે વેજલપુરમાં આપેલા ભાષણમાંથી ]

“ આપણો અહિંસાધર્મ જ એવો છે કે ધૂળમાંથી ધાન પેદા કરી આપે. સરકારનો હિંસાધર્મ છે. એટલે એ મીઠામાં કાદવ નાખે છે, જ્યારે આપણે માટીમાંથી મીઠું બનાવીએ છીએ. એ બગાડે ને આપણે સુધારીએ. એની પાસે બંદુક ને તોપો, આપણી પાસે કાંઈ નહિ. એની પાસે મોટાં કારખાનાં, આપણી પાસે એવું કાંઈ જ નહિ. આપણાં કારખાનાં આપણી ઝૂંપડીમાં, આપણું કારખાનું એ આ આપણી તકલી. તમને આમાં સ્વરાજ મેળવવાની શક્તિ છે એ વિશ્વાસ હોવો જોઈએ. સ્વરાજ એ વિશ્વાસની વાત છે. તમે છ મહિનામાં સ્વરાજ માટેનો કાર્યક્રમ પૂરો કરવાની પ્રતિજ્ઞા લીધેલી તે પાળી બતાવો અને તમારી અંદર મેં જે વિશ્વાસ મૂક્યો છે એને સિદ્ધ કરી બતાવો. એમ કરો તો બારડોલી હિંદુસ્તાનને સ્વરાજ અપાવી શકે.

“ સરકારી પટેલાઈ છોડી તો હવે પ્રજાની પટેલાઈ કરો. જે ગામમાં તમે પટેલાઈ કરતા તે જ ગામમાં હવે પછી સાચી પટેલાઈ કરો, એટલે કે ગામની પ્રજાની સેવા કરો.

“ સેવા અનેક છે, પણ આટલી તો કરો જ.

“ મીઠાના કાયદાનો ભંગ દરેક ભાઈ કરે, ઘરખપ માટે મીઠું બનાવી લે, એટલું જ નહિ પણ દરિયા પાસે ન રહેનાર ભાગોમાં પહોંચાડી શકાય એટલા માટે વધારે બનાવી સંઘરી રાખે.

“ પણ આ કામમાં કંઈ તમારો આખો દિવસ નહિ રોકાય. તમારે માટે બીજું કામ વિલાયતી કપડાં કાઢવાં એ છે. અને તે જો સાચી રીતે કાઢવાં હોય તો આ ઘરમાં બેસીને પાઈના ખર્ચ વિના બનાવી શકાય એવી તકલી ફેરવવી. તમારા જેવા પટેલો કરશે તો ગામમાં બધા કરતા થઈ જશે. બહુ તંતર બળિયું થશે, અને તમે ગામમાં બધાને ખાદી પહેરાવી ગામનો ખેંચાઈ જતો પૈસો બચાવી શકશો.

વળી દારૂનાં પીઠાં પણ તમે સૌ ધારો તો તરત બંધ કરી કરી શકો, કારણ તમે ગામમાં બધાની રગ જાણનારા છો.

"આ ઉપરાંત લવાદનું મહત્ત્વનું કામ તમારે જ કરવું જોઈએ. તમે કારભાર કરવાને ટેવાયેલા માણસો રહ્યા. ઘણાને તો એનું વ્યસન લાગેલું હશે. તેઓ જો પટેલાઈ છોડીને નવરા પડે, તો દુઃખી થાય અને કદાચ પટેલાઈ છોડયાનો પસ્તાવો થાય. હું પોતે વકીલાત કરતો. તે છોડયા પછી મને કોઈ દિવસ પસ્તાવો નથી થયો, કારણ કે વકીલાત કરતાં પણ વધારે ગિરફતાર કરી મૂકનાર ઉદ્યોગ મેં શોધી કાઢયો હતો. પટેલો પટેલાઈ છોડે, પણ એમને ઘેર દરબાર તો ભરાવા જ જોઈએ. તેઓ લવાદ પંચની સ્થાપના કરે. ગામનો પરિચય હોવાથી તેઓ તકરારોના ઘણા સંતોષજનક ન્યાય કરી શકે.

"આ બધાં કામો સંગઠિત રૂપે કરી શકો એ માટે એક 'માજી પટેલ મંડળ' સ્થાપો એવી મારી સૂચના છે. આવું મંડળ હોય તો તેના કામના અહેવાલ મને નિયમિત મળતા રહે ને હું તમારા બધા કામકાજથી વાકેફ રહી શકું."



# ધરાસણાની લૂંટનાં નગારાં

[ 'આ ભાષણો તા. ૨૬મી એપ્રિલનો પાક છે. મહાદેવભાઈના પકડાવાના તાજા જ સમાચાર આવ્યા હતા એની અસરની પ્રસન્નતા હતી, ખેડામાં ચાલેલા ગુંડારાજના તાજા સમાચારનો પુણ્યપ્રકોપ હતો. એ ગુંડારાજમાં ઘાયલ થનારામાં આશ્રમવાસી મગનભાઈ જેવાઓ હતા એનો સંતોષ હતો. આવા માનસિક વાતાવરણમાં છરવાડાના અગરનાં દર્શન થયાં. ખોપરીનાં દાન કરી સરકારને ધરાવવાની ભવ્ય કલ્પના સહેજે જ ગાંધીજીએ જાહેર કરી.

પહેલું ભાષણ સરકારી અગરને લાગીને આવેલી છરવાડા ગામની સીમમાં ભોળાંભલાં ભાઈબહેનો આગળ થયું, અને બીજું વલસાડના સુશિક્ષિત સ્ત્રીપુરુષો પાસે.']

## મીઠાચોરનો મોંઘો ઇલકાબ

પ્રજાએ મને મહાત્માને બદલે મીઠાચોરનો ઇલકાબ આપ્યો એ મને ગમે છે. પણ મીઠાચોર થવું સહેલું નથી. મહાત્માપણું તો સહેલું છે. ખાવાપીવામાં થોડાક ઢોંગ કરે, લંગોટ પહેરે તો મહાત્માનું પદ તો આ દેશમાં સહેલાઈથી મેળવી શકાય છે. મીઠા-ચોરનું પદ એમ સહેલાઈથી મળે એવું નથી. એમ તો આજે હમણાં જ પાસેની ખાડીમાંથી તમારી સાથે થોડું મીઠું લઈશું. સરકાર માબાપે એ બધું માટીમાં મેળવ્યું છે એટલે ચોખ્ખું મીઠું તો નહિ મળે, પણ જેવું મળશે તેવું આપણે હમણાં લઈશું. પરંતુ ચોર તો ક્યારે કહેવાઈએ? ચોરી માટે દંડ કરે ત્યારે જ ને? ચોરી કરીએ ને કોઈ બોલાવે પણ નહિ તો પછી એ ચોરી શાની? થોડી ધૂળ આપણે લઈશું એ સરકારી કાયદામાં ચોરી ભલે ગણાતી હશે, પણ એને સંસાર પણ ચોરી માનતો નથી ને સરકાર પણ

માનતી નથી. ચોરી કરીએ ને એના બદલામાં હાથ ભાંગતા હોય તે તો ચોરી ખરી. આજે આપણે મીઠું લેશું, પણ સંભવ છે કે મારા કે તમારા કોઈના હાથ ભાંગવાના નથી.

ખરી ચોરી તો ત્યારે કહેવાય જ્યારે પેલા પહાડો લૂંટીએ. ઉંટડી ગયેલો ત્યારે દૂરથી આ પહાડો રૂડારૂપાળા લાગેલા, આજે પડખેથી જોઉં છું તો એ મેલા અને ભૂંડા દેખાય છે. પણ ગમે તેવા હોય. એ પહાડો ઉપર હાથ નાંખીએ અને તેના બદલામાં હાથ ને કાંડા ભાંગે કે જેલમાં નાંખે ત્યારે આપણે મીઠાચોર ખરા.

પણ હું તો કહું છું કે માત્ર જેલમાં જાય તેમનેયે મીઠાચોરનો મોંઘો ઇલકાબ ન આપશો. જેલમાં જવાથી પાંસળી થોડી જ ભંગાય છે? હમણાં જ મારી પાસે કાગળ આવ્યો છે કે ખેડા જિલ્લામાં કેટલાકને માર પડયા. એ બધા પૂજવાયોગ્ય સેવકો હતા. મારનાર સરકારી માણસ હતા, પણ તે બધા આપણા જ હતા. મારવામાં રસ પડે એટલા માટે એમણે બત્તી પણ બુઝાવી નાંખી. અત્યારે છસાત જણ ઇસ્પિતાલમાં પડયા છે, કોઈ મરે એમ તો નથી. પણ જો કોઈક મરે તો આપણે કહીએ કે મીઠાના ચોરોનો એ ખરો સરદાર. બાકી આજે તમે મારી સાથે આ ખાડીમાંથી મીઠું લેવા આવશો એટલાથી કંઈ મીઠાચોરનું પદ તમને મળવાનું નથી. હા, આપણે મીઠાની ચોરીના ઉમેદવાર કહેવાઈએ ખરા. જે વખતે ખરી મીઠાચોરી આપણે કરીશું ત્યારે તો દેશમાં કોઈ મીઠાચોર રહેવાના જ નથી, અને સરકાર કહી દેશે કે તમે બધા જ મીઠાનો કાયદો માનવા ના કહો છો તો હવે જાઓ, આ બધા મીઠાના પહાડ આજથી તમારી મિલકત થઈ. એ મિલકત એટલે માત્ર સાત કરોડ જ નહિ. એટલા તો સીધા જાય છે, પણ એટલા ભેગા કરવામાં ખર્ચ ચડે છે એ ગણીએ તો તો આમાં વીસ કરોડના ધણી થવા જેવું છે. એટલી મિલકત છોડવી સરકારને કેમ ગળે

ઊતરે? અત્યારે દેશમાં હજારો અને લાખો મીઠાની ચોરી કરવાના ઉમેદવારો છે, એટલા પરથી સરકાર એવડી આવક થોડી જ છોડી દે? છોડે તે પહેલાં તો એ પાંચપચીશને ઘાયલ કરશે, મારી નાંખશે. પણ એ કર્યા પછી તો ગમે તેવી જુલમગાર સરકારનેયે છોડયા વિના છૂટકો નહિ. એ સ્થિતિ આવે ત્યારે મને મીઠાનો ચોર કહેવાનો અધિકાર તમને રહેશે; અથવા મને કહેવડાવવાનો અધિકાર પ્રાપ્ત થશે.

## દુનિયાને દયા ક્યારે છૂટે?

અત્યારે તો મારા કરતાં મોટા મીઠાચોર મહાદેવ નીવડ્યા છે, જેમણે સરદાર ગયા ત્યારથી એક પળની પણ ફુરસદ ભોગવી નથી. પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ તો એમને પકડવા બહુ આતુર નહોતા. એમને એમ હતું કે એ છે તો ખરી ખબર તો આપે છે. પણ શું કરે? મીઠાની લૉરી ભરીને ધોળેરાથી લાવતા હતા અને મહાદેવ ઠેકડો મારી તેના ઉપર બેસી ગયા! પણ એમ એ પકડાયા છતાં તેમનેયે થોડો જ ચોર કહું. મેં તો તેમને લખ્યું છે કે તે જેલ ભલે ગયા, પણ તેમનો ધર્મ તો મરવાનો હતો. આણંદમાં હાથ ને ખોપરી ભાંગ્યાં એ રૂડુંરૂપાળું થયું. જેલમાં શું દુઃખ છે? અને તેમાંયે અ વર્ગ. એટલે પછી સાહેબીની શી વાત? આશ્રમમાં મળી શકે એના કરતાં ખાવાપીવાનું વધારે પામે, એક જણ તેમને માટે રાંધી દેશે, બીજો પાણી ભરી દેશે, ત્રીજો ધોતિયું ધોઈ આપશે. એ કંઈ કેદીનાં લક્ષણ છે? મહાદેવ અને જેરામદાસ જેવા જ્યારે માથાં રંગાવે, ઊનાંઊનાં લોહીથી એમનાં કપડાં સુંદર ખરડાયેલાં હોય, ત્યારે દુનિયાને કોઈક ખૂણેથી દયા ફૂટી નીકળ્યા વિના નહિ રહે. દુનિયામાં ઈશ્વર ક્યાંક તો વસે છે જ ને? એમનાં માથાં રંગાશે ત્યારે મીઠાનો કર તો જશે જ, પણ તે સાથે બીજું પણ ઘણું દરિયામાં તણાઈ જશે; ત્યારે આપણા અનેક પાપો ઉપર

માટી ફરી વળશે, જેમ આજે આ મીઠા ઉપર માટી વાળી દેવામાં આવી છે તેમ.

## લૂંટમાં ભળવાનું નોતરું

મને મીઠાચોર તો ત્યારે જ કહેજો, જ્યારે આપણે આ ધરાસણાના અગરનો કબજો કરીએ. આમ ખૂણેખાંચરેથી શેરબશેર મીઠું લઈએ એમાં તે શું? સરકાર પણ મનમાં કહેતી હશે, આમ છોકરાંની રમત શું કરો છો? ખરો ખેલ કરવો હોય તો આવો અને ધરાસણાના કે ભાંયદરના કે ખારાઘોડાના અગરો લૂંટો. અત્યારે આપણે છોકરાંની રમત કરીએ છીએ એ હું કબૂલ કરું છું, પણ રમતમાંથી કોઇક દિવસ ગમ્મત કરવાના છીએ. એ ગમ્મત કરીએ ત્યારે તમે છરવાડા ને ધરાસણાનાં ભાઈઓ અને બહેનો બધાં મારી સાથે આવજો. પણ હમણાં નહિ. જ્યારે એ કરવાનો સમય આવશે ત્યારે હું તમને બધાંને નોતરવાનો છું. જ્યારે ધરાસણાની ચડાઈનાં બ્યાન લખાશે ત્યારે આ અગરોના પડોશીઓ પોતાને વિષે શું લખાવશે? તે વખતે તમે નાસી ગયા એમ લખાવશો કે છાતી કાઢીને ઊભા રહ્યા એમ લખાવશો? જેમણે બત્તી બુઝાવીને માર માર્યો તેમના ઉપર આપણે રોષ નહિ કરીએ, તેમને ગાળ પણ ન દઈએ, આપણે તો જુદો જ ન્યાય તોળવો છે. પેલી કહેવત છે ને કે 'આંગળું આપતાં પહોંચું કરડે'? આપણે પણ આ લોકો આંગળું લઈ લે તો કહેશું, સાથે પહોંચું પણ લો; પહોંચું લેશે તો કહેશું, ખભો લો; ને ખભો લેશે તો ગરદન આપવા તૈયાર થઈશું. આપણા સ્વયંસેવકોને મારપીટ કરવા માંડી છે તો હવે એવો સીધો ખેલ રચીએ કે બધી મારપીટ આપણાં માથા પર ખેંચી લઈએ.

## લૂંટમાં કોણ ભળી શકે?

પણ આપણે જે કરીએ તે શુદ્ધ અને દોષ વિનાનું હોવું જોઈએ. પેશાવરમાં કર્યું એ મને બિલકુલ ન ગમ્યું. એવા માણસોના હાથમાં

રાજ્ય આવે એ તો એ જ ઢબનું રાજ્ય કરે ને? ગરીબોનાં માથાં જ ભાંગે ને? મારે તો દેશમાં બધાં જ માથાં સુરક્ષિત રહે એ જોઈએ છે, નાની બાળા પણ હિંદુસ્તાન દેશના ગમે તે ભાગમાં સુરક્ષિત રીતે ફરી શકે એ જોઈએ છીએ. આ આત્મશુદ્ધિની લડત છે, અને તમે બધાં શુદ્ધ થાઓ એમ ઇચ્છું છું. તમે આવી કાળી ટોપીઓ પહેરીને અને વિલાયતી સાડીઓ પહેરીને ધરાસણાના અગર ઉપર ચડાઈ કરો એ અશક્ય છે. હું પોતે તો તમને મારી સાથે ન જ લઈ જાઉં. તમે સૌ ચડાઈ કરવા જશો ત્યારે દરેકે ખાદી પહેરેલી હશે, અને વધારે ખાદી નહિ હોય તો માત્ર ખાદીની લંગોટી પહેરી હશે. આજે મીઠાચોરીની ઉમેદવારી માટે ભલે મારી સાથે બધા જોડાઓ, પણ ખરી લૂંટ કરવા આવું તે દિવસે ખાદીધારી ન હોય, તકલી ચલાવતો ન હોય તેવો કોઈ પણ મારી સાથે નહિ આવે. હું તો બધાંને આવવા દેવા રાજી છું, પણ જો તમે આત્મશુદ્ધિનો કાર્યક્રમ કર્યો નહિ હોય તો મને એકલા જવામાં જરાયે સંકોચ નહિ થાય.

ખાદી મળતી નથી એમ ન કહો. તકલી બનાવો, સૂતર કાંતો, સૂતર આપો ને સાથે વણામણ આપો, એટલે ખાદી મારે પૂરી પાડવી. વણામણના પૈસા ન આપો તો એટલા પ્રમાણમાં ખાદી ઓછી મળશે. એમ થાય તો ખાદી કદી ખૂટે જ નહિ. એ કામ મેં બહેનોને સોંપ્યું છે. ભાઈઓ તો મીઠાની ગાંગડીમાંથી ૭ કરોડ બચાવશે, પણ બહેનોને જો આ આવડત હશે તો તેઓ ૬૦ કરોડ બચાવી શકે એમ છે.

## થોડા દિવસની જ વાત

ધરાસણાની ચડાઈની વાત હું કહું છું તેને બેચાર વરસો લાગી શકે એમ કોઈ ન માનશો. મારા જેવો ૬૦ ઉપર પહોંચેલો ને મરણને કાંઠે બેઠેલો વર્ષોની વાત ન કરી શકે, એ તો થોડા મહિનાની જ વાત કરી શકે. પણ જો તમે સાથ આપશો તો હું તો થોડા દિવસની

જ વાત કરું છું. પણ જો હું જોઉં કે ધરાસણાના લોકો તો જૂઠા છે, દારૂડિયા છે, રંડીબાજ છે, તો હું અહીં શું આવું? અથવા આવું તોયે તમારી મારફત નહિ પણ કોઈ બીજાની મારફત લડું.

મેં તમને સ્પષ્ટ કહી દીધું છે કે ખાદી પહેરો અને દારૂતાડી છોડો તો જ તમને ધરાસણાના અગરની લૂંટમાં સાથે લડવા લઈશ, એ નહિ કરો ને મારી ના છતાં આવશો તો યાદ રાખજો કે હું તમારી સામે સત્યાગ્રહ કરીશ. મને જેમ પોલીસનાં સંગીન સામે સત્યાગ્રહ કરતાં આવડે છે તેમ તમારી સામે પણ કરતાં આવડશે. ધરાસણાનો કબજો હું દારૂડિયા અને વિદેશી વસ્ત્ર પહેરનાર મારફત લેવા નથી માગતો. એ કામ હું શુદ્ધ નિર્મળ માણસો પાસે જ કરાવીશ. અહીં સ્વયંસેવકો હાજર હોય તેઓ ઘેરઘેર જઈ મારો આ સંદેશો કહી વળે. લોકો ઘેરબેઠા રહેશે એ મને ગમશે, પણ શરતોનું પાલન કર્યા વિના મારા કામમાં દખલ કરશે એ મને નહિ પોસાય. તમને એ ન ગમે તો ભલે મારો ત્યાગ કરજો, ભલે મને ખાવાનું ન આપશો કે પ્યાલું પાણી પણ ન પાશો. મને ભૂખ્યા રહીને લૂંટ કરતાં આવડે છે. હું તો પાંચપંદર દિવસમાં આવી પહોંચીશ. તે તે વખતે મેં કહેલું ન કરી લીધું હોય તો દૂર ઊભાં જોજો અને ભજનો ગાજો. અથવા મારે તો એવાં મેલા લોકોનાં ભજનો અને જયઘોષ પણ નથી જોઈતાં

## ગુંડારાજ

હું થોડા દિવસ ઉપર જ વલસાડ આવી ગયો હતો, ત્યારપછી તમે કંઈ વિશેષ કાર્ય કરી મને બતાવવા બોલાવ્યો હોત તો ઠીક હતું. પણ એવું તમેયે કર્યું નથી કે નથી સરકારે કંઈ કર્યું. રમણીકલાલ મોદી મારી સાથે કૂચમાં સાથી હતા તેમને સરકારે જેલનું માન અહીં આપ્યું એ ઊજવવા તમે મને બોલાવ્યો, પણ એમાં મારે શું ઊજવવાપણું છે? મારા સાથીને ફક્ત એક જ વર્ષ? અત્યારે આપણે

તો સાચો ખેલ લઈને બેઠા છીએ. જેલ હવે આપણને જાણીતી થઈ ગઈ છે ને જેલનાં દુઃખને આપણે પી ગયા છીએ. જેલની તો હવે આપણે ત્યાં સ્ત્રીઓ અને બાળકો પણ માગણી કરે છે, કેમ જાણે જેલ એ કંઈક ભારે સ્વાદની વસ્તુ હોય નહિ ! આમ જેલનો ભય આપણામાંથી ગયો, લોકો સમજતા થયા કે જેલ જવું એટલે સ્વરાજના ફાળામાં કંઈક ભરવું, આ બધું મને ગમે છે. પણ અત્યારે મને જેલની વાતમાં રસ નથી રહ્યો. મારા કોઈ સાથીને વરસ, બે વરસ કે પાંચ વરસની પણ જેલ મળી સાંભળું એમાં મને રસ નથી આવતો, પણ જ્યારે હું સાંભળું છું કે જેરામદાસ જેવા સાથીને ગોળી વાગી, કે તેવા જ કોઈ નિષ્કલંક સાથીની ખોપરી તૂટી ત્યારે મને રસ છૂટે છે. સરકારે અત્યારે તેના કૃત્યથી કહી દીધું છે કે 'ખોપરી તોડશું, પણ મીઠાનો કર નહિ છોડીએ.' આપણે તેને કહીએ છીએ કે તારે જોઈએ તેટલી ખોપરીનું તને દાન કરીએ, પણ કૃપા કરીને મીઠાનો કર તો કાઢી જ નાંખ. અહીં રમણીકલાલે એની ખોપરીનું દાન કર્યું હોત ને વલસાડની જમીનમાં એના લોહીનું ખાબડું ભરાયું હોત તો તમે મને બોલાવો એ યોગ્ય હતું. એવું પરાક્રમ નથી રમણીકલાલે બતાવ્યું, નથી સરકારે બતાવ્યું. એવું પરાક્રમ આણંદમાં ને દહેવાણમાં ચાલી રહ્યું છે. ત્યાં સ્વયંસેવકોને રાતમાં માર્યા. અને મારવામાં રસ પડે એટલા માટે બત્તી ઓલવીને માર્યા. ત્યાં મને બોલાવે તો તરત જાઉં. એ ઊજવવા જેવો પ્રસંગ છે. એવો પ્રસંગ તમારે ત્યાં આવે ત્યારે મને જરૂર બોલાવજો. એવો દિવસ આવવા દેવો કે નહિ એ તો વલસાડના ભાઈઓ અને બહેનોના હાથમાં છે.

## સુધારાની નિશાની

તમારે ત્યાં આજે તો હજુ પટેલો પોતાનાં દફતરને વળગી રહ્યા છે. એવાં રાજીનામાં જાહેર થાય એમાં મને કંઈ રસ નથી

એમાં તો ઊલટી આપણી હાંસી થાય છે. આ સભામાં કોઈ પટેલ હોય તો તેમને મારી વિનંતિ છે કે એ કરતાં તો તેઓ રાજીનામાં પાછાં ખેંચી લે. તેઓ ન આવ્યા હોય તો કાર્યકર્તાઓ મારી આ વિનંતિ તેમને પહોંચાડે. વલસાડની મ્યુનિસિપાલિટી ભંગી માટે હજી કૂવો કરી શકી નથી. તમને કોઈ કંટ્રાક્ટર ન મળતો હોય તો મને કંટ્રાક્ટ આપી દો. વલસાડના લોકોએ પ્રતિજ્ઞા લેવી જોઇએ કે ભંગીને પાણી ન મળે ત્યાં સુધી બધા પાણી લેવાનું બંધ કરે. મને એક દિવસ વલસાડનું રાજ આપો. પછી આ કેમ નથી થઈ શકતું તે બતાવું. એટલું ન કરી શકો તો વલસાડને સ્વરાજ નહિ આપવી શકો. આ શહેર તો સુધરેલું કહેવાય. તમારે ત્યાં ૪૫ હજારની તાડી વેચાય છે એ સુધારાની નિશાની છે એ મારે કબૂલ કરવું જોઈએ. તોપણ મારા જેવો માણસ, જે સ્વરાજ માટે અધીરો થઈ રહેલો છે, જે મીઠાનો કર કઢાવવા અધીરો થઈ રહ્યો છે, જે સરકારનું જંગલીપણું બંધ કરાવવા અધીરો થઈ રહ્યો છે, એને આવા સુધરેલા શહેરે પણ અત્યારે ન બોલવવો જોઈએ એમ મારે અદબપૂર્વક કહેવું જોઈએ.

## પિકેટિંગ શા માટે?

તમે દારૂતાડી કાઢવા શું કર્યું છે? અહીંની બહનો તો સુધરેલી છે. મેં ઉપર સુધારો કહ્યો તેવી સુધરેલી નહિ! તેઓ મધુર સૂરથી ગીતો ગાય છે. તેઓ જો પોતાનાં મધુર ભજનો દારૂ પીનારાઓને સંભળાવે તો સુંદર અસર થાય. આજે ઓરપાડ, જલાલપુર અને તળ સુરતમાં બહેનો એ રીતે ભારે અસર નિપજાવી રહી છે. પીઠાવાળાઓને પોતાનો રોજગાર નહિ ચાલે તો શું થશે એની ચિન્તા થાય છે, તેમને ભાઈઓ જઈને મળે અને કહે કે બીજો ધંધો કરો તો બતાવીએ. કાલે કરાડીમાં ચાર પારસી ભાઈઓ મારી પાસે આવ્યા હતા. તેઓ કહેવા લાગ્યા, 'હવે બે મહિના રહ્યા છે તેટલો વખત તાડીનો ધંધો કરી લેવા દો.' મેં તેમની સાથે થોડો વિનોદ

કરી લઈ તેમને કહ્યું: 'અત્યારે દેશમાં છોળ ઊઠી છે ત્યારે તમારા ધંધાને ખાતર શું હું લોકોને એમ વીનવું કે તાડી ન છોડજો?' તેઓ કહે: 'એમ તો નહિ, પણ પિકેટિંગ શા માટે કરો છો?' 'જો પિકેટિંગ કરવાથી લોકો શરમાઈ પાછા જતા હોય તો હું એ કેમ ન કરું?' મેં એમને પૂછ્યું; 'કોઈ સ્ત્રી તમારા ઉપર કે પીનારા ઉપર જોરજુલમ કરે છે?' તેમણે કબૂલ કર્યું: 'એમ તો ન કહેવાય.'

## બહેનોનો પ્રેમ તો પ્રભુની પ્રસાદી

ચોકી બધી જગાએ બહેનો જ કરે છે, અને એનું પરિણામ સરસ આવે છે. અહીં આટલી બહેનો બેઠી છે તે બધી જો એ પ્રમાણે કામ કરે તો તેઓ ૨૪ કલાકમાં પીઠાં બંધ કરાવી શકે. ગમે તેવો દારૂડિયો હોય તોપણ તમારો બહેનોનો પ્રેમ એ કેમ ઠેલી શકે? તમે એમની પાસે જઈ દીનભાવે કહો: 'ભાઈઓ, આમ શું કરો છો?' એવી વિનવણીથી પીનારાઓ સુધરશે અને પીઠાંવાળાઓ પણ સુધરશે. લોકો બળાત્કાર સહન ન કરી શકે, પણ તમે એમને પ્રેમથી નવડાવો તો એ પ્રેમરસની પાસે એમનો દારૂનો રસ જરૂર સુકાશે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે ઉપવાસી માણસના વિષય ઓછા થાય છે પણ તેનો રસ જતો નથી. તે તો ઈશ્વરની પ્રસાદી ઊતરે ત્યારે જ જાય. તમારો પ્રેમ એ પ્રભુની પ્રસાદી છે. એનાથી પીનારનો દારૂ વિષેથી રસ ઊડી જશે એ વિષે મને સંદેહ નથી. જો તમે કંઈક ખરેખર કરવા માગતા હો તો તમારે ત્યાં જે તાડીનાં ને દારૂનાં પીઠાં કે માંડવા છે તે બંધ કરજો. ખજૂરાં હોય તેટલાંનો નાશ કરજો.

## દુ:ખનો ઇલાજ વધુ દુ:ખ

તમારા શહેરમાં ૧૦૦ તકલી અને ૭ રેંટિયા છે એમ કહેવામાં આવ્યું, પણ એટલાથી વિદેશી વસ્ત્રનો બહિષ્કાર આપણે ન કરીએ. ઘેરઘેર તકલી ચાલવી જોઈએ. તમને બધાંને રેંટિયા પૂરા પાડવાનું મારાથી તો ન બની શકે. વલસાડના કોઈ પરોપકારી સુથાર જાગે તો તેનાથી પણ એ ન બની શકે એમ છે. તકલી તમે જાતે બનાવી

લઈ શકો. ઢબ્બુમાં કાણું પાડતાં ન આવડે તો છોકરાંની ભાંગેલી સ્લેટના ટુકડાનો ઉપયોગ કરો કે ઠીકરી લો. જો તમે એ જ આશા રાખતા હો કે હું તમને મુંબઈથી ખાદી મંગાવીને પહેરાવી શકીશ તો એ ન બની શકે એવું છે. મુંબઈમાં તો ખાદી ક્યારની ખૂટી છે. ખાદી પહેરવી હોય તો તકલી ચલાવો.

તમે મીઠાનો કાયદો તોડશો, પણ એટલાથી કાંઈ સ્વરાજ ન મળે. એટલાથી મીઠાનો કાયદો તો જાય જ, એ બાબતમાં તો કોઈ શંકા ન લાવશો. પણ સ્વરાજ લાવવું હશે તો એ માટે તો મરવું પડશે. પણ તે ચિત્તાગોંગમાં લોકો મર્યા એ રીતે નહિ. એમણે તો જો સ્વરાજ ચાર દિવસમાં મળતું હોય તો તેના ચાર મહિના તો કર્યા જ છે. એ ક્યારે મળશે એની મને ખબર નથી. પણ નિર્દોષ સેવકોને રાતમાં મારે એ શું: ગુંડાની સરકાર છે? અત્યારે તો એમ જ લાગે છે. જે બધું સાંભળું છું તેમાં ગુંડાશાહી વિના બીજું કાંઈ નથી. મવાલીઓ તો અજ્ઞાન રહ્યા તેથી તેમની ગુંડાશાહી સહન કરીએ, પણ આ ગુંડાશાહી કેમ સહન કરીએ? આટલાં ભાઈબહેનો મળ્યાં છો, તે જો કંઈક કરવા ભેગાં મળ્યાં હો, માત્ર તમાશો જોવા ન આવ્યાં હો તો નિશ્ચય કરો કે આ ગુંડાશાહી સહન નહિ કરીએ, નીતિવિરુદ્ધ જેટલા કાયદા હશે એ બધાનો સવિનય ભંગ કરીને એનો જવાબ વાળીશું. આપણે ચિત્તાગોંગનો રસ્તો નથી લેવો, આપણે તો જેમ જેમ દુઃખ પડે તેમ તેમ વધારે દુઃખ નોતરવાના છીએ.

તમે સહુ સુધરેલા છો, થોડું કહ્યું ઘણું કરી માનજો, અને કૃપા કરીને કહ્યું છે તેનો અમલ કરજો. તમારે કાંઠેથી રમણીકલાલ જેવો સાધુ ભલે ગયો. એ તો સાધુ છે, તપશ્ચર્યા કરનાર છે. એ શુદ્ધ માણસના જેલ જવાથી સ્વરાજ જરૂર થોડું ઢુકડું આવ્યું છે. હવે તમે બતાવી દો કે તમે રમણીકલાલ, મોહનલાલ પંડ્યા, ઈશ્વરલાલ નાનુભાઈ, નીછાભાઈ એ બધાને લાયક છો.

---

# મુદ્રણાલયો પર ધાડ

[ પૂ૦ ગાંધીજીએ તા.૪-૫-૩૦ના નવજીવનમાં મુદ્રણાલયોના સંચાલકોને સૂચના આપતો નીચેનો લેખ લખેલો ]

વાઇસરૉયસાહેબે મુદ્રણાલયો ઉપર જે તલવાર લટકાવી છે તેથી કોઈ નહિ ડરે એવી મારી ઉમેદ છે.

સરકારી તંત્રની નિંદા પ્રજાનો ધર્મ છે, તેનો નાશ ઇચ્છવો આપણો ધર્મ છે, સવિનય ભંગ ધર્મ છે, સરકારી નોકરી છોડવાનું નોકરોને સમજાવવાનો આપણો ધર્મ છે, સરકારી સિપાહીગિરી છોડવાનું સિપાહીઓને સમજાવવાનો આપણો ધર્મ છે, શક્તિ આવ્યે કર ન આપવાનું લોકોને સમજાવવાનો ધર્મ છે. છતાં ઉપરની એકેએક વસ્તુ સરકારી કાયદા પ્રમાણે ગુનો છે. આમાંનો એક પણ ગુનો જે પ્રેસ કરે તેને સરકાર જપ્ત કરી શકે એ આ નવો કાયદો સૂચવે છે. આવા કાયદાને વશ વર્તવું સહુ વર્તમાનપત્ર ચલાવનારા ને છાપનારા પાપ સમજે એ ઇચ્છવાયોગ્ય છે. અત્યારે જ્યારે પ્રજા ભય છોડીને અનીતિમય કાનૂનોનો સવિનય ભંગ કરી રહી છે, ત્યારે જો અખબારનવીશો નબળા પડે તો દેશને હાનિ જ પહોંચે.

એટલે જેની ઉપર જામીનગીરી ભરવાની નોટિસ નીકળે તે પ્રેસ જામીન ન આપતાં પોતાનું કામ જ બંધ કરે. બધાં પ્રેસ એ પ્રમાણે કરે તો સરકારનો નવો કાયદો અમલ થયા વિનાનો જ રહી જાય.

આ લડતમાં છાપાંની મદદ પૂરી લેવાઈ રહી છે, છતાં તે છાપાં ઉપર મુદ્દલ આધાર નથી રાખતી. લોકો પોતાની શક્તિ સમજ્યા છે, શું કરવું છે એ સમજ્યા છે. એટલે છાપાંમાંથી મેળવવાનું લોકોને હાલ થોડું જ રહે છે. દૂરના કેટલાક ખબરો ન આવે, પણ તે વિના આપણે ચલાવી શકીએ છીએ. તેથી હું ઉમેદ રાખું છું કે કોઇ પણ છાપાવાળા જામીન નહિ આપે. આટલો સંયમ પાળશે તો તેઓ જોશે કે આ કાયદો લાંબો વખત નહિ ચાલે.

છાપાં હસ્તલિખિત હોઈ શકે, ને પ્રજામાં દેશહિતને ખાતર ઉદ્યમ કરવાની ધગશ પેદા થઈ હોય તો હસ્તલિખિત છાપાં અસંખ્ય રોજ પેદા કરી શકાય. જો લોકો ધારે તો શ્રાફળન્યાયે હસ્તલિખિત છાપાંની હજારો નકલ કાઢે. જેમકે મેં ૫૦ માણસને એકીવખતે એક છાપું લખાવ્યું ને તે જુદેજુદે ઠેકાણે ૫૦ને આપ્યું. આ પચાસે પોતપોતાના મિત્રો પાસે તેટલી જ નકલ કરાવી. આમ થાય તો ૨,૫૦૦ નકલ થઈ. આ ૨,૫૦૦, તે જ પ્રમાણે કરે તો ? ઉપર પ્રમાણે કરવામાં ગરીબોને તો અડચણ ન જ હોય. માત્ર તેવી ભાવના પેદા થવી જોઈએ.

---

# કરાડીથી યરવડા

[ ભાઈશ્રી સિધરાણી જેઓને મહાત્માજીની ધરપકડ થઈ તે વેળા તેમની સાથે રહેવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયેલું તેમણે પોતે જોયેલું અને સાંભળેલું તે ધન્ય ઘડીનુ બ્યાન નીચે આપ્યું છે. ]

૫ : ૫ : ૧૯૩૦
કરાડી–મટવાડ
રાતનો દોઢ.

હવે નિદ્રા શાની ? જે નિદ્રામાંથી અમે જાગ્યા છીએ તે નિદ્રાએ હવે હમેશને માટે વિદાય લઈ લીધી. હવે તો દિવસ કે રાત ! આઝાદીની પ્રથમ રાત સુધી હવે તો જાગવાનું !

અમારા–આખા રાષ્ટ્રના પ્રાણને હમણાં જ વળાવીને લખવા બેઠો છું. અત્યારે દોઢ વાગ્યો છે. મધરાત છે, પણ જાણે ધોળો દિવસ ઊગી નીકળ્યો હોય તેવો ભાસ થાય છે !

પોણા વાગે બે મોટી મોટરબસ આવીને બારણે ઊભી રહી. ક્ષણ વારમાં તો એક પછી એક ૨૫–૩૦ સિપાઈઓ કૂદી પડયા. સુરતના પેલા ગોરા ન્યાયમૂર્તિ (!) સૌથી આગળ દોડયા. પાછળ પોલીસ ઉપરી અને આંટિયા. અને તેમની પાછળ ૨૫ પોલીસો બંદુકના કુંદા ઝાલી દોડયા. જાણે ધાડ પાડવા આવ્યા હોય ! બારણા આગળ સૂતેલ રાઘવન જાગી ઉઠયો અને 'Who are you?' ( કોણ છે એ ? ) કરતોકને પેલા ગોરા ન્યાયમૂર્તિ સામે આવીને ખડો થઈ ગયો.

'Shut up,' ( ચૂપ રહો ) ગોરાએ જવાબ આપ્યો. 'Who are you?' ( તમે કોણ છો ? ) રાઘવન ફરી તાડુક્યો. 'Shut up,' ( ચૂપ ) પેલાએ રૂવાબી છાંટી. રાઘવને ત્રીજીવાર એ જ પૂછયું અને પેલો જવાબ પણ દેવા ન શોભતાં બાપુજીની કુટિર તરફ દોડી ગયો.

પહેલાં તો સિપાઈઓએ અમને સૌને ઘેરી લીધા હતા. મેં ધાર્યું કે અમને પણ પકડશે એટલે બિસ્તરો સંકેલવો શરૂ કર્યો. પણ ત્યાં તો જોયું કે એ લોકો બાપુજીની કુટિર તરફ ધસી રહ્યા છે; એટલે મેં પણ દોટ મૂકી. સિપાઇઓના જોડાના અવાજથી અને રાઘવનની બૂમથી સૌ જાગી ગયા હતા. ક્ષણ બે ક્ષણમાં તો સૌ બાપુજી પાસે દોડી ગયા અને આસપાસ વીંટળાઈ વળ્યા.

અવાજથી જાગી ગયેલાં કમળાબહેન ખુલ્લા આકાશની અનંત આંખોની ચોકી નીચે સૂતેલા બાપુ પાસે દોડી ગયાં અને ભેટી પડયાં. બાપુ પણ જાગતા જ હતા.

'બાપુ, તમને લઈ જવા આવ્યા લાગે છે.'

'હા, કેમ જશું ને ?' બાપુએ માથું પંપાળ્યું. કમળાબહેને 'હા' એવો જવાબ આપ્યો.

'તારે આવવું છે મારી સાથે ?' 'હા' બોલ્યાં ત્યાં તો કમળાબહેનની આંખમાં પાણી આવ્યાં.

'અરે, ગાંડી, ગાંડી.' બાપુએ વાંસામાં બે ધબ્બા માર્યા.

એટલામાં તો ન્યાયમૂર્તિ અને આંટિયા આવી પહોંચ્યા. એક જંગલીની માફક બાપુ ઉપર ટોર્ચ ફેંકી. બાપુએ મોં ફેરવ્યું.

'I arrest you.' ( હું 'ઍરેસ્ટ' કરૂં છું ) ગોરો બોલ્યો બાપુ હસ્યા. જીવનમાં આ બીજી વાર મૌન તોડયું.

'Do you want me?' (મારું જ કામ છે ના ?) બાપુજી બોલ્યા.

'Yes, Sir.' (જી, હા.) ગોરાએ જવાબ આપ્યો,

'તમારૂં નામ મોહનદાસ કરમચંદ ગાંધી?'

'હા' બાપુએ જવાબ આપ્યો. ત્યાં તો સિપાઈઓ આવીને ફરી વળ્યા. હુકમ મળ્યો, કે મોઢું બહારની બાજુ રાખો.

'જો તમારે કશો વાંધો ન હોય તો હું દાતણ કરી લઉં?' બાપુએ પૂછ્યું.

'ખુશીથી' જવાબ મળ્યો. બાપુએ દાતણ મંગાવ્યું. જાણે કાંઈ જ ન બન્યું હોય–જાણે હમેશની માફક ચાર વાગ્યાની પ્રાતરોપાસના માટે તૈયાર થતા હોય તેમ સ્વસ્થતાથી દાતણ કરવા લાગ્યા.

'કાન્તિ,' બાપુ બોલ્યા: 'મારાં કપડાં તૈયાર કર.' બાપુ તો દાતણ કરતા જાય અને કહેતા જાય, 'વાલજી' *Young India* (યંગ ઈંડિયા) માટે અધુરૂં લખેલું પડ્યું છે. સંભાળી લેજો, અને મોકલી દેજો.' બાપુજી તો દાતણ કરતા જાય અને કહેતા જાય. સામે અમલદારો સ્તબ્ધ ઉભેલા.

'મિ. મૅજીસ્ટ્રેટ' મને જણાવશો કે મને કયા સેક્શન નીચે પકડવામાં આવે છે?' બાપુજીએ ન્યાયમૂર્તિને પૂછ્યું.

ન્યાયમૂર્તિએ ધ્રુજતાં ધ્રુજતાં આખું વોરંટ વાંચ્યું. સાર આ હતો:—

'૧૮૨૭ના ૨૫ મા રેગ્યુલેશન પ્રમાણે.'

ત્યાં તો આનંદ પત્રોની ફાઈલ લઈને આવી પહોંચ્યો. બાપુ એક એક પત્ર લેતા જાય અને સમજ પાડતા જાય. ત્યાં તો એક પત્ર આવ્યો 'આ છાપી નાખજો.' બાપુ બોલ્યા. એ કયો પત્ર હશે! જે પત્રમાં લોર્ડ ઈરવીનને બાપુએ કેટલીક એવી વાતો કહી છે કે જે તેઓ આખા જીવનમાં પણ ન જાણી શકત.

'વખત છે ને?' બાપુએ પૂછ્યું. 'ના જી,' આંટિયાએ જવાબ આપ્યો: 'આપને એક વાગ્યા પહેલાં પકડી લેવાના છે.'

'ત્યારે પાંચ મિનિટ વધારે. એક ભજન ગાઈ લઈએ. પંડિતજી છે કે?' મહાવીર દોડયો અને એકતારો લઈ આવ્યો.

બાપુજી ઊઠ્યા. સૌ એકધ્યાન થયા. પંડિતજીએ શરૂ કર્યું. 'વૈષ્ણવ જન તો તેને કહીએ......' વચમાં આદર્શ વૈષ્ણવજન નીચે વદને અંતર્મુખ ઊભા હતા; અને આસપાસ સત્યાગ્રહીઓ ગાતા ગાતા '–તેનું દર્શન કરતા કુળ એકોતેર–' તારતા હતા.

ગામલોક આવી પહોંચ્યું. પાછલી વાડમાંથી પ્રવેશ કરે ત્યાં તો પોલીસો ગોઠવાઈ ગયા અને તેમને અંદર આવતા અટકાવ્યા. ત્યાં તો ગામની સ્ત્રીઓ આવી અને ગાવા લાગી; 'દાતણ કરતા જાવ રે ગાંધીજી......'

ભજન ખલાસ થયું અને એક પછી એક સૌ એ પતિતપાવનના પગોમાં પડવા લાગ્યા. બાપુ હસતા જાય અને થાબડતા જાય.

'ચાલો, હવે ઉતાવળ કરો. મને જવા દો.' બાપુએ છેલ્લા નમસ્કાર કર્યા. ધીમેધીમે સૌ ખસ્યા. આંટિયાએ હાથ આપ્યો. જાણે ઉલટ આવી હોય એમ બાપુજી ઝપાટાભેર ચાલવા લાગ્યા સૌ મોટરો આસપાસ ગોઠવાઇ ગયા. એક ક્ષણમાં તો બાપુજી ખટારામાં ચડી બેઠા, અને એક પછી એક અમલદારો અને સિપાઈઓ ખડકાયા. બહાર પણ કેટલાક ટીંગાયા અને ખરર.....મોટરો ઉપડી ગઈ. ગામ સ્ત્રીઓ ગાવા લાગી.

'બાપુને શરણે આવજો રે,
અવસર છે છેલ્લો......'
'બાપુ ચરણે આવજો રે,
અવસર છે છેલ્લો.'

એનું શરણુ તો નિત્ય રહેવાનું; પણ ચરણ તો હમણાં છેલ્લાં જ સ્પર્શવાના.

રાષ્ટ્રપ્રાણને વળાવી સૌ પાછા ફર્યા. બાપુની ખાલી કુટિર ઉપર આંબામાં ટહુકતી કોયલ, અને ખાલી પડેલી પથારી જોઈ જોઈને સૌ પ્રાર્થનામાં વળ્યા. પંડિતજીએ ગાયું, 'નિર્બલ કે બલરામ.'

ગામલોક રડે છે કે અમારા ગામને કલંક ચોટયું. પણ રડવાનું તો આખા રાષ્ટ્રને છે.

ભજન ચાલતું હતું તે વખતે આંટિયાનો હૃદયપલટો થયો હોત ! લોહીમાંથી નિપજતા પૈસાને લાત મારી બોલી ઊઠયા હોત, 'મને ય ગાંધીજી સાથે પકડી લો. આ ગુંડારાજની નોકરી મારાથી ન થાય!' પણ દેશનાં એ ભાગ્ય કયાંથી ?

નવસારી સ્ટેશનથી બે માઈલ દૂર એક સરસ સલૂન ઊભું રાખવામાં આવ્યું હતું. કોઈને જાણ ન થાય માટે તેમાં બત્તી પણ નહોતી કરવામાં આવી. બાપુને લાવીને તેમાં બેસાડી દેવામાં આવ્યા.

તારો કરવા માટે છાવણીમાંથી ઘોડો દોડાવવામાં આવ્યો. રસ્તામાં તેને રોકવામાં આવ્યો. દરેક રસ્તે ૨૫–૨૫ પોલીસો ગોઠવી દેવામાં આવ્યા હતા.

સ્ટેશન, જલાલપુર અને નવસારીની તાર ઓફિસનો ૧૨ વાગ્યાથી કબજો લઇ લેવામાં આવ્યો હતો.

સરકારના આ સર્વશ્રેષ્ઠ પરાક્રમનો દેશ શો બદલો આપશે ?

---

# ઓરીવલી સ્ટેશન જતાં

[ ‘ પ્રસ્થાન ’માંથી ‘ અમેરિકાના પત્રો ’વાળા શ્રી નંદલાલ શાહના લેખમાંથી નીચેનો ભાગ લીધો છે. ]

બીજે દિવસે ‘બોસ્ટન ગ્લોબ’ના ખાસ ખબરપત્રી નેગલી ફાર્સન (Negley Farson)નો તાર પ્રસિદ્ધ થયો. એમાં એ ખબરપત્રી અને યુદ્ધ વેળાનો બ્રિટીશ ખબરપત્રી બાર્ટલેટ ખાનગી ખબરને આધારે મોટર લઇ સવારના બોરીવલી જઈ પહોંચ્યા હતા. ત્યાં શું બન્યું એ ખબરપત્રીના શબ્દોમાં જ જણાવું છું.

“ બોરીવલી સ્ટેશનથી દૂર આવેલા ક્રોસિંગ પાસે ટ્રેઇન આવીને ઉભી રહી અને તુરત જ એક જાતની અપૂર્વ શાન્તિ પથરાઈ ગઈ. પછી ધીરે રહીને એક ડબ્બાનું બારણું ઊઘડયું અને એક યુવાન અંગ્રેજે શાન્તિથી પોતાના હાથમાંની ખાદીની બગલથેલી આગળ ધરી. તે પછી તેણે માનપૂર્વક પોતાની પાછળ ઊભેલી વ્યક્તિને નમન કર્યું ( nodded politely ) અને માર્ગમાંથી કોરે ખસી ગયો—અને મહાત્મા (‘holy man’)નું નાનું પણ પ્રતિભાશાળી શરીર નજરે પડયું, ગાડીમાં બેઠેલા ૫૦૦ હિન્દુ–મુસલમાનોને જાણે વીજળીનો આંચકો લાગ્યો હોય તેમ તેઓ મ્હોં પહોળું કરીને નાની ગરદન પરના દિવ્ય મુખને જોઈ રહ્યા. ગાંધીજી સહેજ હસ્યા અને અંગ્રેજ ઓફિસરે તેમને મદદ કરવા જે હાથ લંબાવ્યો હતો તે પકડીને નીચે ઉતરી પડયા, અંગ્રેજોના લાગણી શૂન્ય મુખપર મહાત્માજીની આ ક્ષત્રિયોચિત (sportsman) રીત ભાતથી આદરનું એક સ્મિત ફરી વળ્યું, પણ તે થોડી જ વારને માટે. હજુ તેમને પૂના પહોંચાડવાના હતા અને પ્રભુ જાણે રસ્તામાં શું શું ન બને ?

“ તૈયાર છો ગાંધીજી ?” “ હા, તૈયાર છું. ”

એક અંગ્રેજ ઓફિસરે ડીટ્રોઇકારનું બારણું ઝાલી રાખ્યું અને ગાંધીજી કારમાં દાખલ થયા. સાથે મેડિકલ ઓફિસર ગોઠવાઈ ગયો અને જાણે નવવધૂનો રથ ન હોય એમ કાર પર પડદા પડયા (pathetic little bridal party). અને કારની આગળ સાદા પોષાકમાં બેઠેલા ડ્રાઇવરે કારને હાંકી મૂકી.

અને આ આખો અદ્‌ભુત પ્રસંગ કાંઈપણ ઘટના વિના પૂરો થયો.

આ પ્રસંગની અદ્‌ભુતતા બ્રિટીશોએ આ આખા પ્રસંગને જે ઠંડે કલેજે અને ચપળતાથી ઉકેલ્યો તેમાં છે તેના કરતાંયે મહાત્માજીએ જે અલૌકિક ગૌરવથી (magnificent dignity) તેમના કાર્યમાં સહાય આપી તેમાં વિશેષ છે. જે પ્રસંગને લીધે હજારોનાં લોહી રેડાત તે પ્રસંગ જાણે કે મહાત્માજીને બ્રિટીશ ઓફિસરો નાસ્તો કરવા માટે ન લઈ જતા હોય એટલી શાન્તિથી પૂરો થયો.

આ ખબરપત્રી પોતાને ગાંધીજી સાથે જે વાતચીત થઈ તે નીચે પ્રમાણે જણાવે છે.

"ગાંધીજીએ એમનો નાનકડો, મજબૂત હાથ લાંબો કર્યો અને મારી સાથે હસ્તધૂનન કર્યું."

"તમારે કાંઈ છેવટનો સંદેશો આપવાનો છે, ગાંધીજી?"

'હું અત્યારે જ કહું કે પછી?'

'અત્યારે જ કહો તો સારું.

'તો અમેરિકાના લોકોને એટલું કહેજો કે આ યુદ્ધમાં સમાયેલા મુદ્દાઓનો નિષ્પક્ષપાત દષ્ટિએ અભ્યાસ કરે અને તે પ્રમાણે નિર્ણય કરે.'

'કોઈની સામે તમારા મનમાં કચવાટ કે રોષ નથી?'

'ના જરા ય નહિ. ઘણા વખતથી હું પકડાવાની રાહ જોતો હતો.'

'તમને લાગે છે કે તમારા પકડાવાથી હિન્દુસ્તાનમાં ખૂબ જ તોફાન થશે?'

'હું નથી ધારતો કે એમ થાય, હું પોતે એટલું કહી શકું કે એ. તોફાનો અટકાવવા માટે હું મારાથી બનતું તમામ કરી ચૂક્યો છું.'

'તો તોફાનો થશે એમ તમે નથી માનતા?'

'તોફાનો અટકાવવા મેં મારું બનતું કર્યું છે.

"૨૦૦ વર્ષ પછી ઓરડા પાસે બેઠેલી માતાઓ પોતાના ખોળામાં બેઠેલા બાળકને બ્રિટિશોએ મહાત્માજીને કેવી રીતે પકડયા તેની આ અદ્‌ભુત વાર્તા કહેશે ત્યારે મહાત્માજી દેવોની કોટિમાં બિરાજ્યા હશે."

# બાનો સંદેશો

[ ગાંધીજીના પકડાયા પછી પૂ. કસ્તૂરબાએ નીચેનો પ્રજાજોગો સંદેશો આપ્યો છે. ]

આજે સવારે ચાર વાગે હું પ્રાર્થના કરતી હતી ત્યારે જ મને ગાંધીજીનું ચિંતવન થયું હતું. રાત્રે અમારી છાવણી પાસે થઈને મોટરોની દોડાદોડી બહુ સંભળાતી હતી એટલે મનમાં કંઈક શંકા તો પેઠી હતી જ. પ્રાર્થના પછી તરત નવસારી છાવણીમાંથી ખબર આવી કે ગાંધીજીને મધરાતે લઈ ગયા.

મને કે અમારી છાવણીની કોઈ બહેનને આ ખબર સાંભળી નવાઈ જરાયે ન લાગી. જેનાં નગારાં કેટલાય દિવસથી વાગી રહ્યાં હતાં એ ખબર સાંભળતાં નવાઈ શાની થાય?

સવારે કરાડી છાવણીએ હું જઈ આવી. આશ્રમવાસીઓને મળી. તેમની પાસેથી સાંભળ્યું કે બે મોટરો ભરીને હથિયારબંધ સિપાઈઓ સાથે આ કામ કરવા અમલદારો આવ્યા હતા. ગાંધીજીને ફરતા સિપાઈઓનો ઘેરો મૂકી દીધો અને થોડી વાર તો કોઈ આશ્રમવાસીને એમની પાસે પણ જવા ન દીધા. કરાડી ગામના લોકોને જાણ થતાં તેઓ દોડી આવ્યા પણ કહે છે કે સિપાઈઓએ એમને છાવણીમાં દાખલ થવા ન દીધા. આ બધી વાતો સાંભળી મને બહુ ખેદ થયો. સરકારના ગાંડપણ ઉપર મને હસવું આવ્યું. ગાંધીજીને પકડવા આવવાનું એ તો મધરાતે ધાડ પાડે એમ કરવાનું હોય? એમને પકડવા એમાં આટલાં લાવલશ્કર શાં? લોકોને રોકવા શા? એ તો એના સ્વભાવ પ્રમાણે જ કરે ને? હવે ગાંધીજી તો ગયા. આટલા મોડા એમને લીધા એ જ સરકારની મહેરબાની. આટલાં પાંચ અઠવાડિયાંમાં ગાંધીજીએ આપણને જેટલું કહેવું હતું તેટલું કહી

દીધું છે, આપણો રસ્તો બરાબર આંકી દીધો છે. ભાઈઓને એમનું કામ બતાવી દીધું છે તેમ બહેનોને પણ પોતાનું કામ બતાવી દીધું છે. ગાંધીજીએ સોંપેલું કામ પાર ઉતારવું એ હવે બહેનો અને ભાઈઓનો ધર્મ થઈ પડયો. આજ સુધી લડતની જવાબદારી ગાંધીજીના ઉપર હતી, દેશની લાજ એમના હાથમાં હતી, હવે આ લડત અને ભારતમાતાની લાજ બધાં બહેનો ને ભાઈઓના ઉપર છે.

આ બનાવથી દેશમાં કોઈ જગ્યાએ અશાન્તિ ન થાઓ એવી હું ઈશ્વર પાસે પ્રાર્થના કરું છું. લોકોને પણ પ્રાર્થના કરું છું કે તમારી લાગણી અને તમારી ભક્તિમાં કોઈ ગાંડા ન થશો, પણ લડત વધારે મરણિયા થઈને ચલાવવા મંડજો.

જેઓ અત્યાર સુધી આ લડતમાં ભળવાની આનાકાની કરતા હતા એ બધા હવે તરત જોડાઈ જાય. વકીલો અને બારિસ્ટરો અત્યાર સુધી એમના ધંધાને વળગી રહ્યા છે તેઓ હવે તે છોડી દે અને દેશની લડતમાં ભળે. સરકારી નોકરી કરનારા ભાઈઓ, તમે પણ હવે કયાં સુધી નોકરીને બાઝી રહેશો ? તમે કોરટમાં બેસીને નિર્દોષ દેશસેવકોને સજાઓ કરો ને પછી ઘેર જઈને અફસોસ કરો એમાં શું વળે ? સિપાઈઓ પોતાના દેશી ભાઈઓ ઉપર લાઠીઓ ચલાવે ને ગોળીઓ છોડે છે એ તેમનો જીવ કેમ ચાલે છે ? ભાઈઓ હિંમત કરો; ભગવાન તમને કોઈને ભૂખ્યા નહિ રાખે. નિર્દોષ અને દેશભક્તિથી ઉભરાતા છોકરાઓને મારવા અને પછી ઘેર જઈ આંખમાં પાણી લાવી નિસાસા મૂકવા એમાં શું વળે ? પરમેશ્વરનું નામ લઈને અને દેશનું નામ લઈને હિંમત કરો, ને નોકરી છોડો.

આથી બીજો સંદેશો આજે મારે શો આપવાનો હોય ? પરમાત્મા આપણને સૌને શક્તિ આપો.



### ના૦ વાઇસરૉયને બીજો પત્ર

# સરકારનાં જૂઠાણાં સામે ઉકળાટ

[નામદાર વાઇસરૉયને મોકલવા માટે પોતાના પકડાવાના થોડા વખત પહેલાં જ ગાંધીજીએ બીજો કાગળ ઘડી રાખ્યો હતો તે આખો નીચે આપ્યો છે. વા. દે.]

**પ્રિય મિત્ર,**

ઇશ્વિરેચ્છા હશે તો મારો ઇરાદો તા. . . . ના રોજ ધરાસણા તરફ કૂચ કરી તા. . . . ના રોજ મારા સાથીઓ સાથે ત્યાં પહોંચી મીઠાના અગરના કબજા માટે માગણી કરવાનો છે. એવું જાહેર કરવામાં આવ્યું છે કે ધરાસણાના અગર ખાનગી માલકીના છે. આ તો માત્ર ધોખો દેવાની વાત થઈ. વાઇસરૉયસાહેબનું મકાન જેટલું સરકારના કબજામાં છે એટલા જ આ અગર પણ સરકારના કબજામાં છે. સત્તાવાળાની પ્રથમ પરવાનગી સિવાય એક ચપટી મીઠું ત્યાંથી ઉપાડી શકાય એમ નથી.

વિનોદમાં અને મસ્તીમાં કહેવામાં આવ્યું છે તેમ આ હુમલાને આપ ત્રણ રીતે રોકી શકો છો:

૧. મીઠાવેરો રદ કરીને;

૨. મને તથા મારી ટુકડીને પકડીને, સિવાય કે દેશ, હું આશા રાખું છું તેમ, અમારી બધાની જગ્યા પૂરી લે;

૩. કેવળ ગુંડાશાહી ચલાવીને, સિવાય કે જેટલાનાં માથાં ફૂટે એટલા બીજા, હું આશા રાખું છું તેમ, ત્યાં આવીને ખડા થાય.

આ પગલું લેવાનો નિર્ણય મેં કશો આંચકો ખાધા વિના કર્યો છે એમ નથી. મેં આશા રાખી હતી કે સરકાર સત્યાગ્રહીઓ સાથે સભ્યતાપૂર્વક લડશે. સત્યાગ્રહીઓને પહોંચી વળવા સાધારણ રીતે પ્રચલિત છે તે કાયદાનો અમલ કરીને સરકારે સંતોષ માન્યો

હોત તો મારે કાંઈ કહેવાપણું નહોતું. તેને બદલે, જાણીતા આગેવાનો સાથે વધતેઓછે અંશે કાયદા મુજબનો વર્તાવ ચલાવીને, બીજા સાધારણ સત્યાગ્રહીઓ પ્રત્યે તો જંગલી અને કેટલીકવાર બીભત્સ અત્યાચારો કરવામાં આવ્યા છે. આવું છૂટું છવાયું બન્યું હોત તો તો જોયું ન જોયું કરી શકાત. પરંતુ મારી પાસે તો બંગાળ, બિહાર, ઉત્કલ, યુક્ત પ્રાંતો, દિલ્હી અને મુંબાઈથી ખબરો આવી છે, જે ગુજરાતમાં મળેલા અનુભવોનું સમર્થન કરે છે. અને ગુજરાત વિષે તો મારી પાસે પારવિનાનો પુરાવો પડેલો છે. કરાંચી, પેશાવર તથા મદ્રાસમાં વિનાકારણ અને વિનાઉશ્કેરણી ગોળીબહાર થયેલા જણાય છે. સરકારની દૃષ્ટિએ કિંમતવિનાનું અને સત્યાગ્રહીની દૃષ્ટિએ ભારે કીમતી એવું મીઠું સ્વયંસેવકો પાસેથી ઝુંટાવી લેવા માટે તેમનાં હાડકાં ભાંગવામાં આવ્યાં છે અને ગુહ્ય ભાગો દબાવવામાં આવ્યા છે. મથુરામાં એક આસિસ્ટન્ટ મૅજિસ્ટ્રેટે દશ વરસના બાળક પાસેથી રાષ્ટ્રીય વાવટો ઝૂંટવી લીધાનું કહેવાય છે. અને આવી રીતે ગેરકાયદે પડાવી લીધેલો વાવટો પાછો માગનાર ટોળાને ઘાતકી રીતે માર મારવામાં આવ્યાના અહેવાલો મળ્યા છે. એ વાવટો પાછળથી આપી દેવામાં આવ્યો એ જ સૂચવે છે કે અંતઃકરણ ગુનેગાર હતું. બંગાળામાં મીઠાને અંગે ઓછા માણસોને પકડવામાં આવ્યા છે, તેમ અત્યાચારો પણ ઓછા થયા છે. પરંતુ સ્વયંસેવકો પાસેથી વાવટા ઝૂંટવી લેવામાં અકથ્ય જુલમો થયેલા કહેવાય છે, ડાંગરનાં ખેતરો બાળી મૂકવામાં આવ્યાનું કહેવાય છે, ખાવાનું પણ જબરાઈથી લઈ લેવામાં આવ્યું છે. અમલદારોને શાક નહિ આપવા માટે ગુજરાતમાં એક સ્થળે આખું શાકબજાર લૂંટી લેવામાં આવ્યું હતું. આ બનાવો મોટાં ટોળાંની સામે બનેલા છે. મહાસભાના હુકમને લીધે જ આ ટોળાંએ સામે થયા વિના આ બધું સહન કર્યું છે. સત્યને વરેલા માણસો આ અહેવાલો મોકલી આપે છે તે માનવાનું હું આપને કહું છું. બારડોલીની બાબતમાં બન્યું હતું

એમ મોટા અમલદારોએ આવા અહેવાલોની બાબતમાં કરેલા ઇનકારો ઘણીવાર ખોટા પડેલા છે. મને કહેતાં દિલગીરી થાય છે કે છેલ્લાં પાંચ અઠવાડિયાંમાં પણ અમલદારો લોકો આગળ ખોટી વાતો જાહેર કરતાં અચકાયા નથી. ગુજરાતમાં એક કલેક્ટરની ઑફિસમાંથી નીકળેલી સરકારી પત્રિકાઓમાંથી થોડા નમૂના હું આપું છું:

૧. "પુખ્ત વયના માણસો વરસદહાડે પાંચ શેર મીઠું વાપરે છે, એટલે તમને વર્ષે ત્રણ આનાનો કર આપવો પડે છે. . . . જો સરકાર મીઠાનો ઇજારો કાઢી નાંખે તો વધારે કિંમત આપવી પડે. અને તે ઉપરાંત ઇજારો રદ થાય એટલે સરકારને આવક ઓછી થાય તે કોઈને કોઈ રૂપમાં ભરપાઈ તો કરવી જ પડે. . . . તમે જે મીઠું દરિયાકિનારેથી લો છો તે ખાવાલાયક નથી હોતું તેથી સરકાર તેનો નાશ કરે છે."

૨. "મિ. ગાંધી કહે છે કે સરકારે આ દેશમાંથી હાથકંતામણનો નાશ કર્યો છે. પરંતુ સૌ કોઈ જાણે છે કે આ વાત ખરી નથી, કારણ આખા દેશમાં એકે ગામડું એવું નથી જ્યાં હાથકંતામણ ન ચાલતું હોય. વળી દરેક પ્રાન્તમાં સૂતર કાંતનારાને વિશેષ સારી રીતો શીખવવામાં આવે છે અને ઓછી કિંમતે સારાં સાધનો પૂરાં પાડવામાં આવે છે, આમ સરકાર તેમને મદદ કરે છે."

૩. "સરકાર જે દેવું કરે છે તેમાંથી પાંચ રૂપિયે ચાર રૂપિયા તો લોકહિતને અર્થે જ ખરચાય છે."

ત્રણ જુદીજુદી પત્રિકાઓમાંથી ત્રણ કથનોના આ નમૂના મેં લીધા છે. હું એમ સૂચવવા હિંમત કરું છું કે ઉપરના એકેએક કથનને જૂઠું પુરવાર કરી શકાય એમ છે. પુખ્ત ઉંમરના માણસને પત્રિકામાં જણાવ્યું છે તે કરતાં ત્રણગણું મીઠું જોઈએ છે. તેથી માથાવેરો દર વરસે નવ આના જેટલો આવે છે. અને મીઠાવેરો એ માથાવેરો જ છે. અને આ વેરો તો પુરુષ, સ્ત્રી, બાળક અને ઢોર પાસેથી પણ ઉંમર કે તબિયતના ભેદ વિના લેવામાં આવે છે.

દરેક ગામમાં રેંટિયા ચાલે છે અને સરકાર કાંતણની પ્રવૃત્તિને કોઈ પણ રીતે અથવા કોઈ પણ રૂપમાં ઉત્તેજન આપે છે અથવા મદદ આપે છે એમ કહેવું એ તો હડહડતું જૂઠાણું છે. સરકારના કરેલા દેવાના પાંચ રૂપિયામાંથી ચાર લોકહિતાર્થે થયેલા છે એ જૂઠાણાનો જવાબ તો નાણાંશાસ્ત્રીઓ વધારે સારી રીતે આપી શકે. પરંતુ સરકાર સાથેના રોજના સંબંધમાં બનતું લોકો જુએ છે તેનાં આ જૂઠાણાં માત્ર નમૂના જ છે. થોડા જ દિવસ ઉપર એક ગુજરાતી કવિ જે ખરો વીર છે તેને અમલદારોએ જૂઠા ઊભા કરેલા પુરાવાને બળે સજા કરવામાં આવી, જોકે તેણે આગ્રહપૂર્વક જણાવ્યું કે જે સમયે તેણે ગુનો કર્યાનું કહેવાય છે તે સમયે તો તે બીજે જ સ્થળે ઘસઘસાટ ઊંઘતો હતો.

હવે અમલદારોની નિષ્ક્રિયતાના દાખલા આપીશ. પીઠાં ઉપર ચોકી કરનાર સ્વયંસેવકો, જેઓ શાન્તિમય હોવાનું અમલદારો પણ સ્વીકારે છે તેમને પીઠાવાળાએ માર્યા. વળી પીઠાવાળાએ નિયમનું ઉલ્લંઘન કરી દારૂ વેચ્યો. છતાં અમલદારો આ મારપીટ વિષે તેમ જ દારૂના ગેરકાયદે વેચાણ વિષે કશાં જ પગલાં લેતા નથી. મારપીટની હકીકત જગજાહેર છે છતાં અમલદારો એવી દલીલનો આશ્રય લે છે કે તે બાબત અમારી પાસે કશી ફરિયાદ આવી નથી. અને હવે આપે દેશ ઉપર છાપાનો કાયદો હિંદુસ્તાનમાં આજ સુધી નહિ જાણવામાં આવેલા એવા ઑર્ડિનંસથી ઝીકયો છે. ભગતસિંહ અને બીજાઓના મુકદ્દમાની બાબતમાં સામાન્ય વિધિ ઊંચે મૂકીને કાયદાનો અમલ કરતાં થતી ઢીલનો આપે નિકાલ આણી દીધો છે. અત્યારે ચાલી રહેલી અમલદારોની પ્રવૃત્તિ તેમ જ તેમની નિષ્ક્રિયતા, એને હું લશ્કરી કાયદાનું બુરખાવાળું સ્વરૂપ કહું તો તેમાં કશી નવાઈ છે? હજી તો લડતનું આ પાંચમું જ અઠવાડિયું છે.

તેથી અત્યારે શરૂ થયેલી ડરાવી દેવાની નીતિનો અમલ આખા દેશને આવરી લે તે પહેલાં મને લાગે છે કે મારે વિશેષ ઉગ્ર પગલું લેવું અને આપના ક્રોધને વધારે જલદ પણ વધારે સાફ માર્ગે

વાળવો. મેં વર્ણવી છે તે બધી વાતો આપ નહિ જાણતા હો, હજુ પણ આપના માન્યામાં એ આવશે નહિ. મારે તો એ વસ્તુ તરફ આપનું ચોક્કસ ધ્યાન ખેંચવું જ રહ્યું.

અસ્તુ. મને તો એમ લાગે જ છે કે સત્તાનો તીક્ષ્ણ પંજો પૂરેપૂરો ખુલ્લો કરવાનું આપને આમંત્રણ ન આપું તો હું કાયર ગણાઉં. જે લોકો અત્યારે સંકટો સહન કરી રહ્યા છે અને જેમની માલમિલકત ફના થઈ રહી છે તેમને એમ ન જ લાગવું જોઈએ કે તેમની પાસે આ લડત કે જેને પરિણામે સરકારનું ખરું પોત પ્રકાશ્યું છે, તે ઉપાડવામાં જેનો મુખ્ય હાથ હતો તેવા મેં, ચાલુ પરિસ્થિતિમાં સત્યાગ્રહનો કાર્યક્રમ જેટલો અમલમાં મૂકી શકાય તેટલો અમલમાં મૂકવા માટે કશું કરવું બાકી રાખ્યું નથી.

કારણ સત્યાગ્રહના શાસ્ત્ર પ્રમાણે તો સરકાર જેમજેમ વિશેષ દમનનીતિ વાપરે અને જેમજેમ વિશેષ બેકાયદે બને તેમતેમ સત્યાગ્રહીઓએ વિશેષ ને વિશેષ સંકટો વહોરવાં જોઈએ. સ્વેચ્છાએ ખમેલાં તીવ્રમાં તીવ્ર સંકટોને પરિણામે ચોક્કસ વિજય જ છે. હું જે કાર્ય ઉપાડવા ધારું છું તેમાં રહેલાં જોખમોનું મને જ્ઞાન છે. પરંતુ દેશ મારી વાત સમજવામાં ભૂલ કરે એવો સંભવ નથી. હું જે વિચારું છું અને કરવા ધારું છું તે જ કહું છું. હિંદુસ્તાનમાં પંદર વરસથી હું કહેતો આવ્યો છું અને પરદેશમાં વીસ વરસ સુધી મેં એ જ વાત કહી છે અને તે જ વાત હું ફરી કહું છું કે હિંસાને જીતવાનો ઉપાય શુદ્ધ અને નિષ્કલંક અહિંસા જ છે. મેં એ પણ કહ્યું છે કે દરેક હિંસામય કૃત્ય, વાણી અને વિચાર પણ અહિંસાની પ્રગતિને આડે આવે જ છે. વારંવાર આટલી ચેતવણી આપ્યા છતાં લોકો હિંસાનો આશ્રય લેશે તો હરકોઈ મનુષ્યના કૃત્યને માટે બીજા મનુષ્યની જેટલી જવાબદારી અનિવાર્ય રીતે ગણાય છે તે સિવાયની બીજી કોઈ જવાબદારી મારે શીર નથી. પરંતુ આ જવાબદારીનો પ્રશ્ન બાજુએ રાખતાં પણ જો અહિંસા એ

ઋષિમુનિઓએ કહ્યું છે તેવું અમોઘ બળ હોય અને તેના પ્રયોગનો મારો વિશાળ અનુભવ મારે એળે ન જવા દેવો હોય તો કોઈ પણ કારણસર મારે નિશ્ચિત પગલાં લેવાનું મુલતવી રાખવું જોઈએ નહિ.

પરંતુ આવું આગળનું પગલું લેવાનું ટાળી શકાય તો હું ખુશી થાઉં. તેથી હું આપને કહું છું કે જે કરને આપના નામાંકિત દેશબંધુઓએ નિર્મર્યાદ ભાષામાં વગોવ્યો છે અને જેની સામે સવિનય ભંગ દ્વારા વ્યક્ત થતો સાર્વત્રિક વિરોધ અને ક્રોધ પ્રગટચો છે જે આપ જોયા વિના રહી શકો એમ નથી, તે કર આપ નાબૂદ કરો. આપ સવિનય ભંગને જેટલો વગોવવો હોય તેટલો ભલે વગોવો. સવિનય ભંગને બદલે લોકો હિંસક બંડ કરે તે આપ વધારે પસંદ કરશો? જેમ આપે કહ્યું છે તેમ જ આપ કહેશો કે સવિનય ભંગમાંથી ચોક્કસ ખુનામરકી જ પેદા થવાની છે, તો ઈતિહાસ ચુકાદો આપશે કે બ્રિટિશ સરકાર અહિંસા સમજી શકી નહિ અને તેથી સહન કરી શકી નહિ, અને તેથી પોતે જે વસ્તુને સમજી શકતી હતી અને જે વસ્તુનો ઉપયોગ કરી શકતી હતી તેવી હિંસા કરવાની લોકોને ઘોંચપરોણા કરીને તેણે ફરજ પાડી. પરંતુ આટલા ઘોંચપરોણા છતાં હું તો આશા રાખું છું કે હિંદુસ્તાનના લોકોને હિંસામય થવાની લાલચ અને ઉશ્કેરણીની સામે ટકી રહેવાનું ઈશ્વર બળ અને બુદ્ધિ આપશે.

એટલે, જો આપ મીઠાનો કાયદો રદ કરી ન શકો અને ખાનગી રીતે મીઠું પકવવા સામેનો પ્રતિબંધ ન કાઢી નાંખી શકો તો મારે નાછૂટકે આ કાગળની શરૂઆતના ફકરામાં જે કૂચનો ઉલ્લેખ છે તે કૂચ કરવી પડશે.

હું છું,
આપનો સાચો મિત્ર,
**મોહનદાસ કરમચંદ ગાંધી**

# ગાંધીજીનો સંદેશો

[ તા. ૯–૪–'૩૦ને રોજ એવી સખત અફવા ઊડેલી કે ગાંધીજી પકડાવાના છે, અને એ ખબર સાંભળીને સુરતથી કલ્યાણજીભાઈએ જઈને ગાંધીજીને રાતના બાર વાગે જગાડયા અને સંદેશો માગ્યો. ગાંધીજીએ તે વખતે જ પોતાનો નીચેનો સંદેશો લખાવ્યો, પણ તે દિવસે પકડાયા નહિ એટલે એનો ઉપયોગ ન થયો. પણ ગાંધીજીએ કહ્યું હતું કે હવે પકડાઉં ત્યારે બીજો સંદેશો આપવાનો નથી. આખરે સરકારે તેમને પકડયા એટલે તે સંદેશ નીચે પ્રમાણે 'નવજીવન'માં પ્રગટ થએલો અત્રે આપેલો છે. ]

છેવટે વાઘ આવ્યો જણાય છે. મધરાતે સાથીઓ મને સુખે સૂતેલાને જગાડીને સંદેશો માગે છે, એટલે જરાયે ઇચ્છા થયા વિના આ સંદેશો લખાવી રહ્યો છું.

સંદેશા તો ઘણાયે આપ્યા. એટલામાંથી જો કંઈ ન ઝીલી શકાયું હોય તો હવે આ સંદેશાથી શું વળવાનું છે? પણ આજની મધરાત લગી આવેલી ખબરો ઉપરથી જોઉં કે સંદેશો ઝિલાયો છે.

ગુજરાતનાં સ્ત્રીપુરુષો ઉભરાઈ ઊઠયાં જણાય છે. આટ અને અને ભીમરાડમાં સ્ત્રીપુરુષોને નિર્ભયતાથી સવિનય ભંગ કરતાં મેં નજરે ભાળ્યાં. તેઓ હજારોની સંખ્યામાં હોવા છતાં કંઈ પણ તોફાનનાં અવિનયનાં ચિહ્ન મારા જોવામાં નથી આવ્યાં.

સરકારી અમલદારોએ મર્યાદા મૂકી છે. એમ છતાં લોકોએ લવલેશ પણ શાંતિભંગ નથી કર્યો. આ લખાવતી વખતે મારા હાથમાં દિલ્હીથી આવેલો તાર મૂકવામાં આવ્યો છે. તેમાં દેવદાસ ગાંધી જણાવે છે: "ગઈ કાલે ચાર સ્વયંસેવકોને સખત માર પડયો. તેઓ બેહોશ થયા. આ બધું બકેટ ઉપર હતું." તોયે લોકો તરફથી શાંતિભંગ નથી થયો.

અહીં ગુજરાતમાં એક પછી એક કસાયેલા, લોકોને પ્રિય થઈ પડેલા લોકસેવકો પકડાયા છે. એમ છતાં લોકોએ પરમ શાંતિ જાળવી છે; ગભરાયા નથી. અને પકડાપકડી વધતી જતી સંખ્યામાં સ્ત્રીપુરુષોએ સવિનય ભંગ કરીને ઊલટભેર ઊજવી છે. આનું નામ સંદેશો ઝીલ્યો એમ માનું છું.

આ આવો શુભ આરંભ અંત લગી જળવાશે તો સંપૂર્ણ સ્વરાજ છે જ. અને હિંદુસ્તાનને શોભે એવો પદાર્થપાઠ હિંદુસ્તાને આખા જગતને આપ્યો ગણાશે.

કુરબાની વિના મળેલું સ્વરાજ કદી ટકે નહિ. એટલે લોકોને ભલે પેટ ભરીને કુરબાની કરવી પડે. સાચી કુરબાનીમાં કેવળ એક તરફથી જ કષ્ટ સહન કરવાનું હોય છે. એટલે કે કોઈને માર્યા વિના પોતે મરીને જીવવાનો મંત્ર સાધવાનો હોય છે. એ મંત્ર હિંદુસ્તાન સાધો. અત્યારે તો મૂઠીભર મીઠામાં હિંદુસ્તાનનું સ્વમાન અને સર્વસ્વ છુપાયેલાં છે. એ મૂઠી ભલે ભાંગી જાય પણ કદી ઊઘડવી ન જોઇએ.

સરકારને સભ્યતાપૂર્વક લડાઈ લડવી હોય તો મીઠાની મૂઠી ભરનારને જેલમાં લઈ જાય. ત્યાં લોકો સુખેથી જેમ પોતાના શરીરને સરકારને હવાલે કરશે તેમ મૂઠીમાંનું મીઠું પણ હવાલે કરે. પણ ગરીબ નિર્દોષ સત્યાગ્રહીના હાથમાંથી મીઠું ઝૂંટવી લેવું એ અસભ્યતા છે, અને હિંદુસ્તાનનું અપમાન છે. એ અપમાન તો મૂઠીને ભાંગી જવા દઈને સહન થાય.

એમ કરતાંયે જેની મૂઠી ભાંગે તે અથવા તો બીજા ગુસ્સો ન કરે. અસભ્યતાનો જવાબ અસભ્યતાથી ન વાળે, પણ શાંત રહી ઈશ્વરને નામે બધું દુઃખ સહન કરી સભ્યતાથી વાળે.

હું પકડાઈ જાઉં એટલે સાથીઓએ કે લોકોએ ગભરાવાનું મુદ્દલ કારણ નથી. આ લડતને ચલાવનારો હું નથી, પણ ઈશ્વર છે. એ બધાંનાં હૃદયમાં વાસ કરે છે. એ જો આપણામાં શ્રદ્ધા હશે તો દોરશે જ. માર્ગ અંકાઈ ગયેલો છે. મીઠું ઉપાડવા કે બનાવવાને ગામનાં ગામ ઊલટી પડે, મદ્યપાનનાં અને અફીણનાં પીઠાંને અને વિદેશી વસ્ત્રની દુકાનોને બહેનો ઘેરે અને કાર્ય સિદ્ધ કરે. ઘેરઘેર નાનાં મોટાં બધાં તકલી ચલાવતાં થઈ જાય, અને ઢગલાબંધ સૂતર રોજ કંતાય ને વણાય, વિદેશી વસ્ત્રની હોળી થાય. હિંદુ કોઈને અસ્પૃશ્ય ન ગણે. હિંદુ, મુસલમાન, શીખ, પારસી, ખ્રિસ્તી બધા હૃદયથી ભેટે. નાની કોમોનું પેટ ભરાતાં જે મળે તેથી મોટી કોમ સંતોષ પામે. નિશાળિયાઓ સરકારી નિશાળ છોડે, અને સરકારી નોકરો જેમણે રાજીનામાં આપ્યાં છે એવા બહાદુર પટેલતલાટીની જેમ રાજીનામાં આપી લોકસેવામાં રોકાઈ જાય. એટલે ઘેર બેઠે આપણને પૂર્ણ સ્વરાજ મળશે.

દાંડી

૯–૪–'૩૦. રાતના ૧૨

# પૂર્ણાહૂતિ

[ નીચેનો લેખ તા ૧૧–૫–૩૦ ના નવજીવનમાં મહાત્માજીની ધરપકડ થયા પછી શ્રી. પ્યારેલાલજીએ લખેલો. ]

આખરે ગાંધીજીને સરકારે પકડયા. ગાંધીજી તો એને માટે ક્યારના તૈયાર જ હતા. જો સરકારે ખબર આપી હોત તો તે તો ખુશીથી પોતાની મેળે જ યરવડા વિશ્રાંતિગૃહમાં જઈને બેસી જાત. મધરાતે ચોરની જેમ પોલીસની મોટી ટુકડી સાથે સૂતેલા ગાંધીજી ઉપર દરોડો લઈ જઈ તેમની ઊંઘ બગાડવાની કશીયે જરૂર નહોતી. પણ સરકારને તો પોતાની સત્તાનું પ્રદર્શન કરીને પોતાની વિકરાળતાની ધાક જનતા ઉપર બેસાડવી હતી. એમ ન કર્યું હોત તો આ સરકાર પોતાને 'સરકાર' શી રીતે કહેવડાવત ?

સરકારની આ પગલાની હડહડતી અનીતિમયતાનું આથી મોટું પ્રમાણ શું હોઈ શકે કે ખુલ્લી રીતે ગાંધીજી ઉપર કેસ ચલાવવાની તેની હિંમત જ નથી ચાલી ? જે હુકમ પ્રમાણે ગાંધીજીને પકડવામાં આવ્યા છે તેમાં માત્ર એટલું જણાવેલું હતું કે "સરકારને ગાંધીજીની પ્રવૃત્તિ **ભયકારી** લાગે છે." એક રાક્ષસી સત્તા એક ઈશ્વરના અનન્ય ભક્તની ઉગ્ર સત્યનિષ્ઠા ન જીરવી શકે એનો આ પહેલો જ દાખલો નથી. હિરણ્યકશિપુથી પ્રહ્લાદની વિષ્ણુભક્તિ ન જીરવી શકાઈ, રોમન સામ્રાજ્યના સત્તાધારીઓને ઈશુની સત્યઘોષણામાં રાજદ્રોહની ગંધ આવી, તેમજ ગ્રીસના પુરાણપંથીઓને સૉક્રેટિસની પ્રવૃત્તિ ભયભરેલી લાગી. અને તેઓ બધાએ આ સરકારની જેમ પોતાની હસ્તીની રક્ષા માટે દમનનીતિનો આશ્રય લીધો. પરિણામ આખું જગત જાણે છે.

ગાંધીજીએ સરકારની રચેલી માયાજાળમાંથી લોકોને બચાવ્યા, સરકારની અનેક ચોરીઓ પકડી, પોગળો ઉઘાડયાં, લોકોને તેમના જન્મસિદ્ધ હકનું ભાન કરાવ્યું. સરકારે તો કહેવાતી ગોળમેજી પરિષદના પ્રલોભનથી લોકોને લલચાવવાના પ્રયત્નો કર્યા. પણ તેણે જોયું કે જ્યાં સુધી ગાંધીજી બહાર છે ત્યાં સુધી તે ફાવી શકે એમ નથી, એટલે ગાંધીજીને ગિરફતાર કર્યા.

સત્યાગ્રહીઓને માટે જેલ સુખ અને શાંતિનું ધામ થઈ પડે છે. અને અહિંસાની સીધી લીટીથી ડગવા સિવાય બીજું કોઈ દુઃખ તે જાણતા નથી. ગાંધીજીએ તો હજી ગઈ કાલે જ યરવડા જેલમાંથી રેંટિયો અને પીંજણ માટે પોતાનો સંદેશો મોકલ્યો હતો. તેઓ તો ત્યાં પણ બેઠાબેઠા પોતાના દરિદ્રનારાયણની સેવા ચાલુ રાખશે, અને તેની સાથે શારીરિક શ્રમથી જરા રાહત પણ મેળવશે.

પરંતુ આપણો આ અણીના પ્રસંગે શો ધર્મ છે? સરકારે ગાંધીજીને જેલમાં પૂર્યા એટલે આખા હિંદુસ્તાનની પ્રજાની આબરૂને જેલમાં પૂરી. કોઈ પણ સ્વમાન ધરાવનારી પ્રજા આવું અપમાન ઠંડે પેટે સહન કરી શકે એમ નથી. સરકારે તેના પ્રગટ કરેલા ખબરપત્રમાં જણાવ્યું છે કે ગાંધીજીની સલાહથી પટેલ–તલાટીએ ધડાધડ રાજીનામાં આપીને સરકારને માટે રાજ્ય ચલાવવું મુશ્કેલ કરી દીધું હતું એટલે તેને ગાંધીજીને પકડયે જ છૂટકો હતો. એટલે હવે ગાંધીજીના પકડાયા પછી આખા ગુજરાતમાં તો એકેએક પટેલતલાટીએ તેમજ ગામડાના દરેક અધિકારીએ રાજીનામું આપી બારડોલીમાં કર્યું હતું તેમ સરકારી રાજ્યતંત્રને ચાલતું અશક્ય જ કરી દેવું જોઈએ. જ્યાં જ્યાં લોકોમાં હિંમત હોય ત્યાં ત્યાં તેમણે બારડોલીનું અનુકરણ કરી ગાંધીજી કે સરદાર પોતે હુકમ ન કરે ત્યાં લગી જમીનમહેસૂલ ન આપવાનો ઠરાવ કરવો જોઈએ. દારૂનાં પીઠાંના માલિકો અને વિદેશી

કાપડના વેપારીઓ પોતાનો ધર્મ સમજે તો પોતાની મેળે જ પોતાના ધંધાનો ત્યાગ કરે, અને જે બહેનો આજે તેમની દુકાનો આગળ પહેરો ભરવામાં રોકાઈ છે. તેમને દેશની બીજી સેવામાં આત્મભોગ આપવાને છૂટી કરે. જો આપણે આટલું કરીએ તો સરકાર ગાંધીજીને પકડતાં જે ભીંત ભૂલી છે તેનું ભાન થોડા જ વખતમાં તેને કરાવી શકીશું. થોડા જ વખતમાં ગાંધીજી ફરીથી જેલમાંથી છૂટી આપણે પડખે આવી ઊભા રહેશે, અને પૂર્ણ સ્વરાજ ઘેરબેઠે આવી મળશે.

પણ આટલાથી જ બસ નથી. આ ઉપરાંત આજે આપણા ઉપર એક આપદ્ધર્મ આવી પડયો છે. ચોમેરથી સરકારે વર્તાવેલી નાદીરશાહીની ખબરો આવ્યે જ જાય છે, સત્યાગ્રહીઓ પ્રત્યે પશુતાનું વર્તન ચાલ્યાં જ કરે છે. એટલું જ નહિ પણ આવા બનાવો ઉપર ઢાંકપિછોડો કરવા માટે સરકાર હડહડતાં જૂઠાણાંનો આશ્રય લેતાં પણ જરાયે નથી અચકાતી.

આમ જ્યારે એક બાજુ હિંસાનો દાવાનળ ચોમેર સરકાર વધારે ને વધારે સળગાવતી જાય છે, ત્યારે બીજી બાજુ એક પછી એક આપણા મુખ્ય કાર્યકર્તાઓ જેમને અહિંસા અને શાંતિના સ્તંભ કહીએ તો ચાલે તેમને સરકાર પકડીને જેલમાં પૂર્યે જાય છે. અને આ બધાં કારણોથી આપણામાંના કેટલાકની ધીરજ ખૂટવા લાગી છે એમ જણાય છે. આવી વિષમ સ્થિતિ ટાળવા માટે આપણા ઋષિમુનિઓએ પ્રચંડ તપશ્ચર્યા, શુદ્ધ બલિદાનનો માર્ગ સૂચવ્યો છે. અને તેથી આપણે જો આ હેવાનિયતના પ્રવાહને અટકાવવો હોય, સરકારે ઉભા કરેલા જૂઠાણા અને દગાના વાતાવરણને શુદ્ધ કરવું હોય તો આપણે આ પ્રચંડ શસ્ત્રનો ઉપયોગ કર્યે જ છૂટકો છે.

'નવા કરાર'માં રોમન્સ પ્રકરણ ૧૧ માં એક સુંદર કંડિકા આવે છે. પેગંબર ઇલાઈજા ઈશ્વર પાસે વિલાપ કરે છે: 'ઈશ્વર, તારા દ્રોહીઓએ તારા પેગંબરોના પ્રાણ લીધા છે. તેમના યજ્ઞકુંડોનો

વિધ્વંસ કર્યો છે. હું જ એકલો બાકી રહ્યો છું, અને હવે મારા પણ પ્રાણ લેવા તેઓ માગે છે.’ એને ઈશ્વર તરફથી આકાશવાણી સંભળાઈ; ‘હજી મારા સાત હજાર એવા બાકી છે કે જેમણે બાલની મૂર્તિ આગળ માથું નથી નમાવ્યું.’ એવી જ રીતે ગાંધીજી પણ તેમની પાછળ એક એવો સંઘ છોડી ગયા છે કે જેણે આ સરકાર આગળ કદી પણ નમતું ન આપવાની પ્રતિજ્ઞા લીધેલી છે. તેમણે ગાંધીજીની યોજના પ્રમાણે ધરાસણા ઉપર કૂચ કરી પોતાનું બલિદાન આપવાનો નિશ્ચય કર્યો છે, ગુજરાતના વયોવૃદ્ધ નવ જુવાન અબ્બાસ તૈયબજીએ તેમના અગ્રેસર થવાનું સ્વીકાર્યું છે. છોત્તેર વર્ષની વયે માતૃભૂમિનો પોકાર સાંભળી રણસંગ્રામમાં ભીષ્મની જેમ ઉતરનાર આ ‘ધોળી દાઢી’ કરતાં વધારે પુણ્યતીર્થરૂપ વ્યકિત આખા હિંદુસ્તાનમાં મળવી મુશ્કેલ છે. તેમણે આ મહાન યજ્ઞમાં નેતૃત્વ સ્વીકાર્યું એ આપણું સદ્‌ભાગ્ય છે.

એ વાત સાચી છે કે તેમની નીચે કૂચ કરનારી ટુકડીની સંખ્યા ‘સાત હજાર’ કરતાં ૭૦ની વધારે નજીક છે, પણ આ ટુકડીના સૈનિકોમાં જો સત્ય અને અહિંસાની પાવકજ્વાળા પ્રજ્વલિત હશે તો તેમનું, આ લડતનું અને દેશનું અંતે ભલું જ થશે.

“પ્રથમ આહુતિ પાક હશે,
તો આખો યજ્ઞ દીપશે;
મૂળમાં સુગંધી ભરી હશે.
તો પાંદડેપાંદડેથી તેની ફોરમ ઊડશે.”

# આપણું બહારવટું*

૧

આપણે સ્વાતંત્ર્ય મેળવવા માટે બહારવટું લીધું છે. બહારવટિયાઓ રાજાનું રાજ્ય અશક્ય કરવા માટે રાજાની પ્રજાને કનડે છે. આપણે પ્રજાની સેવા કરીને, પ્રજામાં હિંમત આણીને રાજાનું રાજ્ય અશક્ય કરવા માગીએ છીએ. બહારવટિયાઓ જ્યાં જાય ત્યાં ત્રાસ વર્તાવે છે, તેથી લોકો બહારવટિયાનું નામ સાંભળીને થથરે છે. આપણે જ્યાં જઈએ ત્યાં લોકોને આશીર્વાદરૂપ થઈ પડીએ, જેથી લોકો ઇચ્છે કે આ ધોળી ટોપીવાળા ખાદીધારી સ્વાતંત્ર્યવાદી બહારવટિયાઓ આપણે ત્યાં આવે તો કેવું સારું! આપણે અનેક દુઃખોમાંથી બચી જઈએ. આપણે લોકોને મીઠું સસ્તું કરી આપવા માટે ઊપડ્યા છીએ. લોકોને દારૂતાડીમાંથી બચાવવા માટે ઊપડયા છીએ, જંગલની હેરાનગતમાંથી રાનીપરજ તેમજ ખેતીપરજ લોકોનો ઉદ્ધાર કરવા નીકળ્યા છીએ, વેઠમાંથી ગરીબોને બચાવવા ઉપડયા છીએ. આ બધું કામ આપણે કરવાના છીએ, પણ તે વ્યવસ્થિત રીતે એક પછી એક કરવાના છીએ. આપણી શક્તિ વેડફાઈ ન જાય અને આપણા કામમાં અરાજકતા એટલે કે અવ્યવસ્થા ન ફેલાય એટલી કાળજી આપણે જરૂર રાખવાના. પણ આ સરકારના પૈડામાં જેટલી ખીલીઓ નખાય તેટલી નાખીને એ ચક્રવર્તીનું ચક્ર જ આપણે બંધ પાડવું છે.

આપણે જ્યાં જઈએ છીએ ત્યાં લોકો હેતથી આપણને ખવડાવે છે, આપણી સેવા કરે છે, હિસાબ રાખ્યા વગર આપણી

---

* વિદ્યાપીઠમાંથી લડત માટે જતા વિદ્યાર્થીઓને શ્રી. કાકાસાહેબ કાલેલકરે આપેલું પ્રવચન.

પરોણાગત કરે છે. એટલા ખાતર જ આપણે આપણા ઉપર અમુક અંકુશ રાખવાના છીએ. લોકો આપણને ઝાઝું આપે તોયે આપણે ઓછું જ લેવાના. તેઓ વધારેમાં વધારે સેવા કરવા માગે તો આપણે ઓછામાં ઓછી લેવાના. તેઓ આપણી દયા ખાઈને આપણને આરામ લેવાનું સૂચવે તો આપણે કહેવાના કે 'આરામ તો સ્વરાજ મળ્યા પછી. રામરાજ્ય આણ્યા વગર તમામ આરામ અમારે માટે હરામ છે. શરીર નભે એટલા પૂરતો જ આરામ અમારે માટે હોઈ શકે.'

આપણે વિદ્યાપીઠના સૈનિકો છીએ એટલે ચોવીસે કલાક કેળવણીનું કામ કરવાને બંધાયેલા છીએ. પણ એ કેળવણી અક્ષર, આંક કે પલાખાંની નહિ; એ. બી. સી. ડી. ની નહિ; 'I am, sir your most obedient servant' ની નહિ. આપણી કેળવણી તો નિર્ભયતાની, તેજસ્વિતાની, આત્મવિશ્વાસની, સમાજસેવાની અને રાજદ્રોહની હશે. જ્યાં જઈએ ત્યાં સ્વચ્છતા કેમ રખાય એ પોતે સ્વચ્છતા રાખીને બતાવીશું. રોગ કેમ અટકાવાય એ રહેણીકહેણી શુદ્ધ રાખીને બતાવીશું. સંપીને કેમ રહેવાય એની કેળવણી બધી ન્યાતના અને બધા ધર્મના આપણે ભાઈભાઈ જેવા જીવી બતાવીને શીખવીશું. શામળભાઈ જેવા કટ્ટર આર્યસમાજી અને કરીમભાઈ અથવા કુરેશીભાઈ જેવા પાક મુસલમાન સાથે જમે છે, સાથે પ્રાર્થના કરે છે, અને સાથે સમાજસેવા કરે છે, એ દૃશ્ય ખડું કરીને આપણે લોકોને રાષ્ટ્રીયતાના પાઠ આપવાના છીએ. જ્યારે સ્વરાજનું બંધારણ ઘડીશું ત્યારે કીકુભાઈ સભામાં કહેશે કે સ્વરાજને માટે કોણે પોતાનું લોહી નથી વહેવડાવ્યું કે તમે એને દૂર રાખશો? અન્ત્યજોને? જુઓ આ આપણો લાલો, પેલો લાલજી, લક્ષ્મણ, અને છગન જાદવ, બધાએ સ્વરાજ માટે બનતું કર્યું છે. ખ્રિસ્તીઓને દૂર રાખશો? તો કુમારાપ્પાને ક્યાં મોકલશો? અને મીરાંબાઇ અને અંગદને શું કહેશો?

તમે ખ્રિસ્તી છો માટે તમે અમારાં નથી એમ ? તેઓ ખ્રિસ્તી પણ છે અને અંગ્રેજ પણ છે. પણ તેથી શું ? આપણે સ્વાતંત્ર્યનો પોકાર કર્યો તે પહેલાં જ દીનબંધુ ઍન્ડ્રુઝે આપણા યુવાનોને પોકારીપોકારીને કહેલું, 'ઇંગ્લંડ સાથે રહી તમારો આરો નહિ આવે.' રાનીપરજ વતી આપણે ત્યાં મકનજી છે. અને પારસીઓ વતી પ્રત્યક્ષ પુણ્યશ્લોક દાદાભાઈનાં પૌત્રી ખુરશેદબહેન છે. આપણે ત્યાં બધા પ્રાંતના લોકો છે, બધા ધર્મના છે. બધાના ભાઈચારાથી જ આપણે એક-હૃદય થયા છીએ. શી રીતે આપણે બંધારણને નામે જુદા પડીશું ? કોઈ નાહકની ચર્ચા ઉઠાવે છે ત્યારે જ આપણે શોધવું પડે છે કે અમુક ભાઈ કયા પ્રાન્તનો ને અમુક ભાઈ કયા ધર્મનો ? અરે, આપણે તો એકબીજાની અટકો પણ ભૂલી ગયા છીએ. ટાંગાવાળા આપણને, 'એ વિદ્યાપીઠ' કહીને બોલાવે છે, 'એ ગાંધી' કહીને બોલાવે છે, જાણે એ જ આપણી અટક હોય નહિ !

આપણે સ્વરાજના બહારવટિયા છીએ. એટલે આપણું રોજનું કામ ત્રણ ખાતામાં વહેંચી લઈશું—પ્રચાર, સેવા અને સવિનય ભંગ. સવારથી બપોર સુધી આપણે ગામડામાં બધે ફરી વળી કૂવાઓ સાફ કરીશું, શેરીઓ સાફ કરીશું. દેશનાં બાળકોએ અજ્ઞાનમાં રસ્તા પર જ્યાં ત્યાં બગાડ કર્યો હોય તો સાવરણી અને ટીનનું સુપડું લઈ એ બધું દૂર કરીશું. એ બાળકો આપણાં ભાંડુઓ છે. મંદિરમાં જઈ મંદિર સાફ કરીશું. ચોરામાં જઈ ચોરો સાફ કરીશું. એ ચોરો સરકારનોયે નથી, અને સરકારના માણસોનો એ નથી. એ ચોરો આપણો છે. આપણા બાપદાદાઓએ બાંધ્યો છે. સ્થાનિક નિશાળ હોય તો ત્યાંના શિક્ષક અને વિદ્યાર્થીઓને ખેંચી લાવીશું. ભાઈ તરીકે એમને ભેટીશું, અને એમના હાથમાં પણ પતરાનું સુપડું અને સાવરણી દઈશું. તળાવની આસપાસ જરાય બગાડ થવા ન દઈએ. બપોરે નહાઈ ધોઈને લોકો જે જમાડે તે જમીશું. જમતાં

જમતાં લોકોને કહીશું કે મરચામસાલાની ટેવ ઓછી કરો તો હાડકાં વધારે મજબૂત થશે, ગાયનાં જ ઘી દૂધ લો તો ખેતીમાં બરકત આવશે, રેંટિયો કાંતો તો ઘરની લક્ષ્મી ઘરમાં જ રહેશે. જમી રહ્યા પછી યજ્ઞાર્થે કાંતી લઈશું. ગામના છોકરાઓને માટે એક વર્ગ ચાલે. સાથે સુથારીનાં ઓજારો હોય તો ડોસીમાનો રવૈયો સમો કરી આપીએ. રેંટિયો બગડયો હોય તો એ સમો કરી આપીએ. કોઈના બારણાની સાંકળ બરાબર વસાતી ન હોય તો જરાક હથોડી વાપરી એ ઠીક કરી આપીએ. ગામના લોકો જો કોલસા પૂરા પાડે તો એમનાં થોડાંક વાસણને કલાઈ કરી આપીએ. આપણો ગીતાનો વર્ગ અથવા એવું જ કાંઈક થોડુંક પણ બરાબર ચાલતું હોય. બપોરના ત્રણ વાગ્યા એટલે આપણે ઊપડયા. કૂચનો ડંકો વાગ્યો. પોતપોતાનો સામાન પીઠે બાંધી લઈ સૂરજ આથમે ત્યાં સુધીમાં નજીકના ગામડામાં પહોંચી જઈએ. ગયા કે પહેલું કામ બીજા દિવસને માટે દાતણ મેળવી લઇએ, સૂવાની જગા સાફ કરી પથારી કરી રાખીએ. પછી ભોજન. પછી પ્રાર્થના. પછી ગામવાળાઓની સભા. એમાં બહેનોને બોલાવીએ અને કહી દઇએ કે બાળકોને નાનપણમાં ન પરણાવો, એ નમાલા થાય છે. વહેમ અને ભક્તાઈ પાછળ પૈસા ન ખરચો, ઈશ્વિર કોપે છે. પરદેશી કાપડ નહિં પહેરતાં, દેશનો ભૂખમરો વધે છે. ભાયડાઓને કહીશું કે 'આ સરકાર તમારાં બાળબચ્ચાંને નિચોવી ખાશે, એમનો ઉકાળો કરી એમને પી જશે. આ સરકારનો રોગ નહિ મટાડીએ તો આપણે મટી જવાના છીએ. સરકાર નીરોગી થાય તો ભલે રહી, નહિ તો હાંકી કાઢો એને સીમબહાર. સરકાર વગર આપણું કશું નડવાનું નથી. તમારા છોકરાઓ જ તમારું રક્ષણ કરશે. અમે એમને ભણાવીશું. હવે એમને અમલદાર નહિ કનડે. શાહુકાર નહિ છેતરે, તાડીવાળો નહિ લલચાવે, ભૂવો નહિ ભમાવે, એવો બંદોબસ્ત કરી આપીશું.' ભજન ગાઈને સભા પૂરી કરીએ અને સૂઈ જઇએ.

સવારે ચાર વાગ્યાની પ્રાર્થનામાં જે લોકો ભળે તેમની લાયકાત વધારે છે. તેમને તો રહસ્યનો ઉપદેશ પણ કરાય. હવે પછી સમાજમાં કયાં કયાં તત્ત્વો દાખલ થવાં જોઈએ? સરકારને કેમ હંફાવાય? સાચો ધર્મ આપણી પાસે શું શું માગે છે? ખાદીમાં શું શું રહેલું છે? આપણે મારફાડ કેમ નથી કરવા માગતા? એ બધું સમજાવીએ.

પછી આવશ્યક કામોમાંથી પરવારી નાસ્તો કરીએ, અથવા એના વગર જ ભજનો ગાતાગાતા ગામમાં ફરી વળીએ. એને નગરકીર્તન નહિ કહેવાય. એ તો ગ્રામકીર્તન છે. એમાં સ્થાનિક યુવાનોને ભેળવવા જ જોઇએ અને રામનામની ધૂન જગાવવી જોઈએ પછી શરૂ થશે ગામની સફાઈ પછી નહાઇધોઇને જમ્યા, અને લોકો જોડે વાતો કરવા બેઠા. આવું ચક્ર જો બરાબર ચાલે તો આપણે ચક્રવર્તી થવાના એ વિષે શંકા નથી.

પ્રચાર, સેવા, અને સવિનય ભંગ—એ આપણો મંત્ર છે. રોજનું પ્રજા પાસે જેટલું ખાઈએ તેનું કાંઇક વળતર તે જ દિવસે આપણી પ્રજાને આપણે આપવું જોઇએ. અને પ્રજાના સદ્‌ભાવની અવેજીમાં તો આપણી પાછળ કીમતી કેળવણી અને ઉજ્જ્વલ દેશભક્તિ જ રખાય. સોમવારનો દિવસ ગાંધીજીએ આરામનો ગણ્યો છે. સોમવારે ગામનાં બાળકો જોડે ખોખો. હૂતૂતૂ, અગરપાટા અથવા આમલીપીપળી કે નવનાગેલી રમવાં જ જોઈએ, આપણે સ્વરાજના અહિંસક બહારવટિયા છીએ, પ્રજાનું ચિત્ત ચોરવા ઊપડ્યા છીએ, સરકારને ઠેકાણે પાડવા નીકળ્યા છીએ. આપણે વિદ્યાપીઠના કેળવણીકાર છીએ. પ્રજામાં ઓતપ્રોત થઇને રહીશું અને સ્વરાજ માણીશું.

અને સ્વરાજ મળ્યા પછી? એની વાત આજે નહિ.

---

# ધર્મયુદ્ધ

## ૨

[ શ્રી મહાદેવભાઈએ હાલની લડતને ધર્મયુદ્ધને નામે ઓળખાવતાં નીચે પ્રમાણેનો લેખ તા. ૬–૪–૩૦ ના નવજીવનમાં લખેલો ]

સરદાર વલ્લભભાઈએ જ્યારે આ લડતને પોતાના ભરૂચ જિલ્લાના એક ભાષણમાં 'ધર્મયુદ્ધ' તરીકે વર્ણવી ત્યારે એક છાપાવાળાએ અંગ્રેજીમાં તેને 'રિલિજિયસ વૉર' તરીકે વર્ણવી અને અમેરિકામાં તેના તારો ગયા, અને હજારો છાપાંએ પ્રગટ કર્યું કે ગાંધીજી એક ધર્મની લડત લડવાને નીકળવાના છે. એવી ધર્મની લડાઈ આ નથી, એમાં હિંદુઓ પરધર્મીઓની સામે 'હરહર મહાદેવ' કરીને નથી નીકળવાના, કે મુસલમાનો પરધર્મીઓની સામે 'દીનદીન' કરીને નથી નીકળવાના. બલ્કે આ લડતને લડવૈયાઓના ધર્મની સાથે કશો સંબંધ નથી. એમાં તો હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યહૂદી; હિંદી તેમજ અંગ્રેજ શામેલ થવાના છે. એટલે આ લડત કોઈ 'જેહાદ' નથી કે ધર્મને અંગે માંડેલો સંગ્રામ નથી.

છતાં આ લડતને ધર્મયુદ્ધ કહીએ છીએ એનાં કારણો દેખીતાં છે. આ લડતનાં સાધન ધાર્મિક છે, આ લડતનું ધ્યેય પણ ધાર્મિક છે. અહિંસા અને સત્યમાં જેને વિશ્વાસ નથી તે આ લડતમાં જોડાઈ શકતા નથી; જેને સામ્રાજ્યવાદી અને બીજા દેશોને ચૂસીને જીવનાર બ્રિટિશ રાજ્યને નભાવવું છે તેવા પણ આમાં જોડાઈ શકતા નથી, કારણ આ લડતનું ધ્યેય આ દેશનું સંપૂર્ણ સ્વરાજ છે. અને આ દેશનું સંપૂર્ણ સ્વરાજ એટલે આ દેશના કરોડો ગરીબોનું સ્વરાજ છે, તેથી આ લડત લડનારા સૌ ગરીબના પ્રતિનિધિ તરીકે, ગરીબની રીતે, ગરીબના પૈસાને જીવની જેમ સાચવીને અને ઘીની જેમ

વાપરીને લડાઈ લડશે, એટલે સાધન અને ધ્યેય બંનેની દૃષ્ટિએ આ લડત અગાઉ લડાયેલી કોઈ પણ લડતના કરતાં વિલક્ષણ પ્રકારની છે. આ વિલક્ષણતા જો સમજવામાં આવે તો ગાંધીજી પોતાની કૂચને ધર્મયાત્રા કહે છે તે પોતાના સૈનિકોનાં વિચાર, વાણી અને વર્તન વિષે આઠેપહોર જાગૃત રહે તે, તથા વારંવાર પોતાના હૃદયનો જ્વાળામુખી ખુલ્લો મૂકે છે તે સહેજે સમજાશે. શુદ્ધમાં શુદ્ધ સાધનદ્વારા યુદ્ધમાં શુદ્ધ ધ્યેય સાધવાને માટે કટિબદ્ધ થયેલા યાત્રાળુઓનાં સ્થળેસ્થળે જે સન્માન થાય છે તેનું રહસ્ય પણ આ યુદ્ધ એ ધર્મયુદ્ધ છે એમાં મળે છે.

આ યુદ્ધ ધર્મયુદ્ધ ન હોય તો શા સારુ બહારવટે નીકળેલા ગાંધીજીના સૈનિકોનાં દર્શન કરવાને ખૂણે ખાંચરે પડેલાં ગાંમડાંના પણ હજારો ગરીબતવંગર દૂરદૂરનાં ગામડાંથી અને શહેરોમાંથી ઊતરી પડે? શા માટે એ સૈનિકોની સેવા કરવાને માટે, એમને માટે ખીચડી અને રોટલા કરી આપવાને માટે દૂરદૂરનાં ગામડામાં સ્વયંસેવિકાઓ તરીકે અનેક બહેનો હર્ષથી ચાલી જાય? પ્રચલિત લડાઈઓના જેવી બીજાના ઉપર જીત મેળવવાની, વેપારના અને બીજા હકોનો એકહથ્થુ કબજો મેળવવાની આ લડત હોત, પ્રચલિતની જેમ આ લડતમાં પશુની માફક જડબુદ્ધિથી જોડાનારા ભાડૂતિયા સિપાઇઓ હોત તો, તેને નીરખવાને માટે, તેનાં ઓવારણાં લેવાને માટે ત્રણ અને ચાર વાગે પ્રભાતે ઊઠી હજારો બહેનોએ પોતાનાં આંગણાં પાણી છાંટી સ્વચ્છ કરી, સાથિયા પૂરી, તૈયાર કરી રાખ્યાં હોત ખરાં? સુરતની ૫૦ હજાર ઉપરાંતની હાજરીવાળી વિરાટ સભા—તેમાં ૫–૭ હજાર બહેનો, સુરત શહેરમાંથી પ્રભાતે થયેલી કૂચનાં ભવ્ય દૃશ્યો, શાંતિ અને વ્યવસ્થાના અપૂર્વ નમૂનારૂપ લગભગ ત્રણ માઇલ સુધી ગોઠવાયેલી પચરંગી કોમનાં સ્ત્રીપુરુષોની મેદની ધર્મયુદ્ધમાં જ જોવામાં આવે, રાક્ષસી યુદ્ધમાં જોવામાં ન આવે. આ રાક્ષસી રાજતંત્રનો નાશ કરવાની પ્રતિજ્ઞા કરીને ગાંધીજી બહારવટે નીકળ્યા છે એમ જાણતાં છતાં એ

યુદ્ધને માટે છચ્ચોક હજારો રૂપિયાનાં દાન દેવાય, અને પોતાનાં નામ આપતાં પણ સામાન્ય ગણુતરી કરીને ચાલનારી એવી વેપારી આલમને સંકોચ ન થાય એ પણ આ ધર્મયુદ્ધનો મહિમા નહિ તો બીજું શું?

ગયા યુદ્ધ દરમ્યાન થયેલી બળજોરીની રંગરૂટ ભરતીની કાળી કથા પંજાબના પ્રકરણ દરમ્યાન બહાર આવી હતી. ક્યાં એ મલિન રંગરૂટ ભરતી અને ક્યાં આ યુદ્ધને માટે થતાં પવિત્ર બલિદાન! કોઇ પોતાના કુટુંબના અનેક વર્ષના સરકારી સંબંધ તજીને આ લડતમાં સ્વયંસેવક તરીકે ઝંપલાવે છે, તો કોક પોતાનો ધંધો છોડી નીકળી પડે છે, કોક પોતાના અભ્યાસ છોડી નીકળી પડે છે તો કોકે પોતાના વહાલામાં વહાલાંના પ્રેમને આઘાત પહોંચાડીને ઝંપલાવે છે. રાક્ષસી યુદ્ધના સૈનિકોને શૂર ચડાવવા અનેક લાલચો આપવામાં આવે છે, તેમના વ્યસનને અને વિકારને સંતોષવાની પણ પેરવી કરવામાં આવે છે. આ ધર્મયુદ્ધના સૈનિકો વ્યસન અને વિકારોની આહુતિ આપીને સંગ્રામે ચડે છે એમ તેઓ જાણે છે. બારડોલી તાલુકાના સૈનિકોની છેવટની સભા હું ગયા અઠવાડિયામાં કરી આવ્યો. એક જ દિવસની નોટિસે ૩૫૦ સૈનિકો હાજર થઈ ગયા હતા. અર્ધાં ગામોએ તો ખબર પણ પહોંચી શકી નહોતી. ૬૦—૭૦ વર્ષની વયના અને અશક્ત દેખાતા એવા થોડા સૈનિકોને અને ૧૮ વર્ષથી નીચેના અબોધ જેવા લાગતા બાળકોને બાદ કરવામાં આવતાં તેમને દુઃખ થયું. પણ તેઓ સૈનિકોને શોભે એવી ધીરજ રાખી ભવિષ્યમાં ચૂંટાવાની આશાએ પાછા ફર્યાં. બાકીના ૩૨૦ જેટલા સૈનિકોને તેમની રહેણીકરણી, તેમનાં વ્યસન, વગેરે વિષે પૂછવામાં આવતાં તેમણે નિખાલસતાથી જવાબ આપ્યા. બીડી પીનારા તરીકે પુષ્કળ જણાએ હાથ ઊંચા કર્યા, પણ એ વ્યસનને તિલાંજલિ આપીને જવું પડે છે એ વસ્તુ સૌએ સ્વીકારી. એક પણ જણ દારૂ પીનારો તો

હતો જ નહિ. અમદાવાદ જેવા શહેરમાં નોંધાયેલા અનેક વર્ગના અને અનેક વર્ણના સ્વયંસેવકોની સાથે મેં એ જ રીતે સીધી વાત કરી. તમાકુના વ્યસનવાળાએ તો ઝટ હાથ ઊંચા કર્યા, પણ કોઈએ દારૂ પીધો છે એમ પૂછતાં જરા સંકોચ સાથે પણ પછીથી દૃઢતાપૂર્વક સાતઆઠ જણે હાથ ઊંચા કર્યા. અહિંસાની વાત કરતાં કશી ચર્ચા તો ન જ ચાલી, પણ એક જણે પોતાનું કિરપાણ કાઢીને બતાવ્યું. અને તે ઘર છોડી આવવાની પ્રતિજ્ઞા કરી. આમ આત્મશુદ્ધિની આ લડત છે, એ સૌ કોઈ સમજી ગયા હતા. પણ બારડોલી અને અમદાવાદ બંને સ્થળે જ્યારે મેં ખોરાકની વાત કરી ત્યારે તો તેમણે જે સંયમની તૈયારી બતાવી તેને માટે હું તૈયાર નહોતો જ. ગાંધીજીની સાથે ખૂબ વિચાર કર્યા બાદ અમે એવું ધાર્યું જ હતું કે દરેક સ્વયંસેવક અર્ધો શેર ચણા મમરા, ૨॥ તોલા ગોળ, એક લીંબુ અને મળે ત્યાં અર્ધો શેર દૂધ અથવા એક તોલો ઘી એટલું 'રૅશન' મેળવીને સંતોષ માને તો રસોડાની ખટપટમાંથી બચી જવાય. બારડોલીમાં કાર્યકર્તાઓએ પોતે આ 'રૅશન' શરૂ કરી દેવાની પહેલ કરી, સૈનિકો તો તૈયાર હતા જ. અમદાવાદ જેવા શહેરમાં પણ આ સૂચનાનો વિરોધ ન થયો એ આનંદ સાથે આશ્ચર્યની વાત હતી. કાકાસાહેબે પોતાના તાલીમ વર્ગોમાં પણ આનો આરંભ કરી દીધો, અને ખુરશેદ બહેન જેવા સામાન્ય રીતે વરણાગિયાં મનાતાં બહેને પણ આ સૂચના હોંશથી ઉપાડી લીધી.

જેમજેમ ધર્મયુદ્ધ જામતું જશે તેમતેમ હજી વધુ આત્મશુદ્ધિના, વધુ સંયમના અને આત્મનિરીક્ષણનાં પુરાવા આપણને મળતા જશે.



